મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળા નં. ૮

# દાર્શનિક કોશ

## (પ્રથમ ખંડ)

સંપાદક,
શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ,
આસિ. સેક્રેટરી—અમદાવાદ

આવૃત્તિ પહેલી
પ્રત ૧૫૦૦

સને ૧૯૩૭
સંવત્ ૧૯૯૩

મુદ્રકઃ—સોમાલાલ મંગળદાસ શાહ
મુદ્રણાલયઃ—ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ
મુદ્રણ સ્થાનઃ—ગાંધીરોડ, ચાર રસ્તા, અમદાવાદ

કિંમત એક રૂપિયો

મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળાનો

# ઉ પો દ્ ઘા ત

કાઠીઆવાડના તત્ત્વજ્ઞાની મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણીની યાદગીરી કાયમ રાખવા સારૂ જુનાગઢમાં એક સ્મારક ફંડ કરવામાં આવ્યું હતું. તે ફંડમાં ભરાયેલા રૂ. ૨૦૦૦) ગુજરાત વર્નાકયુલર સોસાઈટીના ટ્રસ્ટમાં સન ૧૮૮૬ ની સાલમાં તે ફંડના સેક્રેટરીઓએ સોંપ્યા હતા, તેની સાડા ત્રણ ટકાની સરકારી પ્રોમીસરી નોટો સોસાઇટીએ લીધેલી છે. તેના વ્યાજમાંથી ન્યાય, મીમાંસા, વેદાંત વગેરે સંસ્કૃત પુસ્તકો ઉપરથી ભાષાન્તરરૂપે અથવા અસલ ગ્રંથો, તેમજ ઈંગ્રેજી પુસ્તકો ઉપરથી ન્યાય (લોજિક), અર્થશાસ્ત્ર, રસાયણ શાસ્ત્ર, ખગોળ વગેરે વિષયો ઉપર પુસ્તકો લખવાનો ઉદ્દેશ છે તે અન્વયે આજ સુધીમાં સદરહુ ફંડ ખાતેથી પારિતોષિક આપીને નીચેનાં પુસ્તકો રચાવી, "મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળા" તરીકે ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે.

(૧) દર્શનશાસ્ત્ર સંબંધી ચર્ચા R
(૨) પાતાંજલ યોગદર્શન 103
(૩) શ્રી બ્રહ્મસૂત્ર શાંકરભાષ્યાનુવાદ, પ્રથમ ભાગ
(૪) " " " દ્વિતીય ભાગ
(૫) યુરોપમાં બુદ્ધિ સ્વાતંત્ર્ય
(૬) એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર
(૭) અખાકૃત કાવ્યો, ભા. ૧
(૮) દાર્શનિક કોશ-પ્રથમ ખંડ



અમદાવાદ — હીરાલાલ ત્રિ. પારેખ

તા. ૧૭-૯-૧૯૩૭. આસિ. સેક્રેટરી

# પ્રસ્તાવના

ભારતવર્ષનાં આસ્તિક તથા નાસ્તિક દર્શનોનો ઉંડો, માર્મિક તથા તલસ્પર્શી અભ્યાસ તે તે દર્શનોમાં વપરાયેલા પારિભાષિક શબ્દોના યથાર્થ જ્ઞાન વિના સંભવિત નથી; તેમાં પણ ન્યાય, વૈશેષિક તથા વેદાન્તના ગ્રન્થો અત્યન્ત ગહન પરિષ્કાર તથા પરિભાષાઓથી વ્યાપ્ત હોવાને અંગે તેમને સમજવા માટે પારિભાષિક શબ્દોનું તથા પરિષ્કાર વગેરેનું જ્ઞાન અપરિહાર્ય છે. બંગાળામાં નદિયા વિદ્યાપીઠમાં ઉદ્‌ગમ પામેલો નવ્યન્યાય તો એટલી જટિલ પરિભાષાથી પરિષ્કૃત થયો છે કે કોઇ પ્રસિદ્ધ જ્ઞાતા પાસે અવિચ્છિન્ન અધ્યયન કર્યા વિના તેનો બોધ સંભવતો નથી.

અર્વાચીન કાળમાં પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર વગેરે ઐહલૌકિક સુખની અભિવૃદ્ધિના સાધનરૂપે માનવામાં આવતાં શાસ્ત્રોનો અભ્યાસ વૃદ્ધિ પામ્યો છે. વ્યાપક સ્વરૂપમાં પ્રસરેલા યંત્રયુગે તત્ત્વજ્ઞાન તરફની જનતાની અભિરૂચિને અત્યન્ત શિથિલ બનાવી દીધી છે. દુનિયાના રાજકીય વાતાવરણે વિષમ સ્વરૂપ ધારણ કર્યું છે અને દ્રવ્ય પ્રબળશક્તિના અપૂર્વ સાધન તરીકે ગણાવા માંડયું છે. મનુષ્ય જીવન એટલું યન્ત્રમય થઇ ગયું છે કે નિર્વાહની મારામારીમાં તથા દ્રવ્યોપાર્જન માટે સતત દોડધામમાં ગંભીર ચિન્તન કે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાનો યથાયોગ્ય અવકાશ પ્રાપ્ત થતો નથી. જ્યારે આવી પરિસ્થિતિ છે ત્યારે જે પ્રજામાં દરિદ્રતા પ્રવર્તતી હોય તેની દશાનું તો કહેવું જ શું? આમ છતાં ભક્તિપ્રધાન તથા જ્ઞાનપિપાસુ ભારતવર્ષમાં તત્વજ્ઞાનનો પ્રવાહ અત્યન્ત શિથિલ થયો હોવા છતાં સતત વહ્યા કરે છે તથા ઘણીખરી જનતાને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાની ઉત્કંઠા હોવા છતાં તેને સમજવાનાં સરળ સાધનોને અભાવે નિરાશ થવું પડે છે. આધુનિક સમયનાં લક્ષણો જોતાં, તત્ત્વજ્ઞાનને જો વહેતું અને પ્રાણવાન રાખવું હોય તો તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોને અતિશય સરળ ભાષામાં અને બની શકે ત્યાં સુધી ભિન્ન ભિન્ન પ્રાન્તીય ભાષાઓમાં પણ રચવાં ઘટે છે. આવી જાતનો પ્રયાસ યુરોપમાં વ્યાપક રીતે થતો જોવામાં આવે છે અને ત્યાંના ઘણા દેશોમાં તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો સરળ ભાષામાં અને સુગમ શૈલીમાં પ્રગટ કરવામાં આવ્યાં છે.

પ્રસ્તુત દર્શનકોશ ઉપર દર્શાવેલા પ્રયાસોના જેવોજ અત્યન્ત પ્રશંસનીય પ્રયત્ન છે. દર્શનશાસ્ત્રના પારિભાષિક શબ્દોનું ટૂંકું પણ આવશ્યક સ્થળે દૃષ્ટાન્તોથી સંપૂર્ણ એવું ગુર્જરગિરામાં હૃદયંગમ વ્યાખ્યાન કરી આ ગ્રન્થના વિદ્વાન કર્તાએ ગુર્જરભાષામાં વર્ષોથી સેવાયેલી ખોટ પૂરી પાડી છે, જેથી અખિલ ગુજરાત તેમનું ઋણી છે. આ કોશની નોંધવા લાયક વિશિષ્ટતા તો એ છે કે કર્તાએ ગહનમાં ગહન શબ્દોની સમજુતિ અતિ

સરળ ભાષામાં સાધારણ બુદ્ધિનો મનુષ્ય સમજી શકે તેવી રીતે આપી છે. આનું મુખ્ય કારણ તો એ છે કે આ કોશના પ્રણેતા ઉત્તમ શિક્ષક, અપૂર્વ કવિ, તલસ્પર્શી સાક્ષર, ઉંડા વિવેચક તથા મહાન દાર્શનિક પંડિત છે. દર્શનકોશ શ્રીયુત છોટાલાલ નરભેરામ કવિની પરિપૂર્ણ વિદ્વત્તાના પરમ પરિપાકની પુનીત પ્રસાદી છે, કારણ કે આ કોશ તેઓશ્રીએ લગભગ પંચાશી વર્ષની વયે શાસ્ત્રોનું મંથન કરી મનનપૂર્ણ રીતિથી રચ્યો છે. આ કોશમાં દર્શનશાસ્ત્રના સર્વ પારિભાષિક શબ્દોનો સમાવેશ કર્યો નથી પણ શાસ્ત્રાધ્યયનમાં ઉપયોગી એવા સર્વ મુખ્ય મુખ્ય શબ્દોનો સંગ્રહ કર્યો છે. જ્યાં જ્યાં જરૂર જણાઇ ત્યાં ત્યાં એક એક શબ્દની ભિન્ન ભિન્ન પુસ્તકોમાં તથા દર્શનોમાં દૃષ્ટિગોચર થતી વ્યાખ્યાઓ આપી છે જેથી તુલનાત્મક અભ્યાસ કરવાની સુગમતા પડે અથવા અમુક શાસ્ત્રનું અધ્યયન કરનારને અમુક શબ્દનું તે શાસ્ત્ર શી રીતે વ્યાખ્યાન કરે છે તેની પણ સ્પષ્ટ સમજણ પડે. 'जाति' શબ્દની અથવા 'उपाधि' શબ્દની વ્યાખ્યા વાંચી જોનારને કર્તાના આવા સુંદર પરિશ્રમનો પરિચય થશે. આમ છતાં શબ્દોની સર્વ પ્રકારની વ્યાખ્યાઓ આ કોશમાં ઉપલબ્ધ થશે નહિ કારણ કે તેવો સંગ્રહ કરવાને ઘણી વ્યક્તિઓની એકત્ર સહાય, ઘણો સમય તથા દર્શનશાસ્ત્રોના સર્વ પુસ્તકોનું સમગ્ર પર્યાલોચન આવશ્યક હોવાથી તે કાર્ય અતિ દુષ્કર છે. મુખ્યત્વે આ કોશ કર્તાના પોતાના વિસ્તૃત વાંચનમાંથી તારવી કહાડેલા પ્રસિદ્ધ અને શાસ્ત્રાધ્યયનમાં ઉપયોગી એવા શબ્દોનો સંગ્રહ છે. આશા છે કે વિદ્વત્તારસિક, સહૃદય ગુર્જર જનતા આ ગ્રન્થને સહર્ષ વધાવી લેશે અને દર્શનશાસ્ત્રનું પુનરુત્થાન સાધી, તત્ત્વજ્ઞાનનો પ્રકાશ દિગ્દિગન્તમાં પ્રસારી ગુર્જરભૂમિમાં ગીર્વાણભારતીને પુનઃ પ્રતિષ્ઠિત કરશે.

પ્રસ્તાવનાની સમાપ્તિ કરતાં પહેલાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી શ્રીયુત હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ જેમના સૌજન્યથી આ ગ્રન્થ પ્રકાશ પામ્યો છે તેમનો કર્તા તરફથી હાર્દિક આભાર માની હું વિરમું છું.

અનુપરામ ગોવિન્દરામ ભટ્ટ

**अकस्मात्त्वम्**-कारणानधीनत्वम् ।—જે કાર્યને બનવાને માટે કારણની અપેક્ષા ન હોય તે કાર્ય 'કારણાનધીન' કહેવાય; કારણાનધીનપણું તે અકસ્માત્પણું. માયા, સ્વપ્ન, મનોરથ, ઇત્યાદિમાં 'અકસ્માત્ત્વ' રહેલુ છે. ૨, अनिश्चितकारणकत्वम् । જેના કારણનો નિશ્ચય થઈ ન શક્યો હોત તે.

**अकृताभ्यागमः**-પૂર્વે નહિ સંપાદન કરેલા ધર્મ કે અધર્મના સુખદુઃખરૂપ ફળની જે પ્રાપ્તિ તે.

**अकृतोपास्तिः**—આત્મસાક્ષાત્કાર થતાં પહેલાં જેણે સગુણબ્રહ્મની સાક્ષાત્કાર થતાં સુધી ઉપાસના નથી કરી એવો જ્ઞાની પુરૂપ.

**अक्रूरत्वम्**-मृदुत्वम् । વૃથાપૂર્વપક્ષાદિ કરનારા શિષ્યાદિને પણ કઠોર વચન કહ્યા સિવાય બોધ કરવાપણું.

**अखण्डत्वम्**—सजातीयविजातीयस्वगतभेदशून्यत्वम् । સજાતીય, વિજાતીય, અને સ્વગત, એવા ત્રણ પ્રકારના ભેદથી રહિતપણું. (સજાતીયાદિ શબ્દોનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.) ૨. तत्प्रातिपदिकार्थत्वमखण्डत्वम् । એટલે તેજ એક વસ્તુ માત્ર બતાવનારો જે અર્થ તે અખંડાર્થ કહેવાય. જેમ, प्रकृष्टप्रकाशश्चन्द्रः (ઉત્તમ પ્રકાશવાળો ચંદ્ર.) એમાંના ઉત્તમ તથા પ્રકાશ શબ્દો ફક્ત 'ચન્દ્રરૂપ વસ્તુ માત્રનોજ બોધ કરે છે. તેમ 'સત્યજ્ઞાનાનંદ' શબ્દો પણ બ્રહ્મવસ્તુનોજ બોધ કરે છે. માટે તે શબ્દોમાં અખંડત્વ છે, અને બ્રહ્મમાં 'અખંડાર્થત્વ' છે. અર્થાત્ સત્યજ્ઞાનાનંદ એ ભિન્ન શબ્દો ન હોઇને એક પ્રાતિપદિકરૂપ શબ્દ છે. ૩. संसर्गानवगाहियथार्थज्ञानजनकत्वम् । (તાદાત્મ્ય સંબંધ વિનાના બીજા સંબંધોને સંસર્ગ કહે છે.) સંસર્ગરહિત યથાર્થજ્ઞાનને ઉત્પન્ન કરવાપણું તે અખંડત્વ. (वे. प.)

**अखण्डार्थत्वम्**—अपर्यायानेकशब्दप्रकाशत्वे सति अविशिष्टत्वम् ।—પર્યાયરૂપ ન હોય એવા અનેક શબ્દોવડે જે વસ્તુ પ્રકાશિત હોય (એટલે જણાવાતી હોય), તથા વિશિષ્ટ ભાવથી રહિત હોય (એટલે વિશેપણથી વિશેષિત ન હોય) તે વસ્તુને અખંડાર્થવાળી કહે છે; અર્થાત્ તે વસ્તુમાં અખંડાર્થત્વ રહેલું છે. (એક અર્થના અનેક શબ્દોને પર્યાય કહે છે. જેમ-ઘટ, કુંભ, કલશ, ઇ૦.) ઉદા૦ જેમ-"सत्यज्ञानानन्दं ब्रह्म" એમાં સત્યાદિ ત્રણ શબ્દો ઘટ, કુંભ, વગેરેની પેઠે પર્યાયરૂપ નથી પણ અપર્યાય છે; તેમ સત્યાદિ શબ્દો અનેક પણ છે; વળી જેમ नीलोत्पलं (કાળું કમળ) શબ્દમાં उत्पल જેમ नील વિશેપણથી વિશિષ્ટ છે તેમ સત્યાદિ શબ્દો બ્રહ્મના વિશેપણરૂપ પણ નથી, માટે सत्यादि શબ્દો વડે જણાવાતા બ્રહ્મમાં અખંડાર્થત્વ છે (કલ્પતરૂ) ૨. अपर्यायशब्दानां संसर्गागोचरप्रमितिजनकत्वमखण्डार्थत्वम् । પર્યાયરૂપ ન હોય એવા શબ્દોવડે સંસર્ગ સંબંધ રહિત પ્રમાજ્ઞાનનું ઉત્પન્ન થવાપણું તે અખંડાર્થત્વ છે. (चित्सुखी).

**अखण्डोपाधिः**-अनिर्वचनीयो धर्मः अखण्डोपाधिः । જે ધર્મનું કોઈ પ્રકારે નિર્વચન હોઈ શકે નહિ તે ધર્મ અખંડોપાધિ કહેવાય છે; જેમ—પ્રતિયોગીત્વ, અનુયોગિત્વ, આદિક ધર્મો અખંડોપાધિ કહેવાય છે. તે અખંડોપાધિ ધર્મ દ્રવ્યાદિ સપ્ત પદાર્થોથી અતિરિક્ત (ભિન્ન) જ હોય છે. અર્થાત્ તે દ્રવ્યાદિમાં અંતર્ભૂત હોતો નથી. (ન્યા પ્ર.)

**અખ્યાતિઃ**—(મીમાંસકને મતે) છીપમાં इदं रजतम् (આ રૂપું છે) એ જ્ઞાન યથાર્થ જ છે, કેમકે કોઈ જ્ઞાન અયથાર્થ હોતું નથી. જેમ ઉપલા ઉદાહરણમાં इदं (આ) અંશ તો પ્રત્યક્ષ જ્ઞાન છે, અને रजतं (રૂપું) એ જ્ઞાન તો પૂર્વે જોયેલા રૂપાની સ્મૃતિરૂપ છે. માત્ર જોનાર આ બે જ્ઞાનનો ભેદ સમજી શકતો નથી તેથી તેને 'આ રૂપું છે' એવું ભેદાગ્રહ જ્ઞાન (બન્ને જ્ઞાનમાં તફાવત છે તે ન સમજવાથી ઉત્પન્ન થયેલું જ્ઞાન) ઉત્પન્ન થાય છે. એમાં ભ્રમજ્ઞાન જેવું કાંઈ નથી. અર્થાત્ ख्यातेरभाव एवाख्यातिः (ખ્યાતિનો અભાવ એજ અખ્યાતિ) એવો અર્થ કરવો. (પ્રભાકર.) ૨. स्वरूपतो विषयतश्चागृहीतभेदेनैकज्ञानम् । જે પદાર્થોના સ્વરૂપજ્ઞાનમાં ભેદ છતાં ભેદગ્રહણ કરવામાં ન આવે, તથા જે જ્ઞાનના વિષયો ભિન્ન છતાં તે એકજ છે એમ સમજવામાં આવે, તે અખ્યાતિ. જેમ છીપ અને રૂપું સ્વરૂપથી ભિન્ન છતાં તે ભેદ સમજાતો નથી, તેમ જ્ઞાનનો વિષય ભિન્ન થતાં એક રૂપુંજ માલમ પડે છે, ત્યાં 'અખ્યાતિ' જાણવી. (ન્યાય, મક.)

**अग्निहोत्रम्**—અગ્નિધારણ કરીને તેમાં સાંજ સવાર હોમ કરશો તે.

**अग्ने प्रकृतयः** पंच–क्षुतृण्निद्रा तथालस्यं सङ्गोऽग्नेःपंच कीर्तिताः ।—ભૂખ, તરસ, નિદ્રા, આળસ અને સંગ, એ પાંચ અગ્નિની પ્રકૃતિઓ છે.

**अग्रहणम्**—અપ્રત્યક્ષ. સમજી ન શકાવું તે.

**अघटकत्व**—तद्विषयत्वाव्यापकविषयतावत्त्वम् કોઈ પદાર્થના વિષયત્વમાં અવ્યાપક એવી જ વિષયતા, તે વાળા હોવાપણું. જેમ—ઘટ વિષયત્વમાં અવ્યાપકવિષયતાવત્ત્વ ગર્દભત્વનું છે, માટે ગર્દભત્વમાં ઘટનું અઘટકત્વ રહ્યું છે.

**अघातिकर्मप्रकाराः**—(જૈન મતે) અઘાતિ કર્મ ચાર પ્રકારનું છે. (૧) વેદનીય, (૨) નામિક, (૩) ગોત્રિક, (૪) આયુષ્ક, એ ચારે પ્રકારનાં કર્મ શ્રેયનું હનન કરતાં નથી માટે તે અઘાતિકર્મ કહેવાય છે.

**अङ्ग**—અંગી (પ્રધાન કર્મ) ના સમીપમાંજ જે પદાર્થ કાંઈ ફળ સિવાય કર્ત્તવ્યતારૂપે શ્રવણ કરવામાં આવે છે તે, એનેજ 'શેષ' તેમ 'સહકારી' પણ કહે છે. ઉદા૦—જેમ, દર્શપૂર્ણમાસ એ અંગી છે અને પ્રયાજ એ તેનું અંગ છે, અને તેની (દર્શપૂર્ણમાસની) સમીપમાં કહ્યું છે, તેમજ દર્શપૂર્ણમાસથી તેનું ભિન્ન ફળ કહેલું નથી માટે પ્રયાજ એ અંગ છે. ૨. तदीयप्रधानफलजनकव्यापारजनकत्वे सति तदीयप्रधानफलाजनकत्वम् । વેદમાં યજ્ઞાદિ કર્મોમાં કેટલાંક પ્રધાનકર્મ હોય છે અને કેટલાંક એ પ્રધાનનાં અંગભૂત કર્મ હોય છે. 'જેમ દર્શપૂર્ણમાસ' યાગમાં 'પ્રયાજ' એ અંગભૂત કર્મ છે. અંગભૂત કર્મો પોતાના પ્રધાન કર્મનો જે ફલજનક વ્યાપાર છે તેમાં સહાય કરે છે; એમ છતાં અંગભૂતકર્મો એકલાં કરવામાં આવે તો તેથી પ્રધાન કર્મનું ફળ ઉત્પન્ન થતું નથી. અર્થાત્ જે કર્મનું પોતાનું કાંઈ ફળ નથી પણ પ્રધાન કર્મનું ફલ ઉત્પન્ન કરી આપે છે તે અંગ કહેવાય છે.

૩. વેદના અર્થનું જ્ઞાન થવામાં ઉપયોગી જે છ ગ્રંથો છે, તેમાંના દરેકને પણ અંગ કહે છે, એ છ ગ્રંથોઃ-શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદસ્ અને જ્યોતિષ્, એ નામના છે.

**अङ्गसमाधिः**—કર્તા, કર્મ, કરણ, એ ત્રિપુટીના અનુસંધાન સહિત સજાતીય વૃત્તિઓનો બ્રહ્માકાર પ્રવાહ તે. એને સવિકલ્પ સમાધિ પણ કહે છે,

**अङ्गी**—જે પદાર્થ (અથવા કર્મ) સાક્ષાત્ ફળના સાધન રૂપે શ્રુતિમાં કહેલો હોય તે. એને જ 'શેષી' અથવા 'પ્રધાન' પણ કહે છે.

**अचेतनः**—'અજ્ઞાન'થી આરંભીને તમામ જડસમૂહ, ચેતનથી ભિન્ન સર્વ પદાર્થ માત્ર

**अजन्यज्ञानम्**—જ્ઞાન 'જન્ય' અને 'અજન્ય' એમ બે પ્રકારનું છેઃ તેમાંથી પરોક્ષ

અને અપરોક્ષ જ્ઞાન એ જન્યજ્ઞાન છે; અને શુદ્ધબ્રહ્મરૂપ જ્ઞાન એ અજન્યજ્ઞાન છે.

**अजन्यसुखम्**—'જન્યસુખ' અને 'અજન્યસુખ' એવા સુખના બે પ્રકાર છે: તેમાંથી અંતઃકરણની વૃત્તિજન્ય સુખ તે જન્યસુખ કહેવાય છે; અને બ્રહ્મસુખ તે અજન્યસુખ કહેવાય છે.

**अजहत्लक्षणा**–लक्ष्यतावच्छेदकरूपेण लक्ष्यशक्योभयबोधप्रयोजिका लक्षणा अजहल्लक्षणा લક્ષ્યતાવચ્છેદકરૂપે, લક્ષ્ય અને શક્ય બન્નેના બોધની હેતુ જે લક્ષણા, તે અજહલ્લક્ષણા કહેવાય છે. જેમ–કોઈ માણસે ભોજન માટે રાખેલા દહીંનું કાગડાં, બિલાડાં, વગેરે પ્રાણીઓથી રક્ષણ કરવા માટે એક છોકરાને કહ્યું કે 'કાગડાઓથી દહીંનું રક્ષણ કર.' એ વચન સાંભળીને તે છોકરો કાક (કાગડો) પદની દહીંને બગાડનારાં તમામ પ્રાણીઓમાં લક્ષણા કરે છે. એવાં પ્રાણીઓ, કાગડા, બિલાડાં, કૂતરાં, વગેરે છે. એવાં દહીં બગાડનારાં કાગડા, બિલાડાં, વગેરે લક્ષ્યો વિષે જે 'કાક' પદની લક્ષ્યતા રહે છે. તે લક્ષ્યતાનો અવચ્છેદક દધિ–ઉપઘાતકત્વ (દહીં બગાડવાપણા રૂપ) ધર્મ છે. એ દધિ ઉપઘાતકત્વરૂપ લક્ષ્યતાવચ્છેદકરૂપે કરીને કાક, બિડાલ, શ્વાન, વગેરે સર્વ શક્ય અને લક્ષ્ય પદાર્થોનો બોધ તે છોકરાને કાકપદની લક્ષણાથી થાય છે. માટે કાકપદની દધિ-ઉપઘાતક વિષે લક્ષણા તે અજહત્ લક્ષણા કહેવાય છે. (ન્યા. પ્ર.)

તેમજ छत्रिणो गच्छन्ति–(છતરીવાળા જાય છે) એમાં પણ એકસાર્થવાહી (એક ટોળામાં જનારા) પુરુષોમાં છત્રી (છતરીવાળો) પદની લક્ષણા થાય છે. એ લક્ષણાવડે છત્રીવાળા તથા છત્રી વગરના બધા પુરુષોનો બોધ થાય છે, માટે એ પણ અજહત્ લક્ષણા છે.

૨. शक्यार्थापरित्यागेन तत्संबन्ध्यर्थान्तरे वृत्तिः।—પદના શક્ય અર્થનો પરિત્યાગ કર્યા વિના તે શક્ય અર્થના સંબંધવાળા પદાર્થમાં તે પદની જે લક્ષણાવૃત્તિ તે 'અજહત્ લક્ષણા' કહેવાય છે. જેમ "માળા ગાજી ઉઠયા" એમાં 'માળા' શબ્દનો શક્ય અર્થ જડ માળો (માંચડો) છે. તે અર્થનો ત્યાગ ન કરતાં માળાના સંબંધવાળા તે ઉપર બેઠેલા માણસ છે તેમાં લક્ષણા કરવી તે 'અજહત્ લક્ષણા' છે.

**अजिह्वादिभिक्षुषट्कम्**–अजिह्वः पण्डकः पङ्गुरन्धो बधिर एव च। मुग्धश्चैते सुविज्ञेया षड् भूमौ भिक्षुपुङ्गवाः ॥१॥—અજિહ્વ (જીભ વગરનો) પંઢ, પાંગળો, આંધળો, બહેરો અને મૂઢ, એ છ પ્રકારના ભિક્ષુ (સંન્યાસી) શ્રેષ્ઠ કહેવાય છે. (અર્થ તે તે શબ્દોમાં જોવા.)

**अजिह्वोभिक्षुः**–इदमिष्टमिदं नेति योऽश्नन्नपि न सज्जते। हितं सत्यं मितं वक्ति तमजिह्वं प्रचक्षते॥—જે સંન્યાસી ભોજન કરતો છતાં આ ઇષ્ટ છે અને આ અનિષ્ટ છે, એવી આસક્તિ રાખતો નથી; તથા હિતકર, સત્ય અને થોડું બોલે છે તે અજિહ્વ (જીભ વગરનો) સંન્યાસી કહેવાય છે.

**अजीवः**—(જૈનમતે) ભોગ્ય પદાર્થો. એ અજીવ પદાર્થોમાંજ આશ્રવ, સંવર, નિર્જર, બંધ અને મોક્ષ, એ પાંચ પદાર્થોનો અંતર્ભાવ થાય છે.

**अज्ञत्वम्**—ગુરૂમુખથી શાસ્ત્રાધ્યયન જેણે કર્યું નથી તે અજ્ઞ; અજ્ઞનો ભાવ અજ્ઞપણું ૨. આત્મજ્ઞાન શૂન્યત્વ.

**अज्ञातत्वम्**–प्रमाणजन्यज्ञानाविषयत्वम्। જે પદાર્થ પ્રમાણજન્યજ્ઞાનનો અવિષય હોય તે અજ્ઞાત કહેવાય છે. (અર્થાત્ અજ્ઞાતપણું)

૨. अज्ञानाश्रयाज्ञानविषयत्वम्।—અજ્ઞાન જેનો આશ્રય છે એવો અજ્ઞાનનો વિષય અજ્ઞાત; એવું અજ્ઞાતપણું તે અજ્ઞાતત્વ.

**अज्ञातसत्ता**–જ્ઞાન થયા પહેલાંના કાળમાં વિષયની જે સત્તા તે. જેમ–જીવ અને બ્રહ્મની

એકતાનું જ્ઞાન થયા પહેલાં પણ તે એકતા તો હતીજ, માટે એ અજ્ઞાતસત્તા છે.

**अज्ञानम्**-कार्यमात्रोपादानत्वे सदसद्भ्यामनिर्वचनीयत्वम्। કાર્યમાત્રનું જે ઉપાદાન હોઇને સત્ અને અસત્ શબ્દથી કહી શકાય નહિ એવું. ( વેદાન્ત-તત્ત્વ-વિવેક. )

૨. अनादि-भाव-रुपत्वे सति विज्ञाननिरास्यम्। અનાદિ ભાવરૂપ હોઇને જેનો વિજ્ઞાન વડે નિરાસ થઈ શકે છે તે અજ્ઞાન કહેવાય છે. ( કેટલાક ' જ્ઞાનનો અભાવ તે અજ્ઞાન ' એમ કહે છે, પણ વેદાન્ત શાસ્ત્રમાં તેને અભાવરૂપ ન માનતાં ભાવરૂપ માન્યું છે. (તત્વદીપિકા.)

૩. मिथ्यात्वे सति साक्षाज्ज्ञाननिवर्त्यत्वमज्ञानम्। -જે મિથ્યા હોઇને સાક્ષાત્ જ્ઞાન થવાથી નિવૃત્ત થાય છે તે અજ્ઞાન.

૪. अनाद्युपादानत्वे सति मिथ्यात्वम्।— જે અનાદિ ઉપાદાનરૂપ હોઇને મિથ્યા હોય તે અજ્ઞાન. ( ભાષ્ય રત્નપ્રભા )

૫. सदसद्विलक्षणमज्ञानम्—જે સત્ય પદાર્થથી અને અસત્ય પદાર્થથી વિલક્ષણ હોય તે અજ્ઞાન. અજ્ઞાન સત્ય નથી કેમકે તેનો જ્ઞાનથી નાશ થાય છે; તેમ તે અસત્ય પણ નથી, કેમકે ' હું બ્રહ્મને જાણતો નથી ' એવો અજ્ઞાનનો અનુભવ થાય છે. માટે એને ' અનિર્વચનીય ' પણ કહે છે.

૬. सद्विलक्षणमनादिज्ञाननिवर्त्यमज्ञानम्।— સત્ વસ્તુથી વિલક્ષણ, અનાદિ, તથા જ્ઞાનથી નિવૃત્ત થાય એવો પદાર્થ તે અજ્ઞાન. 'અસત્' એ કાંઇ વસ્તુજ નથી માટે ' અસત્થી વિલક્ષણ ' એમ આ લક્ષણમાં કહ્યું નથી. એનેજ મૂલ પ્રકૃતિ, પ્રલયાવસ્થા, અવ્યક્ત, અવ્યાકૃત, અક્ષર ( જ્ઞાન વિના નાશ પામતું નથી માટે ) અવિદ્યા, તમ, વગેરે કહે છે,

૭. अनाद्युपादानं ज्ञाननिवर्त्यमज्ञानम्।— અનાદિ ઉપાદાનરૂપ અને જ્ઞાનથી નિવૃત્ત થાય તેનું નામ અજ્ઞાન. ( ' ઉપાદાન ' ) શબ્દથી અહીં પરિણામી ઉપાદાન સમાજવું. )

૮. परिषदा विज्ञातस्य वादिना त्रिरभिहितस्यापि वाक्यार्थस्याबोधोऽज्ञानम्।— પરિષદ્માંના પુરૂષે જાણેલો તથા વાદીએ ત્રણ વાર કથન કરેલો એવો જે વાકયાર્થ છે, તે વાકયાર્થનો બોધ ન થવો તેને ' અજ્ઞાન ' કહે છે. ( એ એક નિગ્રહસ્થાન છે. )

**अज्ञानप्रकारौ**—અજ્ઞાનના બે પ્રકાર છેઃ (૧) સમષ્ટિ અજ્ઞાન અને (૨) વ્યષ્ટિ અજ્ઞાન.

**अज्ञानभूमिसप्तकम्**—बीजजाग्रत्तथा जाग्रन्महाजाग्रत्तथैव च। जाग्रत्स्वप्नस्तथा स्वप्नः स्वप्नजाग्रत्सुषुप्तिके। एवं भेदात्समाख्याता सप्ताज्ञानस्य भूमयः॥—અજ્ઞાનની સાત ભૂમિકાઓ છેઃ (૧) બીજજાગ્રત, (૨) જાગ્રત્, (૩) મહાજાગ્રત્, (૫) સ્વપ્ન, (૬) સ્વપ્નજાગ્રત્ અને (૭) સુષુપ્તિ, ( લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. )

**अज्ञानशक्ती**—અજ્ઞાનની બે શક્તિઓ છેઃ (૧) જ્ઞાનશક્તિ અને (૨) ક્રિયા શક્તિ. વળી (૧) વિક્ષેપ અને (૨) આવરણ એવી પણ બે અજ્ઞાનની શક્તિઓ છે.

**अज्ञानावस्थासप्तकम्**-अज्ञानावृति विक्षेपद्विविधज्ञानतृप्तयः। दुःखहानिश्च सप्तैता अवस्थाः परिकीर्तिताः ॥१॥ અજ્ઞાનની સાત અવસ્થાઓ છેઃ—(૧) અજ્ઞાન, (૨) આવરણ, (૩) વિક્ષેપ, (૪) પરોક્ષજ્ઞાન, (૫) અપરોક્ષજ્ઞાન, (૬) તૃપ્તિ, અને (૭) દુઃખહાનિ. ( લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. )

**अणुत्वम्**—सूक्ष्मपदार्थत्वे सत्यारम्भकत्वम्। જે પદાર્થ સૂક્ષ્મ હોઇને, બીજા પદાર્થનો આરંભ કરનારો થાય છે અને તેને ' અણુ ' કહે છે. અણુનો ભાવ તે અણુત્વ.

**अण्डज**-( शरीरम् )—સ્ત્રીજાતીના શરીરથી પ્રથમ ઉત્પન્ન થયેલું જે ઇંડું હોય છે, તે ઇંડામાંથી જે શરીર ઉત્પન્ન થાય છે, તે અંડજ કહેવાય છે. પક્ષી, સર્પ, ગરોળી. વગેરેનાં શરીર અંડજ હોય છે.

**अतलादिसप्तकम्**–अतलं वितलं सुतलं तलातलं किल रसातलं चैव । पातालसप्तकमिदं महातलं चापि पातालम् ॥३॥ અતલ વગેરે સાત ભેદ પાતાલના છે. (૧) અતલ, (૨) વિતલ, (૩) સુતલ, (૪) તલાતલ, (૫) રસાતલ, (૬) મહાતલ અને (૭) પાતાલ.

**अतिदेशः**–स्वविषयमुल्लङ्घ्यान्यविषये उपदेशः ।—પોતાના વિષયનું અતિક્રમણ કરીને બીજા વિષયનો ઉપદેશ.

**अतिप्रसङ्गः**–यस्य बोधो यत्राभिमतस्तदन्यस्यापि बोधप्रसङ्गः ।—જે સ્થળે જેનો બોધ થવો જોઈએ એમ માનેલું છે, તે સ્થળે તેનાથી અન્યનો પણ બોધ થવાનો પ્રસંગ આવે તે અતિપ્રસંગ કહેવાય.

**अतिवाद**–નિરર્થક અતિશય લવારો કરવો તે.

**अतिव्याप्ति**–लक्ष्यवृत्तित्वेसत्यलक्ष्यवृत्तित्वमतिव्याप्तिः ।—જે લક્ષણ પોતાના લક્ષ્ય પદાર્થમાં વર્તે છે અને તે સાથે અલક્ષ્ય પદાર્થમાં પણ વર્તે છે તે અતિ–વ્યાપ્તિ. જેમ કોઈ માણસે ગાયનું લક્ષણ એવું કર્યું કે " શીંગડાંવાળી હોય તે ગાય " ગાયને શીંગડાં હોય છે માટે શીંગડાંવાળી હોવાપણું (શૃંગિત્વ) લક્ષણ ગાયમાં તો છે, પણ જે ગાય નથી એવી અલક્ષ્ય જે ભેંશ તેમાં પણ તે લક્ષણ લાગુ પડી જાય છે, માટે એ લક્ષણ અતિ-વ્યાપ્તિ દોષવાળું કહેવાય છે.

**अतिव्याप्त्यादिदोषत्रयम्**–લક્ષણમાં અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ, અને અસંભવ એવા ત્રણ દોષ ન હોવા જોઈએ. (એ અતિ-વ્યાપ્તિ આદિ દોષોનાં લક્ષણ તે તે શબ્દોમાં જોવાં.)

**अतिशयतापः**–પોતાનાથી અતિશય વૈભવવાળા દેવતાઓને જોઈને જે સ્વર્ગમાં ગયેલાને પરિતાપ થાય છે. તેને 'અતિશય-તાપ' કહે છે.

**अतीतत्वम्**—वर्त्तमानध्वंसप्रतियोगित्वमतीतत्वम् ।—હાલની કાલ વિષે વર્તમાન જે ધ્વંસ છે, તે ધ્વંસનું જે પ્રતિયોગીપણું તેનું નામ અતીતત્વ. જેમ–આ કાળમાં ( વર્તમાન કાળમાં ) ઘટનો જે ધ્વંસ ( નાશ ), એ ધ્વંસનો પ્રતિયોગી જે નાશ થનારો ઘટ, તેને વિષે અતીતત્વ રહેલું છે. અર્થાત્ તે ઘટ ભૂતકાળમાં હતો, એમ કહેવાય છે.

**अतीन्द्रियम्**–લૌકિક ઇંદ્રિયોવડે જેનો સાક્ષાત્કાર થતો નથી એવું.

**अत्यंतनिवृत्तिः**–कारणसहितकार्यनिवृत्तिः । કારણ સહિત કાર્યની નિવૃત્તિ તે. જેમ જગતની અત્યંતનિવૃત્તિ એટલે જગત્ અને તેનું કારણ જે અવિદ્યા, એ બન્નેની નિવૃત્તિ.

**अत्यन्ताभाव**–नित्यः संसर्गाभावोऽत्यन्ताभावः ।—જે અભાવ નિત્ય હોય છે એટલે ઉત્પત્તિ વિનાશથી રહિત હોય છે, તથા સંસર્ગાભાવરૂપ હોય છે એટલે અન્યોન્યા-ભાવથી ભિન્ન અભાવરૂપ હોય છે, તે અભાવ અત્યંતાભાવ કહેવાય છે. અર્થાત્ જે વસ્તુ જે અધિકરણમાં કોઈ વખત પણ રહેતી નથી, તે વસ્તુનો સંબંધ કરીને તે અધિકરણમાં અત્યંતાભાવ રહે છે. જેમ વાયુ, આકાશ, વગેરેમાં રૂપ ગુણ કોઈ વખત પણ સમવાય સંબંધે કરીને રહેતો નથી, માટે વાયુ અને આકાશાદિકમાં રૂપ ગુણનો અત્યંતાભાવ રહે છે. એજ પ્રમાણે પૃથ્વીમાત્રમાં રહેનારા ગંધ ગુણનો પૃથ્વી સિવાય જલાદિક સર્વ પદાર્થોમાં અત્યંતાભાવ રહે છે; આકાશમાત્રવૃત્તિ શબ્દ ગુણનો આકાશ સિવાય સર્વત્ર અત્યંતા-ભાવ રહે છે; આત્મમાત્રવૃત્તિ જ્ઞાનાદિ ગુણોનો આત્મા સિવાય સર્વત્ર અત્યંતાભાવ રહે છે; મૂર્તદ્રવ્યમાત્રવૃત્તિ કર્મનો મૂર્ત દ્રવ્યને છોડીને સર્વત્ર અત્યંતાભાવ રહે છે; અને ભૂતલાદિકમાં ઘટાદિક કદાચિત્ સંયોગ સંબંધથી રહે છે માટે તે સંયોગ સંબંધે કરીને તે ઘટાદિકનો ભૂતલાદિકમાં અત્યંતાભાવ હોતો નથી પણ સામયિકાભાવ હોય છે. એ

અત્યંતાભાવ ઉત્પત્તિ–વિનાશથી રહિત હોવાથી નિત્ય પણ છે તથા અન્યોન્યાભાવથી ભિન્ન હોવાથી સંસર્ગાભાવરૂપ પણ છે, માટે અત્યંતાભાવનું ઉક્ત લક્ષણ સંભવે છે.

૨. त्रैकालिकसंसर्गावच्छिन्नप्रतियोगिताकोऽभावः—નિત્યસંસર્ગસંબંધવાળા પ્રતિયોગીનો અભાવ. જેમ–જળમાં ગંધ ગુણનો અત્યંતાભાવ છે. એ અભાવનો પ્રતિયોગી ગંધ છે. એ ગંધનો જળ સાથે હંમેશા સંસર્ગ હોતો નથી, માટે ગંધનો જળમાં અત્યંતાભાવ કહેવાય છે.

૩. પોતાના પ્રતિયોગીનો અસમાનાધિકરણ જે અભાવ તે અત્યંતાભાવ. જેમ પૃથ્વી વગેરેમાં ઘટનો અત્યંતાભાવ છે. તે પોતાનો પ્રતિયોગી જે ઘટ તેના અધિકરણથી ભિન્ન અધિકરણમાં રહે છે.

૪. જે વસ્તુ છેજ નહિ, તેનો પણ અત્યંતાભાવ કહેવાય છે. જેમ–વંધ્યાપુત્ર, શશશૃંગ, ઇત્યાદિનો અત્યંતાભાવ છે.

**अत्यन्तायोगव्यवच्छेदः**–જેમ 'नीलं सरोजं भवत्येव' ( કાળું કમળ થાય છે જ ) એમાં 'एव' (જ) પદવડે 'કાળું કમળ નથીજ થતું' એ વાતનો નિરાસ કર્યો છે, તે અત્યંતાયોગવ્યવચ્છેદ છે.

**अदृष्टम्**–विधिनिषेधजन्यत्वे सत्यतीन्द्रियत्वम्।–વિહિત કર્મ કરવાથી ધર્મ ઉત્પન્ન થાય છે અને નિષિદ્ધ કર્મ કરવાથી અધર્મ ઉત્પન્ન થાય છે. તે ધર્માધર્મ લૌકિક ઇંદ્રિયોથી ગમ્ય નથી માટે અતીન્દ્રિય છે. તેથી તે ધર્માધર્મને અદૃષ્ટ કહે છે. એનું બીજું નામ 'અપૂર્વ' છે.

**अदृष्टविशेषजन्यं (शरीरम्)**—જે શરીર કેવળ પુણ્યપાપરૂપ અદૃષ્ટવિશેષવડે ઉત્પન્ન થાય છે તે અદૃષ્ટવિશેષજન્ય કહેવાય છે. જેમ, સ્વર્ગમાં રહેલા દેવતાનાં શરીર તથા નરકનાં રહેલા નારકી જીવોનાં શરીર. તેમાં પુણ્યવિશેષસહકૃત પરમાણુઓથી દેવતાનાં અને પાપવિશેષસહકૃત પરમાણુઓથી નારકી જીવોનાં શરીરો ઉત્પન્ન થાય છે.

**अद्भुतः**-सिद्धस्य धर्मिणो धर्मान्तरावयवैर्योगः।—સિદ્ધ એવા ધર્મીનો બીજા ધર્મીના અવયવો સાથે યોગ. ૨. વિસ્મય સ્થાયીભાવથી વ્યક્ત થતા રસનું નામ.

**अद्वैतम्**—સજાતીય, વિજાતીય, અને સ્વગત ભેદથી રહિત.

**अधमः**–भयदयालज्जाशून्यः।—ભય, દયા અને લાજથી રહિત. ૨. (કામશાસ્ત્રમાં) કર્ત્તવ્ય–અકર્ત્તવ્યનો જેને વિચાર ન હોય તે.

**अधर्म**–दुःखासाधारणकारणं अधर्मः।—દુઃખનું જે અસાધારણ કારણ તે અધર્મ કહેવાય છે. પ્રાણીઓને જે દુઃખ થાય છે તે અધર્મ વડેજ થાય છે. અધર્મ વિના દુઃખ પ્રાપ્ત થાય નહિ. માટે ઉક્ત લક્ષણ સંભવે છે.

૨. निषिद्धकर्मजन्यनरकजनकवृत्तिगुणत्वव्याप्यजातिमानधर्मः।—શ્રુતિ–સ્મૃતિરૂપ શાસ્ત્રવડે નિષિદ્ધ જે હિંસાદિક કર્મ છે, તે નિષિદ્ધ કર્મોવડે જે વસ્તુજન્ય હોય છે તથા નરકની જનક હોય છે તે વસ્તુમાં વર્તનારી, તથા ગુણત્વજાતિ (સામાન્ય)-ની વ્યાપ્ય જે ( અધર્મત્વ ) જાતિ છે, તે જાતિ ( સામાન્ય ) વાળો ગુણ તે અધર્મ કહેવાય છે.

૩. वेदादिनिषिद्धकर्मजन्यपापम्।—વેદાદિએ નિષિદ્ધ ગણેલાં કર્મ ઉત્પન્ન થયેલું પાપ તે અધર્મ.

૪. बलवदनिष्टप्रयोजकत्वे सति वेदप्रमापितत्वम्।—અત્યંત અનિષ્ટનો હેતુ હોઇને વેદમાં જેનો નિષેધ કરેલો છે તે અધર્મ.

૫. वेदबोधितानिष्टसाधनताकम्।—વેદે કહેલું હોઇને જે અનિષ્ટનું સાધન હોય તે અધર્મ. જેમ–હિંસાયુક્ત અભિચાર કર્મો વેદે કહેલાં છતાં તે અનિષ્ટનાં હેતુ છે માટે તે અધર્મ છે.

**अधर्मपदार्थ**–( જૈન મતે ) જીવની સંસાર વિષે જે સ્થિતિ છે, તે સ્થિતિરૂપ

હેતુથી જેનું અનુમાન થાય છે તે અધર્મ પદાર્થ છે.

**અધિકમ્**—अधिकहेत्वादिकथनमधिकम्।—એક હેતુ તથા એક દૃષ્ટાંત વડે સાધ્યની સિદ્ધિનો સંભવ છતાં જે અધિક હેતુનું તથા અધિક દૃષ્ટાન્તનું કથન, તેને અધિક કહે છે જેમ–पर्वतो वह्निमान् धूमात् आलोकात् महानसवत् चत्वरवत्।—આ અનુમાનમાં એક ધૂમરૂપ હેતુથી તથા એક મહાનસ (રસોડું) રૂપ દૃષ્ટાંતથી પર્વતમાં અગ્નિરૂપ સાધ્યની સિદ્ધિ થઈ શકે છે; એમ છતાં આલોક (પ્રકાશ)રૂપ હેતુનું અને ચત્વર (આંગણાની જગો) રૂપ દૃષ્ટાન્તનું કથન કર્યું છે તે અધિક કહેવાય છે.

**અધિકરણ**–જે કોઈપણ વસ્તુનો આધાર હોય તે અધિકરણ કહેવાય છે.

૨. साक्षात्परंपरया वा क्रियाश्रयः।—સાક્ષાત્ કે પરંપરાથી જે ક્રિયાનો આશ્રય હોય તે.

૩. बोधकवाक्यसमुदायः।—બોધ આપઆપનારાં વાક્યોનો સમુદાય.

૪. वेदविचारात्मकोन्यायः।—વેદવિચારરૂપ ન્યાય. એ ન્યાયરૂપ વિચાર નીચેનાં પાંચ અંગોનો આધાર છે માટે એ પાંચ અંગવાળું અધિકરણ કહેવાય છે. જેમ–

૫. विषयसंशयसंगतिपूर्वपक्षासिद्धान्तनिर्णयात्मकपञ्चाङ्गाधारत्वम्।—વિષય, સંશય, સંગતિ, પૂર્વપક્ષ, અને સિદ્ધાન્તરૂપ નિર્ણય, એવાં પાંચ અંગનાં આધારરૂપ જે ન્યાય તેને અધિકરણ કહે છે. એ વિષે શ્લોક પણ છે કેઃ—

विषयो विशयश्चैव पूर्वपक्षस्तथोत्तरम्।
सङ्गतिश्चेति पञ्चाङ्गं शास्त्रेऽधिकरणं स्मृतम्॥१॥

અર્થ ઉપર કહ્યો તેજ છે.

૬. कर्तृकर्मद्वारकफल व्यापाराधारः।—કર્તા અને કર્મદ્વારા ફળ ઉત્પન્ન કરવા માટે જે વ્યાપાર, તે વ્યાપારના આધારને અધિકરણ કહે છે. જેમ–'તપેલીમાં ભાત રાંધે છે.' તપેલી અધિકરણ છે.

**અધિકરણસિદ્ધાન્તઃ**–यत्सिद्धावन्यप्रकरणसिद्धिः सोऽधिकरणसिद्धान्तः।—જેની સિદ્ધિ થવાથી બીજા પ્રકરણની સિદ્ધિ થાય તે અધિકરણ સિદ્ધાન્ત, જેમ–નેત્રવડે જોનારો અને ત્વચાવડે સ્પર્શ અનુભવનારો એકજ છે, એમ સિદ્ધ થયા પછી 'દેહ અને ઇંદ્રિયોથી જ્ઞાતા ભિન્ન છે' એ પ્રકરણની સિદ્ધિ થાય છે માટે એ અધિકરણ સિદ્ધાન્ત છે.

**અધિકારઃ**–फलभोक्तृत्वे सति कर्मकर्तृत्वम्। ફળનું ભોક્તાપણું હોઇને જે કર્મનું કર્તાપણું તે

૨. उत्तरोत्तरसम्बन्धत्वम्।—એક પ્રસંગનો તેની પછીના પ્રસંગ સાથે, તેનો વળી તેની પછીના પ્રસંગ સાથે, એમ ઉત્તર (પછીના) સંબંધ જ્યાં સુધી ચાલે ત્યાં સુધી અધિકાર કહેવાય.

૩. (ધર્મશાસ્ત્રમાં) यथेष्टं क्रयविक्रयादिकर्तृत्वसम्पादकस्वामित्वम्।—પોતાની ઇચ્છા પ્રમાણે વસ્તુને લેવા વેચવા વગેરેની ક્રિયા વગેરે કરવાનો હક સંપાદન કરી આપનાર ધણીપણું, તે અધિકાર.

૪. अनेकदेहारम्भकत्वे सति बलवत्प्रारब्धकर्मफलत्वम्।—અનેક દેહોનો આરંભ કરનારાં કર્મો છતાં બળવાન એવા પ્રારબ્ધ કર્મનું ફળ તે અધિકાર.

**અધિકારવિધિઃ**–फलस्वाम्यबोधको विधिः—કર્મજન્ય ફળનું ભોક્તાપણું તે ફલસ્વામ્ય કહેવાય; જે વિધિ એવા ફલસ્વામ્યનો બોધ કરે છે તે અધિકારવિધિ.

૨. सेतिकर्तव्यताकस्य करणस्य यागादेः फलसम्बन्धबोधको विधिः।—ઇતિકર્તવ્યતા સહિત કરણરૂપ યાગનો ફળની સાથે જે સંબંધ છે, તેનો બોધ કરનારો વિધિ. (ઇતિકર્તવ્યતા ઇઃ શબ્દો જુઓ.)

**अधिकारी ( अनुबन्धः )**–द्विविध प्रयोजनप्राप्तिकामोऽधिकारी ।—શાસ્ત્રનાં પ્રયોજન મુખ્ય અને ગૌણ એવા ભેદથી બે પ્રકારનાં હોય છે. એ બન્ને પ્રકારના પ્રયોજનની કામનાવાળો મનુષ્ય મોક્ષ શાસ્ત્રનો અધિકારી ગણાય છે.

૨. तत्तत्कर्मजन्यफलार्थित्वम् ।—તે તે કર્મથી ઉત્પન્ન થતાં ફળની ઇચ્છાવાળો.

૩. तत्तत्कर्मकरण योग्यत्वम् ।—તે તે કર્મ કરવાની યોગ્યતાવાળો.

૪. मलविक्षेपरहितत्वे सति साधनचतुष्टयसम्पन्नत्वे सति स्वस्वरूपाज्ञानवत्त्वम् ।—જે પુરૂષમાં પાપરૂપ મળ અને મનની ચંચળતારૂપ વિક્ષેપ ન હોય; તેમ જે પુરૂષ વિવેક, વૈરાગ્ય, શમ વગેરે છ ગુણો અને મુમુક્ષુતા એવાં ચાર સાધનથી સંપન્ન હોય; એમ છતાં માત્ર જેનામાં પોતાના ( આત્મ ) સ્વરૂપનું અજ્ઞાન હોય તે અધિકારી કહેવાય. ( વેદાંતમતે )

૫. કોઇપણ શાસ્ત્ર સમજવાને યોગ્ય હોય તે. જેમ મોક્ષશાસ્ત્ર સમજવાને વિવેકાદિ ચાર સાધનવાળો યોગ્ય ગણાય છે તે તેમાં અધિકારી કહેવાય.

**अधिदैवतम्**–મન, ઇન્દ્રિયો, વગેરેની દેવતાઓ. જેમ મન એ અધ્યાત્મ છે, મંતવ્ય ( મન વડે વિચારવાનું ) એ અધિભૂત છે, અને ચંદ્રમા તેનો અધિદૈવ છે. ( 'અધ્યાત્માદિત્રય' શબ્દ જુઓ. )

**अधिभूतम्**–અંતઃકરણ અને ઇંદ્રિયોના વિષયને અધિભૂત કહે છે. જેમ–ચક્ષુ અધ્યાત્મ છે. દ્રષ્ટવ્ય વિષય અધિભૂત છે, અને સૂર્ય એ અધિદૈવ છે. ( 'અધ્યાત્માદિત્રય' શબ્દ જુઓ, )

**अधिष्टातृत्वम्**–सन्निधानमात्रेण तत्तत्पदार्थानां तत्तत्कर्मसु नियन्तृत्वम् ।—માત્ર સમીપમાંજ હોવાપણાને લીધે તે તે પદાર્થોનું તે તે કર્મોમાં જે નિયંતાપણું તેને અધિષ્ટાતૃત્વ કહે છે.

**अधिष्टानम्**–यदाधारमारोप्यं भासतेतत् ।—આરોપિત પદાર્થ જે આધાર ઉપર ભાસે છે તે પદાર્થ. જેમ–છીપમાં રૂપું ભાસે છે. તેમાં રૂપું એ આરોપિત ( એટલે કલ્પિત કે ભ્રમરૂપ ) પદાર્થ છે અને તે છીપના આધારે ભાસે છે, માટે છીપ એ રૂપાનું અધિષ્ટાન છે. એ રીતે આખું જગત્ આરોપિત હોવાથી તેનો આધાર જે બ્રહ્મ તે જગતનું અધિષ્ઠાન છે.

૨ सत्तास्फूर्तिप्रदानत्वमधिष्ठानत्वम् ।—અધિષ્ઠાનની સત્તાથી કલ્પિત પદાર્થ સત્તાવાળો ગણાય છે. કલ્પિત પદાર્થને સત્તાસ્ફૂર્તિ આપવાપણું તે અધિષ્ઠાનત્વ કહેવાય છે.

૩. सविलासाज्ञानविषयत्वम् ।—જગતરૂપ પ્રપંચસહિત અજ્ઞાનનો જે વિષય તે અધિષ્ટાન કહેવાય છે.

**अधोधावन्त्यनवस्था**—' અનવસ્થા ' નામે દોષના બે પ્રકાર છેઃ (૧) અધોધાવન્તી અને (૨) ઊર્ધ્વધાવન્તી. તેમાં અધોધાવન્તી પોતાની પૂર્વ પૂર્વ સ્થિતિના પ્રવાહમાં કોઈ જગોએ વિરામ પામતી નથી. તે જેમ–ઘટ થવામાં કપાલની અપેક્ષા; કપાલ થવામાં કપાલિકાની અપેક્ષા; તેની ઉત્પત્તિમાં તેના અવયવોની અપેક્ષા છે.

**अध्ययनम्**–अक्षरमात्र पाठ इति वैदिकाः । વૈદિકોને મતે અક્ષરમાત્રનો પાઠ તે અધ્યયન કહેવાય છે.

૨. सार्थाक्षरग्रहणमिति मीमांसकाः ।—મીમાંસકોને મતે અર્થ સહિત અક્ષરનું ગ્રહણ તે અધ્યયન.

૩. गुरुमुखतः शास्त्रार्थज्ञानमध्ययनम् । ગુરૂના મુખથી ( ગુરૂની પાસેથી ) શાસ્ત્રના અર્થનું જ્ઞાન તે અધ્યયન.

૪. पूर्वगुरुमुखोच्चारणत्वे सत्युत्तरं शिष्योच्चारणमिति ( वेदान्त सिद्धान्तलेशः) ।—પ્રથમ ગુરૂ બોલે તે સાંભળીને પછી તે પ્રમાણે શિષ્ય બોલે તે અધ્યયન, એમ વેદાન્ત સિદ્ધાન્ત લેશમાં કહ્યું છે

**अध्यवसायमैथुनम्**—ભોગ્ય બુદ્ધિથી સ્ત્રીઓની પ્રાપ્તિનો જે નિશ્ચય કરવો તે.

**अध्यस्तत्त्वम्**–दोषसंप्रयोगसंस्कारजन्यत्वम्। પ્રમાતાદિગત દોષ, શુક્તિ આદિક સાથે ચક્ષુ આદિકનો સંયોગ, અને રજતાદિકનો ( રૂપું વગેરેનો ) સંસ્કાર, એ ત્રણથી ઉત્પન્ન થવાપણું.

૨. संप्रयोगजन्यत्वे सति प्रत्यभिज्ञाभिन्नत्वे सति संस्कारजन्यत्वम् । ઇંદ્રિયાદિના સંયોગથી ઉત્પન્ન થયેલો છતાં પૂર્વાનુભવના સ્મરણરૂપ પ્રત્યભિજ્ઞાથી જે ભિન્ન હોય, અને જે સંસ્કાર માત્રથી ઉપજેલો હોય તે અધ્યાસ કહેવાય છે. એ અધ્યાસ જેના વિષે હોય તે અધ્યસ્ત કહેવાય. જેમ છીપમાં રૂપાનો અધ્યાસ થાય છે, અથવા બીજી રીતે કહીએ તો છીપમાં રૂપું અધ્યસ્ત છે. અધ્યસ્તપણું તે અધ્યસ્તત્વ.

**अध्यात्मम्**—आत्मानं देहेन्द्रियादिकं क्षेत्रज्ञं ब्रह्मवाऽधिकृत्य वर्त्तमानम् । આત્મા એટલે દેહ, ઈંદ્રિયાદિ, ક્ષેત્રજ્ઞ, બ્રહ્મ, વગેરેના સંબંધથી આત્માનું જે નિરૂપણ તે અધ્યાત્મ ( જ્ઞાન ) કહેવાય છે.

૨. આત્મા એટલે શરીરને અનુલક્ષીને જે કોઈ કહેવામાં આવે તે અધ્યાત્મ, એવો સામાન્ય અર્થ છે.

૩. અંતઃકરણ અને ઇંદ્રિયોને પણ ક્વચિત્ 'અધ્યાત્મ' નામથી ઓળખવામાં આવે છે– ( જુઓ 'અધ્યાત્માદિત્રયમ્' ).

**अध्यात्मशास्त्रम्**—आत्मानमधिकृत्य प्रवृत्तं शास्त्रम् । આત્માનું બ્રહ્મરૂપે કથન કરનારૂં અર્થાત્ આત્મવિષયક જે શાસ્ત્ર તે.

**अध्यात्मादित्रयम्**—અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ, એમની ત્રિપુટી. શરીર એટલે દશ ઈંદ્રિયો અને ચાર અંતઃકરણ મળીને ચૌદને અધ્યાત્મ કહે છે; એ અધ્યાત્મનો જે વિષય તે અધિભૂત છે; અને તેની દેવતા તે અધિદૈવ છે. દરેકનું પોતાનું શરીર અધ્યાત્મ છે, પણ બીજાનું શરીર જોનારની પોતાની અપેક્ષાએ અધિભૂત છે. ઉપર કહેલી ચૌદ ત્રિપુટીઓ આ પ્રમાણે છેઃ—

| અધ્યાત્મ. | અધિભૂત. | અધિદૈવ. |
|---|---|---|
| ૧ મન. | મંતવ્ય— ( વિચારનો વિષય ) | ચંદ્રમા |
| ૨ બુદ્ધિ. | બોદ્ધવ્ય— ( જાણવાનો વિષય ) | બૃહસ્પતિ |
| ૩ અહંકાર. | અહંકર્ત્તવ્ય— ( તાદાત્મ્યાભિમાનનો વિષય ) ... | રૂદ્ર. |
| ૪ ચિત્ત. | ચેતયિતવ્ય— (કલ્પનાનો કે સ્મૃતિનો વિષય ) ... | ક્ષેત્રજ્ઞ. |
| ૫ શ્રોત્ર. | શ્રોતવ્ય— ( સાંભળવાનો વિષય) | દિશાઓ. |
| ૬ ત્વક્. | સ્પર્શયિતવ્ય— ( અડવાનો વિષય ) | વાયુ. |
| ૭ ચક્ષુ. | દ્રષ્ટવ્ય— ( જોવાનો વિષય ) | સૂર્ય. |
| ૮ જિહ્વા. | રસાયિતવ્ય— ( ચાખવાનો વિષય ) | વરુણ. |
| ૯ નાસિકા. | ઘ્રાતવ્ય— ( સુંઘવાનો વિષય ). | અશ્વિનૌ. |
| ૧૦ વાક્, | વક્તવ્ય— ( બોલવાનો વિષય ) | અગ્નિ. |
| ૧૧ પાણિ–(હસ્તઇંદ્રિય) | આદાતવ્ય— ( ગ્રહણ કરવાનો વિષય ) ... | ઇંદ્ર. |
| ૧૨ પાદ (પગ ઇંદ્રિય). | ગંતવ્ય— ( જવાનું સ્થળ ) | ઉપેન્દ્ર. |
| ૧૩ પાયુ (ગુદ ઇંદ્રિય) | વિસર્જયિતવ્ય— ( કાઢી નાંખવાનો વિષય ) ... | મિત્ર કે મૃત્યુ |
| ૧૪ ઉપસ્થ. | સ્ત્રી આદિ સંબંધ આનંદ | પ્રજાપતિ. |

**अध्यारोपः**—ચિદાત્મારૂપ વસ્તુમાં અવસ્તુરૂપ જગતનો આરોપ. એનાં બીજાં લક્ષણોઃ—

१. परत्र पूर्वदृष्टावभासः । પૂર્વે જોયેલા પદાર્થનો બીજા પદાર્થમાં ભાસ થવો તે અધ્યારોપ.

२. एकावच्छेदेन स्वसंसृज्यमाने स्वात्यन्ताभाववत्यवभासः । જે પદાર્થમાં જે પદાર્થનો અત્યંતાભાવ હોય તે પદાર્થમાં તે પદાર્થનો એકજ પદાર્થ હોય એવો અવભાસ તેનું નામ અધ્યારોપ. જે પદાર્થમાં અવભાસ થાય છે તે આખા પદાર્થમાં અવભાસવાળો ન હોવો જોઇએ; તેમ પહેલાં કે પછી પણ અવભાસવાળા પદાર્થનો તેની સાથે સંબંધ ન હોવો જોઇએ. એ બે સરતો હોય તોજ અધ્યારોપ કહેવાય એ ધ્યાનમાં રાખવું.

આ અધ્યારોપ અથવા અધ્યાસ બે પ્રકારનો છેઃ—(૧) જ્ઞાનાધ્યાસ અને (૨) અર્થાધ્યાસ. વળી (૧) સ્વરૂપાધ્યાસ અને (૨) સંસર્ગાધ્યાસ એવા પણ અધ્યાસના બે ભેદ છે. વળી (૧) સોપાધિક અને (૨) નિરુપાધિક એવા પણ અધ્યાસનાં બે ભેદ છે. (એનેજ સોપાધિક ભ્રમ અને નિરુપાધિક ભ્રમ કહે છે.) વળી એ સોપાધિક અને નિરુપાધિક ભ્રમ પણ બાહ્ય અને આંતર એમ બે પ્રકારનો છે. (આ બધા ભેદોનાં લક્ષણ તે તે શબ્દોમાં જોવાં.)

३. वस्तुन्यवस्त्वारोपः । વસ્તુમાં અવસ્તુનો આરોપ તે અધ્યારોપ. જેમ, છીંપ એ વસ્તુ છે, તેમાં રૂપાનો (અવસ્તુનો) આરોપ એ અધ્યારોપ. તેમજ બ્રહ્મ વસ્તુ છે, તેમાં અવસ્તુરૂપ પ્રપંચનો આરોપ તે પણ અધ્યારોપ. (વિશેષ માટે 'અધ્યાસ' શબ્દ જુઓ.)

**અધ્યાસ:**—परत्र पूर्वदृष्टावभासः । અન્યમાં અન્યનો અવભાસ તે અધ્યાસ. જે પદાર્થ ભાસે છે તે અવભાસ એવો અર્થ કરીએ તો, છીંપમાં રૂપું ભાસે છે માટે રૂપું એ અવભાસ થયો; માટે એ પદાર્થરૂપ અવભાસ હોવાથી તેને અર્થાધ્યાસ કહે છે. પણ જે પદાર્થનો ભાસ જેના વડે થાય છે તે અવભાસ, એવો અર્થ કરીએ તો અવભાસનો અર્થ 'જ્ઞાન' થવાથી એ જ્ઞાનાધ્યાસ કહેવાય, કેમકે અધ્યાસરૂપ જ્ઞાનથી પદાર્થનો ભાસ થાય છે. (પરિમલાદિ.)

२. स्वाभावाधिकरणेऽवभासोऽध्यासः ।—જે પદાર્થનો અવભાસ થાય છે તેના અભાવરૂપ અધિકરણમાં તે પદાર્થનો અવભાસ તે અધ્યાસ.

३. अधिष्ठानविषमसत्ताकावभासः । અધિકરણની સત્તાથી વિષમ સત્તાવાળો અવભાસ જેમ—છીંપમાં રૂપાનો અવભાસ છીંપ એ અધિષ્ઠાન વ્યાવહારિક સત્તાવાળું છે અને તેમાં દેખાતું રૂપું એ પ્રાતિભાસિક સત્તાવાળું છે, માટે છીંપની અને રૂપાની સમાન સત્તા નથી પણ વિષમ સત્તા છે, માટે છીંપમાં રૂપાનો અવભાસ એ અધ્યાસ છે.

४. दोषजन्यत्वे सति संस्कारजन्यत्वम् ।—જે નેત્રાદિના દોષથી ઉત્પન્ન થયેલો હોઇને અંતઃકરણમાં રહેલા સંસ્કારથી જન્મ હોય તે અધ્યાસ.

५. अधिष्ठानसामान्यज्ञानजन्यत्वे सति दोषजन्यत्वम् । જે અધિષ્ઠાનના સામાન્ય જ્ઞાનથી જન્ય હોઇને નેત્રાદિ દોષથી જન્ય હોય તે અધ્યાસ. જેમ છીંપમાં રૂપું જોનારને પ્રથમ 'આ' એવું અધિષ્ઠાનનું સામાન્ય જ્ઞાન થાય છે, પછી નેત્રાદિ દોષથી તેને છીંપ ન જાણતાં રૂપું જાણે છે, એ અધ્યાસ છે.

६. पारमार्थिकत्वावच्छिन्नस्वात्यन्ताभावाधिकरणे प्रतीयमानत्वम् । પારમાર્થિક સત્તા વડે અવચ્છિન્ન એવું જે અધ્યસ્ત પદાર્થના અત્યંતાભાવવાળું અધિકરણ તેમાં જે જણાવાપણું તે અધ્યાસ. પારમાર્થિક સત્તા માત્ર ચૈતન્યની છે; તેનાથી અવચ્છિન્ન (વ્યાપ્ત) જગતનો અત્યંતાભાવ છે; એ અત્યંતાભાવવાળું અધિકરણ ચૈતન્ય છે. તેમાં જગત પ્રતીત થાય છે. માટે જગતની પ્રતીતિ એ અધ્યાસ છે. એજ રીતે પારમાર્થિક સત્તાવાળા ચૈતન્યથી અવચ્છિન્ન છીંપમાં રૂપાનો અત્યન્તાભાવ છે. એ અત્યંતાભાવવાળી છીંપમાં રૂપું

પ્રતીયમાન થાય છે માટે છીંપમાં રૂપાનો અધ્યાસ છે.

**अध्यासप्रकारौ**—અધ્યાસ બે પ્રકારનો છે. (૧) જ્ઞાનાધ્યાસ અને (૨) અર્થાધ્યાસ. ( અધ્યાસ શબ્દ જુઓ ). તે સિવાય સ્વરૂપાધ્યાસ અને સંસર્ગાધ્યાસ એવા પણ બે પ્રકાર છે. સ્વરૂપાધ્યાસમાં આખા પદાર્થનું અધ્યસ્ત પદાર્થ સાથે સ્વરૂપથી જ તાદાત્મ્ય જણાય છે, જેમ–દોરડીમાં સાપ. આત્માદિ પારમાર્થિક હોવાથી તેમાં સ્વરૂપાધ્યાસ હોઇ શકતો નથી. સંસર્ગાધ્યાસમાં સ્ફટિકને રાતા ફૂલનો સંબંધ થવાથી સ્ફટિક રાતો જણાય છે; શંખમાં આંખની પીળાશથી પીળાશ જણાય છે; માટે એ સંસર્ગાધ્યાસ કહેવાય છે.

વળી સોપાધિક અને નિરુપાધિક એવા પણ અધ્યાસના બે ભેદ છે; વળી તે દરેક બાહ્ય અને આંતર એવા ભેદથી બે પ્રકારના છે: જેમ–' રાતો સ્ફટિક ' એ બાહ્ય સોપાધિક ભ્રમ છે, કેમકે રાતા ફૂલ રૂપ બાહ્ય ઉપાધિથી તે ઉપજ્યો છે. ' હું કર્ત્તા ' એ રીતે કર્તૃત્વાદિક ભ્રમ એ આન્તર સોપાધિક ભ્રમ છે, કેમકે કર્મરૂપે પરિણામ પામેલી અવિદ્યારૂપ આન્તર ઉપાધિથી એ ભ્રમ થયો છે. હવે છીંપમાં રૂપાનો ભ્રમ થયો છે. બાહ્ય નિરુપાધિક ભ્રમ છે; તેમ આકાશમાં નીલતાદિક ભ્રમ છે; તે પણ બાહ્ય નિરુપાધિક ભ્રમ છે. ' હું અજ્ઞ છું–બ્રહ્મને જાણતો નથી ' એ આન્તર નિરુપાધિક ભ્રમ છે.

**अध्याहारः**—अश्रुतपदानामनुसन्धानम् । વાકયમાંનાં પદોના તાત્પર્ય ઉપરથી, જે પદો વાકયમાં કહેલાં નથી, તે પદોનું અનુસન્ધાન કરી લેવું તે અધ્યાહાર કહેવાય છે.

૨. आकाङ्क्षाविषयपदानुसन्धानमध्याहारः । આકાંક્ષાનો વિષય એવાં જે પદો હોય તેનું અનુસંધાન કરી લેવું તે પણ અધ્યાહાર છે.

**अध्येषणा**—( મીમાંસકોને મતે ) लिङर्थः, विधिः । लिङ् પ્રત્યયનો અર્થ જે વિધિ બોધક થાય છે તેને અધ્યેષણા કહે છે.

**अनतिरिक्तत्वम्**–स्वान्यूनवृत्ति( त्व )-तत्त्वम् । પોતાનાથી અન્યૂન દેશમાં રહેનાર જે પદાર્થ તેપણું જેમ–પ્રમેયત્વ પદાર્થ જ્યાં હોય છે ત્યાં અભિધેય પણ હોય છે, માટે અભિધેય એ પ્રમેયત્વનો અન્યૂનવૃત્તિ કહેવાય. તેથી અભિધેયત્વમાં પ્રમેયત્વનું અનતિરિક્તત્વ છે.

**अनध्यवसायः**–વસ્તુના વિશેષ રૂપના અદર્શન વડે જન્ય જે ' આ કાંઇક છે ' એ પ્રકારનું જ્ઞાન; તેને અનધ્યવસાય કહે છે. ( એનો તર્કના વિપર્યયમાં સમાવેશ થાય છે. ) વિપર્યય; સંશય.

**अननुभाषणम्**–परिषदात्रिरभिहितस्यापि अननुवादोऽननुभाषणम् । પરિષદ્‌માંના પુરુષે ત્રણ વાર કહેલા અર્થનો પણ જે અનુવાદ ન કરવો તે અનનુભાષણ કહેવાય છે. ( એ એક નિગ્રહસ્થાન છે. )

**अनभ्यासदशापन्नज्ञानम्**—विशेष दर्शनाजन्यज्ञानम् । વિશેષ દર્શનથી અજન્ય જ્ઞાન અર્થાત્ જે પદાર્થનું માત્ર સામાન્ય જ્ઞાન થયું છે, પણ વિશેષ જ્ઞાન થયું નથી, એવું જ્ઞાન તે સંશય કહેવાય છે.

**अनवस्था**—વિશ્રામથી રહિત કારણો વગેરેની ધારા ( પ્રવાહ ) માનવી તે અનવસ્થા. જેમ–દ્વ્યણુક એ પરમાણુરૂપ અવયવજન્ય છે; પરમાણુરૂપ પણ અવયવજન્ય છે; ઇત્યાદિ પાર ન આવે ત્યાં લગી માન્યા કરવું તે.

૨. उपपाद्योपपादकप्रवाहोऽनवधिरनवस्था । ઉપપાદ્ય અને ઉપપાદકના પ્રવાહનો જેમાં છેડો ન આવે તે અનવસ્થા.

૪. पूर्वस्योत्तरोत्तरापेक्षितत्वम् । પૂર્વ પદાર્થને તેની પછીના પદાર્થની અપેક્ષા હોય, તેને વળી તેની પછીનાની, ઇત્યાદિ આકાંક્ષા કરે તે અનવસ્થા.

૪. ( न्यायमते ) जातिबाधकदोषोऽनवस्था । સત્તા, દ્રવ્યતા, ગુણત્વ, કર્મત્વ, પૃથ્વીત્વ, જલત્વ, રૂપત્વ, રસત્વ, ઘટત્વ, પટત્વ, ઇત્યાદિક

જાતિરૂપ સામાન્ય છે. તે સઘળાં સામાન્યોમાં રહેલો જે એક સામાન્યત્વ ધર્મ છે-જેને જાતિત્વ પણ કહે છે-તે સામાન્યત્વ ધર્મના જાતિપણામાં અનવસ્થા દોષ બાધક છે. કેમકે જો સામાન્યત્વ ધર્મને જાતિરૂપ માનીએ તો જેમ સત્તા, દ્રવ્યત્વાદિક જાતિઓમાં સામાન્યત્વરૂપ જાતિ માની છે, તેમ તે સામાન્યત્વરૂપ જાતિમાં પણ કોઈ જાતિ માનવી પડશે. જોકે સામાન્યત્વરૂપ એક વ્યક્તિમાં ધર્મને આકાશત્વાદિની પેઠે જાતિરૂપતા સંભવતી નથી, તથાપિ સામાન્યત્વરૂપ જાતિને, તથા તેના આશ્રયભૂત સત્તા, દ્રવ્યત્વાદિક જાતિઓને મેળવીને તે બધામાં એક બીજી જાતિ માનવી પડશે; વળી તે બીજી જાતિને તથા તેની આશ્રયભૂત સર્વ જાતિઓને મેળવીને તે સર્વ જાતિઓમાં એક ત્રીજી જાતિ માનવી પડશે. એ રીતે અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. એ અનવસ્થા દોષ સામાન્યત્વના જાતિપણાનો બાધક છે.

**अनवस्थादोषत्रयम्**— (૧) પ્રાગ્લોપ, (૨) અવિનિગમ્યત્વ અને (૩) પ્રમાણાપગમ, એ ત્રણ અનવસ્થાના દોષ છે. એટલે અનવસ્થાનો અંગીકાર કરવાથી એ ત્રણ દોષ આવે છે.

**अनवस्थाप्रकारौ**—અનવસ્થા દોષના બે પ્રકાર છેઃ (૧) અધોધાવન્તી અનવસ્થા અને (૨) ઊર્ધ્વધાવન્તી અનવસ્થા. (તે તે શબ્દો જુઓ).

**अनात्मभूतलक्षणम्**—यल्लक्षणं वस्तुस्वरूपाननुप्रविष्टम् । જે લક્ષણ વસ્તુના સ્વરૂપમાં પ્રવિષ્ટ ન હોય તે. જેમ દંડવાળાનું 'દંડ' એ લક્ષણ છે, તે દંડવાળાના સ્વરૂપમાં પ્રવિષ્ટ નથી, માટે એ અનાત્મભૂત લક્ષણ છે. (જૈન પરિભાષા).

**अनादरः**—यथाकथंचित्प्रवृत्तिः; अनुत्साहः । કોઇ કાર્યમાં જ્યાં ત્યાં કરીને પ્રવૃત્તિ થવી તે; ઉત્સાહરહિતપણું.

**अनादिषट्कम**—जीव ईशो विशुद्धा चित् तथा जीवेशयोर्भिदा । अविद्योतच्चितोर्योगः षडस्माकमनादयः ॥१॥ જીવ, ઈશ્વર, શુદ્ધ ચૈતન્ય, જીવ ઈશ્વરનો ભેદ, અવિદ્યા અને ચૈતન્યનો યોગ, એ છ વેદાન્તવાદીઓને મતે અનાદિ છે. (પંચદશ્યાદિને મતે આ વાત લખી છે; સંક્ષેપશારીરકમાં તો અજ્ઞાન પછીની એમની ઉત્પત્તિ હોવાથી અનાદિત્વ માન્યું નથી.)

**अनायतिः**—गत्यन्तराभावः । બીજી ગતિનો અભાવ; બીજો કોઈ રસ્તો ન હોવો.

**अनारभ्याधीतः** (मंत्रः)—यस्य मन्त्रस्य कर्मविशेषे विनियोगो नोक्तः । વેદના જે મંત્રનો કોઇ પણ કર્મમાં વિનિયોગ કહ્યો ન હોય, તેવો મંત્ર 'અનારભ્યાધીત' કહેવાય છે. (મીમાંસકોને મતે.)

**अनारम्भक संयोगः**— ઘડો બે કપાલોના સંયોગથી થાય છે. તે કપાલોનો જે આકાશાદિરૂપ પૂર્વ દેશ સાથે સંયોગ છે, તે સંયોગ ઘટનો આરંભક નથી, માટે તે સંયોગ અનારંભક સંયોગ કહેવાય છે.

**अनिच्छाप्रारब्धम्**—અકસ્માત કાંટો વાગવો વગેરે જે પ્રારબ્ધભોગ આવી પડે છે તે.

**अनित्यः**प्रागभावप्रतियोगित्वध्वंसप्रतियोगित्वान्यतरवाननित्यः । જે પદાર્થ પ્રાગભાવનો કે ધ્વંસનો પ્રતિયોગી હોય-અર્થાત્ જેનો પ્રાગભાવ કે ધ્વંસ સંભવતો હોય, તે પદાર્થને અનિત્ય કહેવો.

**अनित्यविभूतिः**—(શ્રીરામાનુજ દર્શન પ્રમાણે) 'पादोऽस्यसर्वाभूतानि' એ મંત્રમાં કહેલી 'એકપાદ વિભૂતિ'-અર્થાત્ સંસાર, તે અનિત્ય વિભૂતિ કહેવાય છે; 'त्रिपादस्यामृतं दिवि' એ મંત્ર પ્રમાણે 'ત્રિપાદ વિભૂતિ' તે નિત્યવિભૂતિ કહેવાય છે.

**अनित्यसमः**—साधर्म्यात् तुल्यधर्मोपपत्तेः सर्वानित्यत्वप्रसङ्गात् अनित्यसमः । વાદી એવો ઉત્તર આપે કે જેમાં સમાન ધર્મપણાવડે તમામ પદાર્થો અનિત્ય થઈ જવાનો પ્રસંગ

આવે, તે ઉત્તર 'અનિત્યસમ' કહેવાય છે. જેમ વાદી કહે કે 'અનિત્ય એવા ઘડાના સમાન ધર્મપણા વડે શબ્દ પણ અનિત્ય છે.' એવી રીતે ઘડાનું સાધર્મ્ય તો સર્વ ભાવ પદાર્થોમાં રહેલું હોવાથી સર્વ અનિત્ય થઈ જાય. એવી રીતે અનિત્યત્વરૂપ સમાનધર્મપણાવડે દૂષણ આપનારો ઉત્તર અનિત્યસમ કહેવાય છે.

**अनिर्वचनीयम्**—सदसद्विलक्षणम् । સત્ અને અસત્‌થી વિલક્ષણ તે—અજ્ઞાન.

૨. सदन्यत्वे सत्यसदन्यत्वे सत्युभयात्मकान्यत्वम् । જે સત્‌થી, અસત્‌થી અને તે બન્નેથી અન્ય હોય તે અનિર્વચનીય.

૩. सत्त्वरहितत्वे सत्यसत्त्वरहितत्वे सति सदसत्त्वरहितत्वम् । સત્ત્વથી, અસત્ત્વથી અને તે બન્નેથી પણ જે રહિત હોય તે અનિર્વચનીય.

૪. सत्त्वासत्त्वाभ्यां विचारासहिष्णुत्वे सति सदसत्त्वेन विचारासहिष્णुत्वम् । જે પદાર્થનો વિચાર સત્ત્વરૂપે, અસત્ત્વરૂપે અથવા સદસદ્‌રૂપે પણ કરી શકાય નહિ તે અનિર્વચનીય (અદ્વૈતસિદ્ધિ.)

૫. सत्त्वानधिकरणत्वे सत्यसत्त्वानधिकरणे सति सदसत्त्वानधिकरणत्वम् । જે પદાર્થ સત્ત્વનું, અસત્ત્વનું કે સદસત્ત્વનું અધિકરણ હોય નહિ તે અનિર્વચનીય કહેવાય છે. (ન્યાયમકરંદટીકા.)

**अनिर्वचनीयख्यातिः**—' છીપમાં રૂપું દેખાય છે.' એ ઉદાહરણમાં છીપમાં અનિર્વચનીય રૂપાની ઉત્પત્તિ થાય છે, એમ માનવું તે. **ખુલાસો:**—સત્ય રજત (રૂપા)ના અનુભવજન્ય સંસ્કારવાળા પુરૂષની ચક્ષુ ઇંદ્રિયનો જ્યારે મોંઢા આગળ પડેલી છીપની સાથે સંયોગ સબંધ થાય છે, તે વખતે ચક્ષુદ્વારા બહાર નીકળેલા અંતઃકરણની તે શુક્તિ (છીપ) ના ઇદમાકાર ('આ' એવા આકારની) તથા ચકચકિતાકાર વૃત્તિ ઉત્પન્ન થાય છે. ચકચકિતપણા રૂપ સાદૃશ્યના દર્શનથી પ્રથમ જોયેલા રજતના સંસ્કાર ઉદ્‌બુદ્ધ થાય છે. એ ઉદ્‌બુદ્ધપણા રૂપ દોષ છે. સહકારી જેના એવી—ઇદમંશાવચ્છિન્ન ચૈતન્યમાં રહેનારી અને છીપના નીલપૃષ્ઠ ત્રિકોણાકૃતિ વગેરે વિશેષ અંશને આચ્છાદન કરનારી—અવિદ્યા ક્ષોભ પામીને રજતાકાર પરિણામને પામે છે. એનું નામ અનિર્વચનીય ખ્યાતિ છે. (ખ્યાતિ એટલે ભ્રમ.)

**अनिष्टप्रसङ्गः**—अनभिमतार्थापादनम् । જે અર્થ પોતાને અભિમત ન હોય તે અર્થનું સંપાદન કરવું તે.

**अनुकरणत्वम्**—सदृशक्रियादिकरणत्वम् । કોઈના જેવી ક્રિયા વગેરેનું કરવાપણું.

**अनुकल्पः**—गौणः कल्पः । प्रतिनिधिः । પ્રતિનિધિ અથવા મુખ્ય નહિ એવી કલ્પના તે અનુકલ્પ છે.

**अनुकूलत्वम्**—स्वपक्षपातित्वम् । પોતાના પક્ષમાં આવવાપણું.

૨. कार्यसहकारिकारणत्वम् । કાર્ય ઉત્પન્ન થવામાં સહાયક જે કારણ હોય તેપણું.

**अनुक्रमः**—यस्योत्तरं यस्य पाठकरणम् । (શાસ્ત્રમાં) જે પાઠની પછી જેનો પાઠ આવતો હોય તે પ્રમાણે પાઠ કરવો તે.

**अनुगतत्वम्** । एकत्वे सत्यनेकवृत्तित्वम् । જે પદાર્થ એક હોઇને અનેક પદાર્થમાં વર્તતો હોય તે.

**अनुग्रहः**—दुःखिनो दुःखापाकरणे प्रवृत्तिः । દુઃખીનું દુઃખ નિવારણ કરવાની પ્રવૃત્તિ.

૨. अनिष्टनिवारणपूर्वकेष्टसाधनेच्छा । અનિષ્ટના નિવારણપૂર્વક ઇષ્ટ સાધનની ઇચ્છા.

**अनुचिन्तनम्**—श्रुतार्थविषयकयुक्तायुक्तत्वादिसंशयनिवर्तकयुक्त्यनुसन्धानम् । (શાસ્ત્રાદિમાંથી) સાંભળેલા અર્થ ઘટે છે કે નથી ઘટતો ઇત્યાદિ સંશયોનું નિવારણ કરનારી યુક્તિઓનો વિચાર કરવો તે.

**अनुज्ञा**—कर्तुरितरत्वे सति यत्कर्तृनुमतत्वम् । જે કર્મનો તેના કરનારને ઇષ્ટ કોઈને બીજો કોઈ કહેનારની તેમાં જે અનુમતિ તે અનુજ્ઞા.

**अनुत्पत्तिसमः**—प्रागुत्पत्तेः कारणाभावादनुत्पत्तिसमः। પદાર્થ ઉત્પન્ન થયા પહેલાં તેનું કારણ હોતું નથી. એમ ઉત્તર આપવો તે અનુત્પત્તિસમ ઉત્તર કહેવાય છે. ( આ પણ અસત્ ઉત્તર હોવાથી જાતિ છે. ગૌતમમતે )

**अनुद्भूतत्वम्**—अतीन्द्रियविशेषगुणत्वम्। જેમાં રૂપ સ્પર્શાદિક વિશેષ ગુણો ઇન્દ્રિયો વડે પ્રત્યક્ષ કરવા યોગ્ય હોતા નથી, તે અનુદ્ભૂત કહેવાય.

**अनुपकारसमः**-कार्यकारणभावस्य उपकार नियतत्वेऽनवस्था। કારણવગર કાર્ય થાયજ નહિ, અર્થાત્ કારણ એ કાર્યનું નિયત ઉપકારક છે, એવો નિયમ જેને વિષે થઈ શકે નહિ તે.

**अनुपलब्धिप्रमाणम्**—योग्यत्वे सत्यनुलम्भोऽभावप्रमाकारणम्। જે સ્થળે જે વસ્તુ પ્રાપ્ત થવાની યોગ્યતા છે, તે વસ્તુ તે સ્થળે નથી એવી અભાવપ્રમાનું જે કરણ તે અનુપલબ્ધિ પ્રમાણ. ( અને એ અભાવરૂપ પ્રમાને અનુપલબ્ધિ કહે છે)

૨. ज्ञानकरणाजन्याभावानुभवासाधारणकारणम्। જ્ઞાનના કરણરૂપ અજન્ય અભાવના અનુભવનું અસાધારણ કારણ તે અનુપલબ્ધિ પ્રમાણ કહેવાય. એમ છતાં લક્ષણને નિર્દોષ કરવાને ગ્રન્થકારે આ લક્ષણમાં કેટલાંક વિશેષણો મૂક્યાં છે. જે 'અદૃષ્ટ' જે સઘળા બનાવોનું સાધારણ કારણ છે, તેની વૃત્તિ કરવાને 'અસાધારણ કારણ' એવું પદ લક્ષણમાં મૂક્યું છે, ઇત્યાદિ (વેદાન્ત પરિ.)

**अनुपलम्भः**-અનુપલબ્ધિનો અભાવ ( उपलब्धि શબ્દ જુઓ. )

**अनुपसंहारी**-अन्वयव्यतिरेकदृष्टान्तरहितो हेतुः अनुपसंहारी अनैकान्तिकहेत्वाभासः ) જે હેતુ અન્વય દૃષ્ટાન્તથી પણ રહિત હોય તથા વ્યતિરેક દૃષ્ટાન્તથી પણ રહિત હોય તે હેતુ 'અનુપસંહારી' કહેવાય છે. એ એક પ્રકારનો અનૈકાન્તિક હેત્વાભાસ છે. જેમ 'सर्वमनित्यं प्रमेयत्वात्।' સર્વ પદાર્થ માત્ર અનિત્ય હોવા યોગ્ય છે, પ્રમેયધર્મવાળા હોવાથી' આ અનુમાનમાં સર્વ પદાર્થ માત્ર પક્ષ રૂપ હોવાથી તે પક્ષથી ભિન્ન કોઈ અન્વય દૃષ્ટાન્ત કે વ્યતિરેક દૃષ્ટાન્ત છે નહિ, માટે પ્રમેય હેતુ અનુપસંહારી કહેવાય છે.

**अनुबन्ध**-ગ્રંથમાં વિષય, પ્રયોજન, અધિકારી, અને સંબંધ, એ ચાર બાબતો કહેલી હોય છે. એ ચાર બાબતો ડાહ્યા માણસોની ગ્રન્થમાં પ્રવૃત્તિ કરાવવાના હેતુ છે, માટે એ ચાર અનુબંધ કહેવા છે. એ અર્થનો શ્લોક છે કેઃ—

" सर्वेषामेव शास्त्राणामनुबन्धचतुष्टयम्। "
पृथक् पृथक् भवत्येतज्ज्ञात शास्त्रे प्रवर्त्तकम्॥

અર્થ–બધાંજ શાસ્ત્રોના ચાર અનુબંધ હોય છે અને તે દરેક શાસ્ત્રના ભિન્નભિન્ન હોય છે. એ અનુબંધો જાણીનેજ જિજ્ઞાસુઓ તે તે શાસ્ત્રોમાં પ્રવૃત્ત થાય છે.

૨. मङ्गलाचरणाव्यवहितोत्तरमेव ग्रन्थादावनुबध्यमानः। ગ્રંથનું મંગલાચરણ કર્યા પછી તરતજ ગ્રંથના આરંભમાં જે કહેવામાં આવે છે તે અનુબંધ.

૩. स्वविषयकज्ञानद्वारा शास्त्रे प्रवर्त्तकः। પોતાના વિષયનું જ્ઞાન આપીને તે દ્વારા શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરાવનાર જે વિષય તે અનુબંધ.

**अनुभवः**—स्मृतिभिन्नं ज्ञानमनुभवः। સ્મૃતિથી ભિન્ન એવા જ્ઞાનને અનુભવ કહે છે. જેમ–પ્રત્યક્ષાદિ પ્રમાણવડે ઉત્પન્ન થયેલું 'આ ઘડો' ઇત્યાદિ જે જ્ઞાન છે, તે જ્ઞાન સ્મૃતિથી ભિન્ન છે અને જ્ઞાનરૂપ પણ છે, માટે 'આ ઘડો' ઇત્યાદિક જ્ઞાન અનુભવ કહેવાય છે એને अनुभूति પણ કહે છે.

એ અનુભવ પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ અને શાબ્દ, એમ ચાર પ્રકારનો હોય છે. એ અનુભવ જે વસ્તુવિષયક હોય તે, વસ્તુવિષયક અનુભવજન્મ સંસ્કાર પણ હોય છે. તેમ તે

સંસ્કારજન્ય સ્મૃતિજ્ઞાન પણ તેજ વસ્તુવિષયક હોય છે. એ પ્રમાણે અનુભવ, સંસ્કાર અને સ્મૃતિ એ ત્રણનો સમાનવસ્તુવિષયક કાર્ય-કારણભાવ હોય છે. ( અહીં 'સંસ્કાર' શબ્દ વડે ભાવનાખ્ય સંસ્કાર જાણવો.) અનુભવના બે પ્રકાર છેઃ-(૧) યથાર્થાનુભવ અને (૨) અયથાર્થાનુભવ. (લક્ષણો તેને શબ્દોમાં જોવો.)

**અનુભૂતિઃ**—( અનુભવ શબ્દ જુઓ. )

**અનુભૂયમાનારોપઃ**—प्रत्यक्षानुभव विषयारोपः । જે વિષય પ્રત્યક્ષ અનુભવનો હોય તે વિષયનો આરોપ.

**અનુમતમ્**—साधूक्तमनेनेत्याद्यनुमोदनरूपमानसपरिणामप्रदर्शनम् । 'આણે સારૂં કર્યું' ઇત્યાદિ અનુમોદનરૂપમનની વૃત્તિ દેખાડવી તે.

**અનુમાનપ્રમાણમ્**—अनुमितिप्रमाकरणमनुमानम् । અનુમિતિ પ્રમાનું જે કરણ હોય તે અનુમાન કહેવાય. જેમ-'આ પર્વત અગ્નિવાળો છે' આ પ્રકારના અનુમિતિ જ્ઞાનનું 'આ ધૂમાડો અગ્નિની વ્યાપ્તિવાળો છે' એ પ્રકારનું વ્યાપ્તિજ્ઞાન કરણ છે માટે એ વ્યાપ્તિજ્ઞાન અનુમાન પ્રમાણ કહેવાય છે.

૨. ज्ञातसम्बन्धस्यैकदेशदर्शनादेकदेशान्तरेऽसन्निकृष्टार्थेबुद्धिः । એક દેશ (સ્થળ) માં જે એનો સંબંધ જાણ્યો હોય તેમાંથી એક દેશને જાણવાવડે દૂરના એક દેશમાં રહેલા બીજા પદાર્થનું જ્ઞાન તે અનુમાનપ્રમાણ. (શબરસ્વામી)

**અનુમિતિઃ**—परामर्शजन्यं ज्ञानमनुमितिः । પરામર્શ વડે જન્ય જે જ્ઞાન તે અનુમિતિ કહેવાય છે. જેમ—'ધૂમાડો અગ્નિની વ્યાપ્તિવાળો છે,' એ વ્યાપ્તિજ્ઞાન છે. એનેજ અનુમાન પ્રમાણ કહે છે. એનેજ અનુમતિ જ્ઞાનનું કરણ કહે છે. એ વ્યાપ્તિજ્ઞાનરૂપ કરણના વ્યાપારને લિંગપરાશર્મ કહે છે. જેમ-'અગ્નિની વ્યાપ્તિવાળો જે ધૂમ છે, તે ધૂમવાળો આ પર્વત છે.' એવા જ્ઞાનનું નામ લિંગપરામર્શ છે. એ પરામર્શ તે વ્યાપ્તિ વડે જન્ય હોય છે, અને વ્યાપ્તિજન્ય જ્ઞાન અનુમિતિનું જનક હોય છે, માટે તે પરામર્શમાં વ્યાપ્તિજ્ઞાનરૂપ કરણની વ્યાપારરૂપતા સંભવે છે. અર્થાત્ 'પરામર્શ વડે જન્ય જ્ઞાનને અનુમિતિ કહે છે' એ લક્ષણ સંભવે છે. ( પરામર્શ શબ્દ જુઓ ).

૨. लिङ्गजन्यज्ञानमनुमितिः । લિંગના એટલે હેતુના જ્ઞાનથી જન્ય જે જ્ઞાન તે અનુમિતિ.

૩. व्याप्तिज्ञानकरणं ज्ञानम् । વ્યાપ્તિજ્ઞાનરૂપ કરણનું જે જ્ઞાન તે અનુમિતિ.

૪. व्याप्तज्ञानाद्व्यापकज्ञानम् । વ્યાપ્યના જ્ઞાનથી વ્યાપકનું જે જ્ઞાન તે અનુમિતિ. જેમ-ધૂમ વ્યાપ્ય છે, તે વડે વ્યાપક જે અગ્નિ, તેનું જ્ઞાન તે અનુમિતિ જ્ઞાન કહેવાય.

૫. व्याप्तिविशिष्टपक्षधर्मताज्ञानजन्यज्ञानम् । વ્યાપ્તિથી વિશિષ્ટ એવી પક્ષધર્મતાના જ્ઞાનથી જન્ય જે જ્ઞાન તે અનુમિતિ, જેમ-ધૂમાડામાં અગ્નિવ્યાપક છે એ વ્યાપ્તિજ્ઞાન છે. પર્વત એ પક્ષ છે. પર્વત ધૂમાડાવાળો છે અને ધૂમાડો અગ્નિનું વ્યાપ્ય છે. એ જ્ઞાન છે પક્ષધર્મતા જ્ઞાન છે. એ વ્યાપ્તિ વિશિષ્ટ પક્ષધર્મતાના જ્ઞાનથી 'પર્વત અગ્નિવાળો છે' એવું જે જ્ઞાન થાય છે તે અનુમિતિ.

૬. साधनधर्मदर्शनात् साध्यविशिष्टे बुद्धिः । સાધનનો ધર્મ જોવાથી સાધ્યવિશિષ્ટમાં જે બુદ્ધિ તે અનુમિતિ. જેમ-ધૂમ એ સાધન ( હેતુ ) છે; અગ્નિવ્યાપ્યત્વ એ ધૂમનો (સાધનનો ) ધર્મ છે. એ ધર્મ પર્વતમાંથી જોવાથી અગ્નિમત્ત્વરૂપ સાધ્યવિશિષ્ટ એ પર્વત છે, એવી બુદ્ધિ થાય છે તે અનુમિતિ છે.

૭. लिङ्गलिङ्गिपूर्वकं स्वज्ञानद्वारा हेतुपक्षजन्यसाध्यज्ञानम् । લિંગ ( હેતુ ) લિંગી ( હેતુમાન્ ) એ એના વિષયમાં પોતાને જે જ્ઞાન થયું હોય તે ઉપરથી હેતુ અને પક્ષ વડે ઉપજેલું જે સાધ્યનું જ્ઞાન તે અનુમિતિ ( સાંખ્ય મતે ). જેમ-ધૂમ એ લિંગ છે અને અગ્નિ એ લિંગી છે. એટલે જ્યાં ધૂમ હોય છે ત્યાં અગ્નિ હોય છે, એવું જ્ઞાન રસોડા વગેરેમાંથી પોતાને

થએલું હોય છે. એ જ્ઞાનદ્વારા વ્યાપ્તિ ગ્રહણ કરીને ધૂમરૂપ હેતુ તથા પર્વતરૂપ પક્ષ જોઇને તે વડે પર્વત અગ્નિવાળો છે એવું સાધ્યનું જ્ઞાન તે અનુમિતિ. અનુમિતિ બે પ્રકારની છેઃ (૧) સ્વાર્થાનુમિતિ અને (૨) પદાર્થાનુમિતિ. ( લક્ષણો તે તે શબ્દોમાં જોવાં ).

**અનુયોગી**—स्वरूपसम्बन्धविशेषः । અમુક પ્રકારનો સ્વરૂપ સંબંધ તે અનુયોગી. ( પ્રતિયોગી શબ્દ જુઓ ).

૨. यस्मिन्नभावः सम्बन्धः सादृश्यं वास्ति । જે અધિકરણમાં અભાવ, સંબંધ કે સાદૃશ્ય હોય તે અનુયોગી.

**અનુવાદઃ**—प्रमाणान्तरेण निर्णीतार्थज्ञापकः शब्दः अनुवादः । પ્રત્યક્ષાદિક પ્રમાણવડે નિર્ણીત જે અર્થ છે, તે અર્થનું બોધક જે વાક્ય તે અનુવાદક કહેવાય છે. જેમ, " अग्निर्हिमस्य भेषजम्–અગ્નિ એ ટાઢની નિવૃત્તિનો ઉપાય છે." આ વાક્ય અનુવાદ કહેવાય છે. કેમકે અગ્નિમાં હિમની નિવૃત્તિ કરવાપણું રહેલું છે એ સર્વ લોકોને પ્રત્યક્ષ પ્રમાણથી નિશ્ચિતજ છે. એવા પ્રત્યક્ષ પ્રમાણથી નિશ્ચિત અર્થનું બોધન કરનારૂં હોવાથી એ વાક્ય 'અનુવાદ' નામે અર્થવાદ કહેવાય છે. ( પૂ. મી. )

૨. उक्तस्य पुनर्वचनम् । એકવાર કહેલું ફરીથી બોલવું તે પણ અનુવાદ કહેવાય છે. જેમ–" जुहोति जुहोति " इत्यादि.

**અનુવાદકત્વમ્**—गृहीतग्राह्यानुभवमात्रजनकत्वम् । એક જણે જે વિષય જેવી રીતે ગ્રહણ કર્યો હોય તેને તેવીજ રીતે 'અહીં પણ ગ્રહણ કર્યો છે' એવા અનુભવ માત્રનું જે જનકપણું તે અનુવાદત્વ

**અનુવૃત્તિઃ**—पठितस्य पुनः पठनम् । પઠન કર્યું હોય તેનું પુનઃ પઠન કરવું તે અનુવૃત્તિ.

૨. दवियस्स्थानान्तरस्थितस्यानुसन्धानम् । દૂર સ્થાનમાં રહેલા પદાર્થનું અનુસંધાન કરવું તે. ( दिनकरी )

**અનુવ્યવસાયજ્ઞાનમ્**—ज्ञानविषयकज्ञानत्वम् । જ્ઞાનને વિષય કરનારૂં જે જ્ઞાન તે અનુવ્યવસાય જ્ઞાન કહેવાય છે, એ અનુવ્યવસાય જ્ઞાન મનરૂપ ઇંદ્રિય વડેજ ગ્રાહ્ય હોવાથી 'માનસ પ્રત્યક્ષ' કહેવાય છે. જેમ–'આ ઘડો છે' એવું જ્ઞાન એ વ્યવસાય જ્ઞાન કહેવાય છે. તે પછી એ વ્યવસાય જ્ઞાનને વિષય કરનારૂં એટલે 'घटत्वेन घटमहं जानामि' ( ઘટત્વે કરીને ઘટને હું જાણું છું ) એ પ્રકારનું માનસ પ્રત્યક્ષરૂપ જે જ્ઞાન ઉપજે છે તે અનુવ્યવસાય જ્ઞાન કહેવાય છે.

અથવા જેમ–પર્વતમાં ધૂમ દેખીને અગ્નિનું અનુમાન કર્યા પછી, 'પર્વતમાં અગ્નિ છે એવું મેં અનુમાન કર્યું છે' એવું જે અનુમિતિ જ્ઞાનનું જ્ઞાન થાય છે, તેને અનુવ્યવસાય જ્ઞાન કહે છે.

**અનુષઙ્ગઃ**—एकत्रान्वितपदस्यान्यत्रान्वयः । એક સ્થળમાં જે પદનો અન્વય ( સંબંધ ) હોય તેનો બીજે સ્થળે અન્વય કરવો તે અનુષંગ.

૨. वाक्यन्तरे जनितान्वयबोधपदस्य वाक्यान्तरेऽन्वयानुसन्धानम् । એક વાક્યમાં જે પદના અન્વયનો બોધ થયો છે, તે પદના અન્વયાર્થનું બીજા વાક્યમાં અનુસંધાન કરવું તે.

૩. नेदीयस्स्थानान्तरस्थितस्यानुसन्धानम् । નજીકના સ્થાનમાં રહેલા પદાર્થનું અનુસંધાન તે અનુષંગ.

૪. अस्योद्देशेन प्रवृत्तस्य तन्नान्तरिक विषयाऽन्यासिद्धिः । બીજા કોઈ ઉદ્દેશથી પ્રવૃત્ત થનારને તેણે ન ધાર્યું હોય તેવા બીજા જ કોઈ અર્થની સિદ્ધિ થાય, અને તે પણ કોઈ બીજા નિષ્પાદકના યત્નથી ઉત્પન્ન થયેલી હોય, જેમ—સ્નાનને અર્થે સરોવરમાં જનારને તૃષા પણ મટે છે; કેરીની આશાથી આંબા તળે જનારને ફળ અને સુગંધ પણ મળે છે; સ્નેહીને ત્યાં લગ્ન પ્રસંગે જનારને મિષ્ટ ભોજનાદિ પણ મળે છે. એ બધાં આનુષંગિક ફળ કહેવાય છે.

**अनुष्ठानम्**–विहितकर्मादिकरणम् । શાસ્ત્રે કહેલાં કર્માદિ કરવાં તે.

**अनुसन्धानम्**–स्मरणम् । સ્મરણ.

**अनेकत्वविशिष्टभावत्वम्**–દ્રવ્યના નવ પ્રકાર, ગુણના ચોવીશ પ્રકાર, કર્મના પાંચ પ્રકાર, સામાન્યના બે પ્રકાર, વિશેષના અનંત પ્રકાર એ સર્વ ભાવ રૂપ છે અને અનેક પણ છે, માટે તે સર્વમાં અનેકત્વ વિશિષ્ટ ભાવત્વ એ સાધર્મ્ય રહેલું છે.

**अनैकान्तिक,**—विरुद्धान्यपक्षवृत्तित्वे सत्यनुमितिविरोधसम्बन्धव्यावृत्तः । જે હેતુ બીજા (સાધ્ય) વિરુદ્ધ પક્ષમાં વર્તતો હોઈને અનુમિતિ જ્ઞાનના વિરોધ સાથે સંબંધ રાખી રહ્યો હોય તે; અર્થાત્ જે હેતુ સાધ્યમાં પ્રવર્તતો હોય તેમ સાધ્ય રહિતમાં પણ પ્રવર્તતો હોય તે અનૈકાંતિક હેતુ કહેવાય.

**अन्तःकरणम्**–सर्वज्ञानादि प्रत्यक्षकरणम् । સર્વ જ્ઞાન વગેરેને પ્રત્યક્ષ કરનારૂં સાધન.

૨. शरीरान्तःस्थत्वे सतीन्द्रियसहायकत्वम् । શરીરની અંદર રહેલું હોઈને સર્વ ઇન્દ્રિયોને સહાય કરનારૂં જે સાધન છે તે.

૩. ज्ञानशक्तिप्रधानत्वे सति मिलितसमस्तापञ्चिकृतपञ्चमहाभूतसात्विकांशकार्यत्वम् । જેમાં જ્ઞાનશક્તિ પ્રધાન છે અને અપંચીકૃત પંચ મહાભૂતોના સાત્વિક અંશના ભેગા મળવાથી જે ઉત્પન્ન થયું છે તે અન્તઃકરણ.

**अन्तःकरणदेवता**—અન્તકરણની ચાર દેવતા છે. જેમ મનની દેવતા ચંદ્રમા, બુદ્ધિનો દેવ બ્રહ્મા, અહંકારનો મહાદેવ, અને ચિત્તનો વિષ્ણુ દેવ છે.

**अन्तःकरण प्रकाराः**–મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એવા અન્તકરણના ચાર પ્રકાર છે.

**अन्तःकरणरूपमनोधर्माः**—कामःसंकल्पो विचिकित्साश्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीः सर्वं मन एव । કામ, સંકલ્પ, વિચિકિત્સા (સંશય), શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ (ધીરજ–વેગને અટકાવવાની શક્તિ), અધૃતિ, હ્રી (લજ્જા), ધી (વૃતિજ્ઞાન), ભી (ભય), એ સર્વ મન છે. (શ્રુતિનો અનુવાદ.)

**अन्तकरणस्य वृत्तिद्वयम्**–અન્તકરણની બે વૃત્તિઓ છે, (૧) નિશ્ચય વૃત્તિ, અને (૨) સુખાકાર વૃત્તિ.

**अन्तःकरणवृत्तिरूपविपर्ययः**—સ્વપ્ન મનોરાજ્ય નષ્ટ પુત્રાદિકોનું પ્રત્યક્ષ વગેરે અન્તઃકરણ વૃત્તિરૂપિ વિપર્યયનું છે.

**अन्तरङ्गसाधनानि**—શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ છ; તથા શ્રવણ, મનન, નિદિધ્યાસન એ ત્રણ; એ બધાં અંતરંગ સાધન કહેવાય છે.

**अन्तरनिरुपाधिकभ्रमः**—હું અજ્ઞાની છું, હું આત્માને જાણતો નથી એ પ્રકારનો ભ્રમ.

**अन्तरप्रत्यक्षप्रमा**—(શરીરની) અંદરના પદાર્થોને વિષય કરનારી પ્રત્યક્ષ પ્રમા.

**अन्तरभोक्तासंघातः**—(બૌદ્ધમતે) (૧) રૂપસ્કંધ, (૨) વિજ્ઞાનસ્કંધ (૩) વેદનાસ્કંધ, (૪) સંજ્ઞાસ્કંધ, (૫) સંસ્કારસ્કંધ, એ પાંચ સ્કંધોના સમૂહ તે અંતરભોક્તા સંઘાત છે, એમ બૌદ્ધો માને છે.

**अन्तरशौचम्**—મૈત્રી, કરૂણા આદિકથી અન્તઃકરણને રાગદ્વેષ વિનાનું કરવું તે.

**अन्तरसोपाधिकभ्रमः**—હું કર્તા છું. ભોક્તા છું એવા પ્રકારની આત્મામાં જે કર્તૃત્વભોક્તૃત્વતા બુદ્ધિ છે તે.

**अन्तरायकर्म**—(જૈન મતે) સન્માર્ગમાં પ્રવૃત્તિનો પ્રતિબંધ કરનાર વિઘ્ન છે તેનું નામ અંતરાય છે.

**अन्तरिन्द्रियम्**—(વાચસ્પતિ મતમાં) મનને 'અન્તરિન્દ્રિય' કહે છે. આચાર્ય તો મનને અગિયારમી ઇન્દ્રિય ગણતા નથી, કેમકે વૃત્તિનું ઉપાદાન છે, પણ કરણ નથી.

**अन्तर्धानत्वम्**—स्वविषयकप्रत्यक्षविरोधव्यापारत्वम् । પોતાના શરીર સંબંધી જે પ્રત્યક્ષ, તેના વિરોધી વ્યાપારપણું–પોતાને

અપ્રત્યક્ષ કરવાપણું. જેમ ગુરુથી વિદ્યાર્થી અન્તર્ધાન પામે છે–સંતાય છે. [વ્યુત્પત્તિવાદ].

**अन्तर्मदाष्टक**—भूमिरापोऽनलोवायुः खं सूर्यश्च शशी तथा। आत्मा चेत्यष्टमूर्तानामष्टौमदा-उदीरिताः ॥१॥ ( संज्ञादर्शनात्। આઠ અન્તર્મદ નીચે પ્રમાણે છેઃ—

१. भूमिमदः—તમો ગુણવાળાને દ્રવ્યાદિ ઇચ્છાનો હેતુ જે મદ તે.

२ जलमदः—સંસારીને આ માટે જરૂરનું છે એવી ચિન્તાનો હેતુ મદ તે.

३. अग्निमदः—કામી પુરુષોને સ્ત્રીસંભોગેચ્છાથી તેને અનુકૂળ વ્યાપારનો હેતુ મદ તે.

४. वायुमदः—પ્રયાણ કરનારને પરદેશની ઇચ્છાનો હેતુ જે મદ તે.

५. आकाशमदः—વાહનવાળાને હાથી ઘોડાની ઇચ્છાનો હેતુ જે મદ તે.

६. सूर्यमदः—ક્રોધાગ્નિથી ભરેલાને 'આનો સંહાર કરી નાંખવો' એવી ઇચ્છાનો હેતુ જે મદ તે.

७. चन्द्रमदः—ચિંતા ભરેલા માણસને આ કરવા ધારેલું કાર્ય પાર પડશે કે નહિ ઇત્યાદિ સંશયથી મૌન રહેવાનો હેતુ જે મદ તે.

८. आत्ममदः—અહંકારથી ભરેલાને 'મારા જેવું વિદ્યાદિ કોણ જાણે છે' એવી બુદ્ધિનો હેતુ જે મદ તે.

**अन्त्यावयवी**—अवयवजन्यत्वे सत्यवयव्यजनकोऽन्त्यावयवी। જે દ્રવ્ય અવયવોવડે જન્ય હોઈને બીજા કોઈ અવયવીનું જનક ન હોય હે અંત્યાવયવી કહેવાય છે. જેમ—મનુષ્યનું શરીર હસ્તપાદાદિક અવયવોવડે જન્ય છે, પણ પોતાનામાં સમવાય સંબંધે કરીને બીજા કોઇ અવયવીનું જનક નથી, માટે મનુષ્ય શરીર અંત્યાવયવી છે.

२. द्रव्यानारम्भकत्वे सति कार्यद्रव्यताम्। કાર્ય દ્રવ્ય હોઇને જે બીજા દ્રવ્યનું આરંભક ન હોય તે.

**अन्धः**—श्रुतिस्मृती च विप्राणां चक्षुषी देवनिर्मिते। काणस्तत्रैकया हीनो द्वाभ्यामन्धः प्रकीर्तितः ॥१॥ શ્રુતિ અને સ્મૃતિ એવી બે આંખો બ્રાહ્મણોની પરમેશ્વરે બનાવી છે. તેમાંથી એક જો ન હોય તો તે કાણો કહેવાય અને બન્ને ન હોય તો તેને આંધળો કહેવામાં આવે છે.

**अन्धतामिस्रम्**—अणिमादिगुणसम्पत्तौ दृष्टानुश्रविकविषयप्रत्युपस्थाने च कल्पान्ते सर्वमेतन्नङ्क्ष्यतीति यस्त्रासस्तदन्धतामिस्रम्। અણિમા વગેરે સિદ્ધિઓ તથા આ લોકના અને પરલોકના વિષયો પ્રાપ્ત થયા છતાં પણ કલ્પને અંતે તે સઘળાં નાશ પામશે એવો જે ત્રાસ તેને અંધતામિસ્ર કહે છે. ૨. પાંચ પર્વવાળી અવિદ્યાનું પાંચમું પર્વ-અભિનિવેશ–તેજ અંધતામિસ્ર છે. અવિદ્યાદિ પાંચ ક્લેશ એજ અવિદ્યાનાં તમ આદિક પાંચ પર્વ કહેવાય છે.

**अन्धोभिक्षुः**—( भिक्षुपट्कम् એ શબ્દ જુઓ. )

**अन्नमयकोशः**—मातृपितृभुक्तान्नजशुक्रशोणितकार्यं स्थूलशरीरम्। માતા અને પિતાએ ખાધેલા અન્નમાંથી ઉપજેલા રક્ત તથા વીર્યનું કાર્ય જે સ્થૂલ શરીર તે અન્નમયકોશ.

**अन्नसप्तकम्**—व्रीह्यादिकं तथा दर्शपूर्णमासावथो मनः। प्राणाः क्षीरं च वाक् चैव स्यादन्नं सप्तधा मतम् ॥१॥ (१) ડાંગર વગેરે ધાન્ય, (૨) દર્શ યજ્ઞ, (૩) પૌર્ણમાસ યજ્ઞ, (૪) મન, (૫) પ્રાણ, (૬) દૂધ, અને (૭) વાણી, એ સાત પ્રકારનાં અન્ન કહેવાય છે. તેમાંથીઃ—

(१) ડાંગર વગેરે મનુષ્યોનું સાધારણ અન્ન છે.

(૨)–(૩) દર્શ અને પૂર્ણમાસ એ બે દેવોનું અન્ન છે.

(૬) દૂધ એ વાછરડાં વગેરે પશુઓનું અન્ન છે.

(૪–૫–૭) મન, વાણી, અને પ્રાણ, એ ત્રણ આત્માનું અન્ન છે.

**अन्यतमः**—( व्याकरणे ) अनेकमध्ये निर्धारितैकः । અનેકમાંથી જે એકનો નિશ્ચય કર્યો હોય તે.

૨. ( न्यायमते ) अनेकभेदावच्छिन्नप्रतियोगिताकभेदः । અનેક ભેદથી અવછિન્ન પ્રતિયોગીપણાવાળો ભેદ,

૩. स्वेतरयावत्प्रतियोगिभेदवत्त्वमन्यतमत्वम् । પોતાનામાંથી અન્ય તમામ પ્રતિયોગીના ભેદવાળું તે અન્યતમ.

૪. तद्भिन्नत्वे सति तद्भिन्नत्वे सति तद्भिन्नभिन्नत्वम् । यथा घटपटगृहान्यतमः । જેમ, ઘટ, પટ અને ઘર, એમાંનું અન્યતમ. એટલે ઘટથી ભિન્ન તથા પટથી ભિન્ન હોઇને ઘરથી પણ ભિન્ન એવું ભિન્નત્વ. અર્થાત્ એ ત્રણમાંનું એક એવો અર્થ છે.

**अन्यतरः**—( વ્યાકરણમાં ) એમાંથી જે એકનો નિશ્ચય કર્યો હોય તે.

૨. (ન્યાયમાં) द्वयावच्छिन्नप्रतियोगिकभेदः । બેપણાથી અવચ્છિન્ન એવા પ્રતિયોગીનો ભેદ.

૩ भेदद्वयाभाववत्वमन्यकरत्वम् । બે ( બન્ને ) ભેદના અભાવવાળું તે અન્યતર.

૪. एतद्भिन्नत्वे सत्येतद्भिन्नो यस्तद्भिन्नत्वम् । આનાથી ભિન્નપણું હોઇને જે આનાથી પણ ભિન્ન હોય, તેનું ભિન્નપણું તે અન્યતરત્વ. જેમ ઘટ અને પટમાંથી અન્યતર, એટલે ઘટથી ભિન્ન હોઇને તેનાથી ભિન્ન જે પટ તેનું ભિન્નપણું. મતલબ કે ઘટથી ભિન્ન એવા પટનું ભિન્નત્વ ઘટમાં રહે છે, અને પટથી ભિન્ન એવા ઘટનું ભિન્નત્વ પટમાં રહે છે, માટે એ ભિન્નપણું તે અન્યતરત્વ છે.

૫. तद्भिन्नत्वे सति तद्भिन्नभिन्नत्वम् । તેનાથી ભિન્ન હોઇને, તેનાથી ભિન્નનું જે ભિન્નત્વ, છે અન્યતરત્વ. ( ઉપર લખેલા ખુલાસા પ્રમાણે જ સમજી લેવાનું છે. )

**अन्यतरकर्मजाविभागः**—જે વિભાગ એક દ્રવ્યની ક્રિયાવડે જન્ય હોય તે. જેમ—નિષ્ક્રિય પર્વતમાં રહેલા પક્ષીની ક્રિયા વડે પક્ષીનો તે પર્વતથી વિભાગ થાય છે, તે અન્યતર કર્મજ વિભાગ કહેવાય.

૨. क्रियाऽभाववत्समवेतत्वे सति क्रियावत्समवेतविभागः अन्यतरकर्मजविभागः । જે વિભાગત્વજનક ક્રિયાના અભાવવાળા દ્રવ્યમાં સમવેત હોય છે, તથા સ્વજનક ક્રિયાના અભાવવાળા દ્રવ્યમાં સમવેત હોય છે, તે વિભાગ અન્યતરકર્મ જ વિભાગ કહેવાય છે. જેમ—પક્ષીની ક્રિયા વડે ઉત્પન્ન થયેલો તે પક્ષીનો પર્વતથી વિભાગ—પક્ષી અને પર્વતનો વિભાગ—સ્વજનક પક્ષીની ક્રિયાના અભાવવાળા પર્વતમાં પણ સમવાય સંબંધથી રહેલો છે, તથા ક્રિયાવાળા પક્ષીમાં પણ સમવાય સંબંધથી રહેલો છે; માટે તે પક્ષી પર્વતનો વિભાગ અન્ત્યતર કર્મજ વિભાગ કહેવાય છે.

**अन्यतरकर्मजसंयोगः**—જે સંયોગ એક દ્રવ્યની ક્રિયાવડે જન્ય હોય છે, તે અન્યતર કર્મજ સયોગ કહોય છે. જેમ—પર્વતની સાથે જે બાજ પક્ષીનો સંયોગ છે તે કેવળ બાજ પક્ષીની ક્રિયા વડે જન્ય છે, માટે બે સંયોગ અન્યતર કર્મજ સંયોગ છે.

૨. क्रियाऽभाववत्समवेतत्वे सति क्रियावत्समवेत संयोगः अन्तरकर्मज संयोगः । જે સંયોગ સ્વજનક ક્રિયાના અભાવવાળા દ્રવ્યમાં સમવાય સંબંધે કરીને રહે છે; તથા સ્વજનક ક્રિયાવાળા દ્રવ્યમાં સમવાય સંબંધે કરીને રહે છે, તે સંયોગ અન્યતર કર્મજ સંયોગ કહેવાય છે. જેમ બાજ પક્ષીની ક્રિયા વડે જન્ય તે બાજ પક્ષીનો પર્વત સાથે સંયોગ છે. એ પક્ષીપર્વતનો સંયોગ સ્વજનક ક્રિયાના અભાવવાળા પર્વતમાં સમવાય સંબંધથી રહેલો છે; અને સ્વજનક ક્રિયાવાળા પક્ષીમાં પણ સમવાય સંબંધથી રહેલો છે. માટે એ સંયોગ અન્યતર કર્મજ સંયોગ છે.

**अन्यथाख्यातिः**—अन्याकारज्ञानस्यालम्बनम् । મૂળ પદાર્થનું અન્ય પદાર્થ રૂપે જ્ઞાન થવાનું જે આલંબન તે અન્યથાખ્યાતિ.

૨. (ભાટ્ટ અને વૈશેષિકના મતમાં) तदभाववति तत्प्रकारकमानम्। જે પદાર્થનો જેમાં અભાવ છે, તે પદાર્થમાં તે પ્રકારનું ભાન થવું તે.

૩. (નૈયાયિક મતમાં) 'છીંપમાં રૂપું દેખાય છે' એ દૃષ્ટાન્તમાં જોનારનાં દોષયુક્ત નેત્રને લીધે છીંપને જોઇને પૂર્વે જોયેલા રૂપાનો સ્મૃતિરૂપ સંસ્કાર જાગ્રત થઇને પાસેની છીંપમાં તે રૂપા રૂપે દેખાય છે, અર્થાત્ સ્મૃતિજ્ઞાનના વિષયભૂત રજત (રૂપા) નો રજતત્વ ધર્મ તે પુરોવર્તિ (મોંઢા આગળ પડેલી) છીંપમાં 'આ રૂપું છે.' એ પ્રકારે દેખાય છે. એનું નામ અન્યથાખ્યાતિ છે.

**अन्यथानुपपत्ति**–स्वाभावप्रयोज्यासम्भवः। વસ્તુના પોતાના અભાવથી બીજી કોઇ વસ્તુનો અસંભવ જણાતો હોય ત્યારે તે અસંભવને અન્યથાનુપપત્તિ કરે છે; જેમ અગ્નિના અભાવથી ધૂળનો અસંભવ છે માટે એ અસંભવ એ અન્યથાનુપપત્તિ છે.

**अन्यथाप्युपपत्तिदोषः**—આ અર્થાપત્તિ પ્રમાણના એક દોષનું નામ છે. દિવસે ભોજન નહિ કરનાર દેવદત્તનું રાત્રિભોજન વિના પુષ્ટત્વ ઘટતું નથી, માટે તે ઘટાવવાને રાત્રિભોજન રૂપ અર્થાન્તરની કલ્પના કરવામાં આવે છે, એ અર્થાપત્તિનું દૃષ્ટાન્ત છે. એમાં પુષ્ટત્વ ઘટતું નથી એટલે પુષ્ટત્વ ઉત્પન્ન થતું નથી, એમ શાસ્ત્રીય ભાષામાં કહી શકાય. રાત્રિભોજન વિના અન્યથા પુષ્ટત્વ ઉત્પન્ન ન થતું હોય, તોજ એને નિર્દોષ અર્થાપત્તિ કહી શકાય; પણ જો રાત્રિભોજન વિના અન્યથા પણ પુષ્ટત્વ ઉત્પન્ન થતું હોય તો તેને અર્થાપત્તિ પ્રમાણ કહેવું એ દોષ છે; માટે અર્થાપત્તિ પ્રમાણ એવું હોવું જોઇએ કે, જે અનુપપદ્યમાન અર્થના જ્ઞાન ઉપરથી જે ઉપપદ્યમાન અર્થની કલ્પના કરવાની હોય તે અર્થાન્તર અન્યથા ઉપપન્ન થઈ શકે નહિ. આ નિર્દોષ અર્થાપત્તિનું દૃષ્ટાન્ત કહ્યું: હવે સદોષ અર્થાપત્તિ માટે એક બીજું દૃષ્ટાન્ત લેઇએ. અ ની આંખો રાતી જોઇને ચ એ અર્થાપત્તિ પ્રમાણથી કહેવા માંડયું કે, અ ની રાતી આંખ રાતના ઉજાગરા સિવાય ઉત્પન્ન થતી નથી માટે તેણે રાત્રે ઉજાગરો કર્યો હોવો જોઇએ. આ અર્થાપત્તિ પ્રમાણ 'અન્યથાપ્યુપપત્તિ' દોષવાળું છે. કેમકે ઉજાગરા સિવાય નેત્રાભિષ્યંદ રોગથી પણ આંખો રાતી થાય છે.

**अन्यथासिद्धः**—कारणसामग्रीबाह्यत्वम्। જે કાર્ય બનવા માટે જેટલી કારણ સામગ્રી હોવી જોઇએ, તેનાથી જે વસ્તુ ભિન્ન હોય છે (છતાં કારણ રૂપ જણાતી હોય) તે વસ્તુ તે કાર્યમાં અન્યથાસિદ્ધ કહેવાય છે. અર્થાત્ કોઈ કાર્યનું જે પ્રત્યક્ષ કારણ ન હોય પણ પરંપરાથી કારણ હોય તે અન્યથાસિદ્ધ કારણ કહેવાય છે. અથવા—

૨. જે પદાર્થ વિદ્યમાન ન છતાં પણ કાર્ય ઉત્પન્ન થાય છે, તે પદાર્થ કાર્યનું કારણ કહેવાતો નથી પણ 'અન્યથાસિદ્ધ' કહેવાય છે. જેમ–ઘટ રૂપ કાર્યમાં માટી વહી લાવનારો ગધેડો વગેરે અન્યથાસિદ્ધ (કારણ) કહેવાય છે.

**अन्यथासिद्धप्रकाराः**—અન્યથાસિદ્ધ પદાર્થ પાંચ પ્રકારના હોય છે. તે નીચે પ્રમાણેઃ–

**૧. પ્રથમ અન્યથાસિદ્ધઃ**—જે કાર્યની પ્રતિ કારણનું પૂર્વવૃત્તિપણું જે રૂપે કરીને ગ્રહણ કરવામાં આવે છે, તે કાર્યની પ્રતિ તે રૂપ અન્યથાસિદ્ધ હોય છે. જેમ–ઘટાદિ રૂપ કાર્યની પ્રતિ દંડ ચક્રાદિ રૂપ કારણોનું પૂર્વવૃત્તિપણું દંડત્વ, ચક્રત્વ, આદિ રૂપેજ ગ્રહણ કરાય છે, માટે તે દંડત્વ, ચક્રત્વ, આદિક ધર્મ ઘટની પ્રતિ અન્યથાસિદ્ધ કહેવાય છે. એ રીતે જે જે કાર્યની પ્રતિ જે જે કારણનું જે જે રૂપે પૂર્વવૃત્તિપણું ગ્રહણ કરવામાં આવે તે તે કાર્યની પ્રતિ તે તે રૂપ અન્યથાસિદ્ધ કહેવાય.

**૨. દ્વિતીય અન્યથાસિદ્ધઃ**—જે કાર્યની પ્રતિ જે પદાર્થનો સ્વતંત્ર અન્વય વ્યતિરેક થઇ શકતો નથી, પણ પોતાના કારણને લેઇને

જે અન્વય વ્યતિરેક ગ્રહણ કરાય છે તે પદાર્થ પણ તે કાર્ય પ્રતિ અન્યથાસિદ્ધ હોય છે. જેમ-ઘટાદિક કાર્યો પ્રતિ દંડાદિક કારણોના રૂપસ્પર્શાદિક ગુણોનો સ્વતંત્ર અન્વય વ્યતિરેક થતો નથી, અર્થાત્-રૂપ હોય તો ઘટો હોય; રૂપ ન હોય તો ઘટો પણ ન હોય; એવો અન્વય વ્યતિરેક થતો નથી-પણ તે રૂપ-સ્પર્શાદિક ગુણોના કારણભૂત જે દંડાદિક છે તે દંડાદિકનું ગ્રહણ કરીનેજ તે રૂપસ્પર્શાદિ ગુણોનો અન્વયવ્યતિરેક તે ઘટાદિકો પ્રતિ ગ્રહણ કરાય છે; અર્થાત્-દંડરૂપ હોય તો ઘટો હોય; દંડરૂપ ન હોય તો ઘટો પણ ન હોય; એ પ્રકારે દંડાદિક કારણનો અંગીકાર કરીને જ તે રૂપ સ્પર્શાદિક ગુણોનો અન્વયવ્યતિરેક ગ્રહણ કરાય છે-માટે તે દંડાદિક કારણોના રૂપસ્પર્શાદિક ગુણ તે ઘટાદિ કાર્યો પ્રતિ અન્યથાસિદ્ધ કહેવાય છે.

**૩. તૃતીય અન્યથાસિદ્ધ:**—જે પદાર્થનું પ્રથમ અન્ય કોઇ કાર્ય પ્રતિ પૂર્વવૃત્તિપણું ગ્રહણ કરાયા પછી જે કાર્યની પ્રતિ પૂર્વવૃત્તિપણું ગ્રહણ કરાય છે, તે પદાર્થ પણ તે કાર્યની પ્રતિ અન્યથાસિદ્ધ કહેવાય છે. અર્થાત્ જે પદાર્થ પ્રથમ એક કાર્યનું કારણ થયા પછીજ બીજા કાર્યનું કારણ ગણાતો હોય તે પદાર્થ તે બીજા કાર્યનું અન્યથાસિદ્ધ કારણ કહેવાય છે. જેમ-'આકાશ એ ઘટરૂપ કાર્યપ્રતિ અન્યથાસિદ્ધ છે. અહીં, આકાશમાં શબ્દગુણનું સમવાયી કારણપણું છે, એજ તે આકાશમાં આકાશત્વ છે. એવા આકાશત્વ રૂપવડે તે આકાશનું ઘટાદિકો પ્રતિ પૂર્વવૃત્તિપણું કહેવું જોઈએ; પણ તે આકાશનું પ્રથમ શબ્દ ગુણની પ્રતિ પૂર્વવૃત્તિપણું ગ્રહણ કરાયા પછીજ ઘટાદિકો પ્રતિ પૂર્વવૃત્તિપણું ગ્રહણ કરાશે, માટે એ આકાશને ઘટાદિકો પ્રતિ અન્યથાસિદ્ધ છે.

**૪. ચતુર્થ અન્યથાસિદ્ધ**—જે પદાર્થનું જે કાર્યના જનક પ્રતિ પૂર્વવૃત્તિપણું ગ્રહણ કરાયા પછી જે કાર્યની પ્રતિ પૂર્વવૃત્તિપણું ગ્રહણ કરાય છે, તે પદાર્થ પણ તે કાર્યપ્રતિ અન્યથાસિદ્ધ કહેવાય છે. અર્થાત્ જે પદાર્થ કાર્યનો જનક હોય, તે પદાર્થની પણ જે પૂર્વવૃત્તિ હોય, તે પૂર્વવૃત્તિ તે કાર્ય પ્રતિ અન્યથાસિદ્ધ કહેવાય છે. જેમ-ઘટરૂપ કાર્યની પ્રતિ કુલાલ (કુંભાર)નો પિતા અન્યથાસિદ્ધ હોય છે. કેમકે કુલાલના પિતાનું ઘટરૂપ કાર્યના જનક કુલાલરૂપ પુત્રની પ્રતિ પ્રથમ પૂર્વવૃત્તિત્વ ગ્રહણ કરાયા પછી તે ઘટરૂપ કાર્યની પ્રતિ પૂર્વવૃત્તિપણું ગ્રહણ કરાય છે. માટે કુલાલ પિતૃત્વરૂપે તો તે કુલાલનો પિતા ઘટરૂપ કાર્યની પ્રતિ અન્યથાસિદ્ધ છે. અને કુલાલત્વરૂપે તો તે કુલાલનો પિતા તે ઘટનું કારણજ કહેવાય.

**૫. પંચમ અન્યથાસિદ્ધ**—જે કાર્યની પ્રતિ જે કારણ નિયમથી પૂર્વવૃત્તિરૂપે સિદ્ધ છે, તે કારણોથી ભિન્ન પદાર્થ (કદાચ કારણરૂપ થયા હોય તોપણ) પણ તે કાર્યની પ્રતિ અન્યથાસિદ્ધ કહેવાય છે. જેમ ઘટરૂપ કાર્યની પ્રતિ નિયમથી પૂર્વવૃત્તિત્વરૂપે સિદ્ધ એવાં જે દંડ, ચક્ર, કુલાલાદિક કારણ છે, તે કારણોથી ભિન્ન જે રાસ (ગધેડું), કુલાલ પતિની આદિ પણ ઘટરૂપ કાર્યની પ્રતિ અન્યથાસિદ્ધજ હોય છે.

**અન્યથાસિદ્ધિ:**—अवश्यक्लृप्तनियतपूर्ववर्तिन एव कार्यसम्भवे तद्भिन्नत्वमन्यथासिद्धिः। કાર્યની ઉત્પત્તિથી નિયમે કરીને પૂર્વે હોનાર, તથા અવશ્ય કરીને પ્રાપ્ત, એવાં જે કારણો છે, તે કારણોથીજ તે કાર્યની ઉત્પત્તિનો સંભવ હોવા છતાં તે કારણોથી જે ભિન્નપણું તેનું નામ 'અન્યથાસિદ્ધિ' છે. જેમ-અવશ્ય કરીને પ્રાપ્ત તથા નિયત પૂર્વવૃત્તિ એવાં જે દંડચક્રાદિક કારણો છે, તે દંડચક્રાદિક કારણો વડેજ ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ સંભવી શકે છે. એવા દંડાદિક કારણોથી ભિન્નપણું તે દંડરૂપ (દંડનું રૂપ), દંડત્વ, રાસભ, આદિકમાં છે.

એજ તે દંડરૂપાદિકમાં અન્યથાસિદ્ધ છે. તથા એવી અન્યથાસિદ્ધિવાળાં હોવાથી તે દંડરૂપ, દંડત્વ, રાસભ, આદિ અન્યથાસિદ્ધિ કહેવાય છે.

૨. कार्याव्यवहितपूर्ववर्त्तित्वे सति कार्यानुत्पादकत्वम्। કાર્યથી અવ્યવહિત (અંતરાય વગરના) પૂર્વકાળમાં હોવા છતાં પણ કાર્યનું અનુત્પાદકપણું તે અન્યથાસિદ્ધિ.

**अन्यथैवोपपत्तिः**—वैपरीत्येनोपपत्तिसाम्यम्। બીજી રીતે પણ—ઉલટી રીતે પણ—ઉપપત્તિ થતીજ હોય એવો અર્થાપત્તિ પ્રમાણનો દોષ. જેમ તે છીંપમાં રૂપું દેખાય છે તે સદસદ્ વિલક્ષણ અનિર્વચનીય ખ્યાતિ છે, એમ વેદાન્તીઓ કહે છે. ત્યાં કોઈ વાદી એવું અર્થાપત્તિ પ્રમાણ લાવે કે, છીંપમાં જે રજત્ છે તે સત્‌થી વિલક્ષણ છે માટે નૃશંગ (માણસનાં માથાનાં શીંગડાં) ની પેઠે અસત્ હોવાથી ખ્યાતિજ બનતી નથી; અને અસત્‌થી વિલક્ષણ હોવાથી બ્રહ્મની પેઠે અબાધિત હોવાથી બાધ બની શકતો નથી. બન્નેથી વિલક્ષણ હોય તો ખ્યાતિ અને બાધ બન્નેય આવતાં નથી. ત્યારે વેદાન્તી કહેશે કે તમારા કહેવાથી વિપરીત ઉપપત્તિ થઈ શકે છે, એટલે સદસદ્ વિલક્ષણત્વરૂપ અનિર્વચનીય ખ્યાતિ બની શકે છે, માટે તમારૂં અર્થાપત્તિ પ્રમાણ અન્યથૈવોપપત્તિ દોષવાળું છે.

**अन्ययोगव्यवच्छेदः**—જેમ पार्थ एव धनुर्धरः। અર્જુનજ ધનુષ્યધારી છે. અહીં અર્જુન સિવાય બીજો ધનુર્ધારી નથી એમ કહીને एव (જ) પદવડે તેનો વ્યવચ્છેદ કર્યો છે.

**अन्योन्यम्**—क्रियाव्यतिहारविषयत्वम्। ક્રિયાના વ્યતિહાર (વિનિમય—અદલોબદલો)-નું જે વિષયપણું તે અન્યોન્ય કહેવાય છે. જેમ'अन्योऽन्यं ताडयतः।' તે બે જણ એક બીજાને મારે છે. એમાં તાડનક્રિયાનો વ્યતિહાર સ્પષ્ટ છે.

**अन्योऽन्याध्यासः**—अन्योन्यस्मिन्नन्योऽन्यतादात्म्याध्यासः। એક બીજામાં એક બીજાના તાદાત્મ્યનો અધ્યાસ જેમ, જીવને દેહ માનવો અને દેહને જીવ માનવો તે.

**अन्योऽन्याभावः**—तादात्म्यसम्बन्धावच्छिन्नप्रतियोगिताकोऽभावोऽन्योऽन्याभावः। જે અભાવની પ્રતિયોગિતા તાદાત્મ્ય સંબંધ વડે અવચ્છિન્ન હોય છે તે અભાવ અન્યોન્યાભાવ કહેવાય છે. જેમ—ઘડો એ પટ નથી, એવી પ્રતીતિ લોકોને થાય છે. એ પ્રતીતિથી પટ વિષે પટના ભેદરૂપ અન્યોન્યાભાવ પ્રતીત થાય છે. એ પ્રતીતિથી ઘટ વિષે પટના ભેદરૂપ અન્યોન્યાભાવ પ્રતીત થાય છે. હવે ઘરમાં રહેલા અન્યોન્યાભાવનો પ્રતિયોગી પટ છે. તે પટમાં રહેલી જે અન્યોન્યાભાવની પ્રતિયોગિતા છે, તે પ્રતિયોગિતા તાદાત્મ્ય સંબંધે કરીને અવચ્છિન્ન છે. (અભેદ નામે જે સ્વરૂપસંબંધ વિશેષ છે, તેને તાદાત્મ્ય સંબંધ કહે છે.) માટે 'ઘટ એ પટ નથી' એ પ્રતીતિ વડે તે ઘટમાં જે તાદાત્મ્ય સંબંધાવચ્છિન્ન પ્રતિયોગિતાવાળો એવો પટનો અભાવ પ્રતીત થાય છે. તે અભાવ અન્યોન્યાભાવ કહેવાય છે. એ અન્યોન્યાભાવને 'ભેદ' પણ કહે છે.

૨. જે અભાવ પોતના પ્રતિયોગીના સમાનાધિકરણમાં રહે છે, અથવા જે અભાવનું તાદાત્મ્યજ તેનું પ્રતિયોગી હોય છે, તે અભાવ અન્યોન્યાભાવ કહેવાય છે; જેમ—પૃથ્વી વગેરેમાં ઘટનો અન્યોન્યાભાવરૂપ ભેદ છે, તે અભાવ ઘટ વિદ્યમાન હોય તોપણ રહેલો હોય છે, માટે તે પ્રતિયોગી સમાનાધિકરણ કહેવાય છે.

૩. स्वग्रहसापेक्षग्रहसापेक्षग्रहकत्वम्। પોતાના જ્ઞાનની અપેક્ષા રાખનારૂં જે જ્ઞાન, તેની અપેક્ષા રાખનારૂં જે જ્ઞાન, તે જેના વિષે હોય, તે અનયેન્યાભાવ. જેમ—મહિષથી ભિન્નત્વ તે ગોત્વ છે, અને ગાયથી ભિન્નત્વ તે મહિષત્વ છે, એવું લક્ષણ થયું; એમાં ગોત્વનું જ્ઞાન થવાને મહિષત્વ જ્ઞાનની અપેક્ષા છે અને મહિષત્વ જ્ઞાનને માટે ગોત્વ જ્ઞાનની અપેક્ષા છે.

૪. ( वेदान्तमते ) स्वज्ञानाधीनज्ञानत्वम् । પોતાના જ્ઞાનને અધીન જેનું જ્ઞાન છે, તેનું જ્ઞાન હોવાપણું.

**अन्योऽन्याश्रयः** ।—પોતાની ઉત્પત્તિ તથા સ્થિતિ વિષે જે પરસ્પરની અપેક્ષા તે.

**अन्वयः**—परस्परमर्थागमः । પરસ્પર અર્થની પ્રાપ્તિ.

૨. વાક્યમાં ક્રિયાનુસારી શબ્દોનો સંબંધ ક્રમ.

૩. स्वसत्तानियतसत्तावत्कार्यसम्बन्धः । એક પદાર્થની પોતાની સત્તાની સાથે નિયમે કરીને જેની સત્તા હોય એવા કાર્યનો સંબંધ તે અન્વય.

૪. यत्सत्त्वे यत्सत्त्वमन्वयः । એક વસ્તુ હોય ત્યાં બીજી વસ્તુનું નિયમે કરીને હોવું તે.

૬. હોવાપણા રૂપ સંબંધ. જેમ—જાગ્રતમાં સ્થૂલ શરીરના, સ્વપ્નમાં સૂક્ષ્મ શરીરના, અને સુષુપ્તિમાં કારણ શરીરના સાક્ષી તરિકે આત્માનો ( ત્રણે અવસ્થાઓમાં ) અન્વય છે.

**अन्वयदृष्टान्तः**—साध्यव्याप्तं साधनं यत्र प्रदर्श्यते सः । સાધ્યથી સાધન વ્યાપ્ત છે એવું જ્યાં બતાવવામાં આવે છે તે. જેમ—અગ્નિ સાધ્ય છે, તેના વડે સાધન જે ધૂમ તે વ્યાપ્ત છે, એવું મહાનસમાં ( રસોડામાં ) બતાવવામાં આવે છે, માટે ' રસોડું ' એ અન્વય દૃષ્ટાન્ત છે.

**अन्वयव्यतिरेकि अनुमानम्**—सत्पक्ष विपक्षोऽन्वयव्यतिरेकी । જે અનુમાનમાં સપક્ષ અને વિપક્ષ બન્ને વિદ્યમાન હોય તે અનુમાન અન્વયવ્યતિરેકી કહેવાય છે; જેમ ' पर्वतोवह्निमान् धूमवत्वात् । ' 'પર્વત અગ્નિવાળો છે, ધૂમાડાવાળો હોવાથી' આ પ્રસિદ્ધ અનુમાન છે. તેમાં પાકશાળા એ અગ્નિરૂપ સાધ્યવાળી હોવાથી સપક્ષ છે; અને પાણીનો ધરો અગ્નિરૂપ સાધ્યના અભાવવાળો હોવાથી વિપક્ષ છે. એવી રીતે સપક્ષ તથા વિપક્ષવાળું હોવાથી એ પ્રસિદ્ધ અનુમાન અન્વય વ્યતિરેકી કહેવાય છે.

૨. જે અનુમાનના સાધ્ય તથા હેતુનો તથા બીજા અભાવોનો બીજી જગાએ સહચાર દેખાતો હોય તે. જેમ ' પર્વત અગ્નિવાળો છે, ધૂમાડાવાળો હોવાથી. ' આ અનુમાનમાં અગ્નિરૂપ સાધ્યનો તથા ધૂમરૂપ હેતુનો રસોડામાં સહચાર જોવામાં આવે છે, અને પાણીના ધરામાં તે બન્નેનો અભાવ જોવામાં આવે છે; માટે એ અનુમાન અન્વયવ્યતિરેકી છે.

**अन्वयव्यतिरेकि लिङ्गम्**—अन्वयव्यतिरेकव्याप्तिमल्लिङ्गं अन्वयव्यतिरेकि । જે લિંગ ( હેતુ ) સાધ્યની અન્વયવ્યાપ્તિવાળું હોય છે તથા વ્યતિરેક વ્યાપ્તિવાળું પણ હોય છે, તે લિંગ અન્વયવ્યતિરેકિ કહેવાય છે. જેમ—' पर्वतो वह्निमान् धूमवत्त्वात् ' આ પ્રસિદ્ધ અનુમાનમાં ધૂમરૂપ લિંગ વહ્નિરૂપ સાધ્યની અન્વય વ્યાપ્તિવાળું છે તથા વ્યતિરેક વ્યાપ્તિવાળું પણ છે, માટે તે અન્વયવ્યતિરેકિ કહેવાય.

એ અન્વયવ્યતિરેકિ લિંગ પોતાના સાધ્યની સિદ્ધિ પાંચ રૂપે વિશિષ્ટ હોઇને કરે છે. તે પાંચરૂપ આ પ્રમાણે છેઃ—(૧) પક્ષધર્મત્વં, (૨) સપક્ષેસત્ત્વં, (૩) વિપક્ષાદ્વ્યાવૃત્તિઃ (૪) અબાધિતવિષયત્વં, અને (૫) અસત્ પ્રતિપક્ષત્વં. જેમ—ધૂમરૂપ હેતુમાં પર્વતાદિરૂપ પક્ષ વિષે વૃત્તિત્વરૂપ (૧) પક્ષ ધર્મત્વ છે; તથા મહાનસાદિરૂપ સપક્ષ વિષે વૃત્તિત્વરૂપ (૨) સપક્ષેસત્વ પણ છે; તથા હ્રદ (પાણીનો ધરો) રૂપ વિપક્ષ વિષે અવૃત્તિત્વરૂપ (૩) વિપક્ષથી વ્યાવૃત્તિ પણ છે. જેનો સાધ્યરૂપ વિષય (અગ્નિ) બાધિત નથી

એવો જે હેતુ તે ' અબાધિત વિષય ' કહેવાય; એવું (૪) અબાધિત વિષયત્વ પણ ધૂમરૂપ હેતુમાં રહેલું છે. સાધ્યના અભાવનો સાધક જે બીજો હેતુ તે ' સત્પ્રતિપક્ષ ' કહેવાય. એવો સત્પ્રતિપક્ષ જે હેતુને હોતો નથી તે ' અસત્પ્રતિપક્ષ ' કહેવાય. એવું (૫) અસત્પ્રતિપક્ષત્વ પણ ધૂમરૂપ હેતુમાં છે; માટે એ ધૂમરૂપ અન્વયવ્યતિરેકિ લિંગ ઉક્ત પાંચે રૂપે કરીને વિશિષ્ટ છે.

**अन्वयव्यभिचारः**—कारणसत्वे कार्याभावः । કારણ હોવા છે છતાં કાર્ય ઉત્પત્તિ ન થવા રૂપ જે અભાવ છે તે અન્વયવ્યભિચાર. જેમ—કાદંબરી વગેરે ગ્રંથોમાં મંગળ કર્યા છતાં પણ ગ્રંથ સમાપ્ત થયો નથી, માટે અન્વયવ્યભિચાર છે. અર્થાત્ ' મંગળ ' એ અન્વયવ્યભિચારી હેતુ છે.

**अन्वयव्याप्तिः**—हेतुसमानाधिकरणात्यंताभावाप्रतियोगिसाध्यसामानाधिकरण्यं अन्वयव्याप्तिः । હેતુના અધિકરણ વિષે વર્ત્તનારો જે અત્યંતાભાવ છે, તે અત્યંતાભાવનું અપ્રતિયોગી એવું જે સાધ્ય છે, તે સાધ્યની સાથે જે તે હેતુનું સમાનાધિકરણપણું છે, એજ તે હેતુમાં સાધ્યની અન્વયવ્યાપ્તિ છે. જેમ–' पर्वतो वह्निमान् धूमात् ' ' પર્વત અગ્નિવાળો છે, ધૂમાડાથી. ' આ અનુમાનમાં ધૂમ એ હેતુ છે, અને અગ્નિ સાધ્ય છે. તેમાં ધૂમરૂપ હેતુના આધકરણરૂપ જે પર્વત, મહાનસ ( રસોડું ) આદિ છે, તેમાં અગ્નિરૂપ સાધ્ય તો વિદ્યમાનજ હોય છે, માટે અગ્નિરૂપ સાધ્યનો અત્યંતાભાવ તો ત્યાં સંભવતો નથી, પણ ત્યાં ઘટનો અત્યંતાભાવ સંભવે છે; માટે એ ઘટનો અત્યંતાભાવ તે હેતુસમાનાધિકરણ કહેવાય છે. એ અત્યંતાભાવનું પ્રતિયોગીપણું તે ઘટ વિષેજ છે, અગ્નિરૂપ સાધ્ય વિષે નથી; માટે તે અગ્નિરૂપ સાધ્ય, તે હેતુ સમાનાધિકરણ અત્યંતાભાવનો અપ્રતિયોગી કહેવાય છે. એવા અગ્નિરૂપ સાધ્યની સાથે ધૂમરૂપ હેતુનું સમાનાધિકરણપણું છે. એજ તે ધૂમરૂપ હેતુમાં અગ્નિરૂપ સાધ્યની વ્યાપ્તિ છે. એને અન્વયવ્યાપ્તિ કહે છે.

**अन्वयसहचारः**—कारणसत्त्वे कार्यसत्त्वम् । કારણ હોય તો નિયમથી ( જરૂર ) કાર્યની ઉત્પત્તિ થાય છે એવા સહચાર ( હમેશ સાથે હોવાપણું ) ને અન્વય સહચાર કહે છે. જેમ—માટી, કુંભાર, દંડ, ચક્ર, વગેરે કારણો હોય તો જરૂર ઘડાની ઉત્પત્તિ થાય છે, માટે તે માટી વગેરે કારણો અન્વય સહચારવાળાં કહેવાય છે.

**अन्वयाख्यानम्**—तात्पर्यावधारणार्थं प्रतिपादनम् । તાત્પર્યનો નિશ્ચય કરવાને જે પ્રતિપાદન કરવું તે.

**अन्वाचयः**—उद्देश सिद्ध्याऽनुद्देशसिद्ध्यार्थोपदेशः । ઉદ્દેશની સિદ્ધિની સાથે જેનો ઉદ્દેશ નથી તેની સિદ્ધિનો પણ ઉપદેશ કરવો તે. જેમ, ' भिक्षां गच्छ, यदि गां पश्येस्तां चानय । ' ' ભિક્ષા માગવા જા, અને જો કદી ગાય નજરે પડે તો તેને પણ લેતો આવજે. ' અહીં ઉદ્દેશ ભિક્ષા માગવા જવાનું કહેવાનો છે, પણ ગાય શોધવા મોકલવાનો ઉદ્દેશ નથી; એમ છતાં સાથે સાથે તેનો પણ ઉપદેશ કર્યો છે, માટે એ ઉપદેશને ' અન્વાચય ' કહે છે.

**अन्विताभिधानवादः**—शक्तिज्ञान विषयस्य शाब्दबोधविषयत्वनियम इति वादः । શક્તિ જ્ઞાનનો જે વિષય હોય તે શાબ્દબોધનો પણ હોય એવો નિયમ થઇ શકે નહિ, એવો વાદ.

**अपकर्षत्वम्**—विद्यमानधर्मापचयत्वम् । જે પદાર્થમાં જે ધર્મ હોય તે ધર્મનું કમી થવાપણું.

**अपकर्षपरिमाणम्**—ન્યૂન સંખ્યાવાળા અવયવો વડે આરંભાયલા દ્રવ્યનું પરિમાણ.

**अपक्षयः ( भावविकारः )**—जायते, अस्ति, वर्द्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यति, એટલે જન્મે છે, અસ્તિત્વમાં આવે છે, વધે છે, પરિણામ પામે છે, અપક્ષય પામે છે અને નાશ પામે છે, એવા છ પદાર્થ માત્રના ધર્મો છે તેને ભાવવિકાર કહે છે. એમાંનો પાંચમો ભાવવિકાર ' અપક્ષય ' છે. એટલે–ઘણા અવયવોનો નાશ થઈને ઘટતું જવું તે; ઘસાવું ( શરીર વગેરેનું ); શરીરની ક્ષીણતા થવી તે.

**अपक्षेपणम्** (कर्म)—अधः संयोगासमवायिकारणं कर्म अपक्षपणम् । મૂર્ત દ્રવ્યનો જે નીચેના દેશ સાથે સંયોગ થાય છે, તેને અધઃસંયોગ કહે છે. એ અધઃસંયોગનું અસમવાયિ કારણ જે કર્મ છે, તે કર્મ અપક્ષેપણ કહેવાય છે. (વિશેષ ખુલાસા માટે 'उत्क्षेपण' શબ્દ જુઓ.)

**अपञ्चीकरणम्**—स्वेतरभूतचतुष्टयामिश्रीकरणम् । પાંચ ભૂતોમાંથી એક ભૂતનું પોતાના સિવાયનાં ચાર ભૂતો સાથે મિશ્ર ન થવું. (દરેક સૂક્ષ્મભૂત છૂટું છૂટું હોય ત્યારે તે अपञ्चीकृत કહેવાય છે.)

**अपभ्रंशः**—साधुशब्दस्य शक्तिवैकल्यप्रयुक्तान्यथोच्चारणयुक्तोऽपशब्दः । શુદ્ધ શબ્દને બોલવાની શક્તિ નિષ્ફળ નીવડવાથી શબ્દનું જે બીજે પ્રકારે ઉચ્ચારણ થાય છે તે શબ્દ અપભ્રંશ કહેવાય.

**अपरत्वम्**—अपरव्यवहारविषयगुणत्वव्याप्यजातिमदपरत्वम् । અપરવ્યવહારના વિષયમાં એટલે આ મૂર્તદ્રવ્ય આ મૂર્તદ્રવ્યથી અપર (નિકૃષ્ટ, પાસે નાનું) છે. આ પ્રકારનો જે પ્રત્યક્ષજ્ઞાનનો વિષય તેમાં-વર્તનારી, અને ગુણત્વજાતિની વ્યાપ્ય જે જાતિ (અપરત્વ) છે, તે જાતિવાળો જે ગુણ તે અપરત્વ કહેવાય છે.

૨. अपरव्यवहारासाधारणकारणम् । આ અપર છે (પર નથી) એવા વ્યવહારનું અસાધારણ કારણ તે અપરત્વ.

**अपरत्वगुणः**—(૧) દૈશિક (દેશ-સ્થળ સંબંધી) અપરત્વ અને (૨) કાલિક અપરત્વ એવા બે પ્રકારનો અપરત્વ ગુણ છે, તથા પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન, એ પાંચ મૂર્તદ્રવ્યોમાં રહે છે. તેમાં પણ કાલિક અપરત્વ તો જન્ય મૂર્ત દ્રવ્યોમાંજ રહે છે. અપરત્વ ગુણ અનિત્ય છે.

**अपरमोक्षः**—જીવન્મુક્તિ.

**अपरवैराग्यम्**—ब्रह्मज्ञानान्यविषयवैतृष्ण्यम् । બ્રહ્મજ્ઞાન સિવાય બીજા વિષયમાં તૃષ્ણારહિત હોવાપણું. (એના યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય અને વશીકાર, એવા ચાર ભેદ છે, લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

**अपरसामान्यम्**—न्यूनदेशवृत्तित्वम् । જે સામાન્ય થોડા દેશમાં રહે છે તે અપરસામાન્ય. જેમ-મનુષ્યત્વ જાતિ મનુષ્ય માત્રને સમાન હોવાથી 'સામાન્ય' છે; અને બ્રાહ્મણત્વ જાતિ બ્રાહ્મણમાત્રને સમાન હોવાથી 'સામાન્ય' છે; પણ એ બેમાં 'મનુષ્યત્વ' 'પરસામાન્ય' છે અને 'બ્રાહ્મણત્વ' અપરસામાન્ય છે. કેમકે તે મનુષ્યત્વ કરતાં ન્યૂન દેશમાં રહેનારી છે.

**अपराधत्वम्**—दण्डयोग्यकर्मकरणत्वम् । શિક્ષા કરવા યોગ્ય કર્મ કરવાપણું.

૨. स्वोचितकर्माकरणत्वम् । પોતાને યોગ્ય કર્મનું ન કરવાપણું.

૩. शास्त्रविध्युल्लङ्घनत्वे सति निषिद्धसेवनजातदुरितविशेषत्वम् । શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરવાની સાથે નિષિદ્ધ પદાર્થનું સેવન કરવાથી જે ખાસ પાપ થાય છે તેપણું.

**अपरिग्रहः**—देहयात्रानिर्वाहातिरिक्तभोगसाधनानामनङ्गीकारः । દેહનિર્વાહથી અધિક ભોગ સાધનોનો અસ્વીકાર તે અપરિગ્રહ.

૨. समाध्यनुष्ठानानुपयुक्तस्य वस्तुमात्रस्याग्रहणः । સમાધિના અનુષ્ઠાનમાં નિરુપયોગી એવી તમામ વસ્તુઓનું અગ્રહણ.

**अपरोक्षज्ञानम्**—विषयचैतन्यतादात्म्यापन्नं प्रमाणचैतन्यम् । પ્રમાણ ચૈતન્ય જ્યારે વિષય ચૈતન્યની સાથે તાદાત્મ્ય પામ્યું હોય ત્યારે તે અપરોક્ષ જ્ઞાન કહેવાય છે.

૨. अनधिगताबाधितवर्त्तमानयोग्यविषयचैतन्याभिन्नं प्रमाणचैतन्यम् । જે વિષય પૂર્વે જાણેલો ન હોય, તથા જે વિષય બાધિત ન હોય, તથા જે વર્તમાન કાળમાં હોય, તેમજ પ્રત્યક્ષને યોગ્ય હોય, એવા વિષય ચૈતન્યની સાથે અભિન્ન એવું જે પ્રમાણ ચૈતન્ય તે અપરોક્ષ જ્ઞાન એનેજ प्रत्यक्षप्रमा કહે છે. (આ અપરોક્ષ જ્ઞાનથી બ્રહ્મનું અજ્ઞાનાવરણ નાશ પામે છે.)

**अपरोक्षत्वम्**—योग्यविषयस्यानावृतसंवित्तादात्म्यम् । પ્રત્યક્ષ યોગ્ય વિષયનું જે અનાવૃત સાક્ષી ચૈતન્યની સાથે તાદાત્મ્ય તેજ તે વિષયનું અપરોક્ષપણું છે.

**अपरोक्षव्यवहारः**—આ ઘટ છે, આ પટ છે, એવો સાક્ષાત્પણાનો વ્યવહાર.

**अपवर्गः**—એકવીશ પ્રકારનાં દુઃખની જે નિવૃત્તિ તે અપવર્ગ. ( ગૌતમ ન્યાય. )

**अपवादः**—उत्सर्गस्यैकदेशे बाधोऽपवादः। ઉત્સર્ગના કોઇ એક દેશ વિષે જે બાધ છે તેને અપવાદ કહે છે. ( उत्सर्ग શબ્દ જુઓ ) જેમ–' જ્યાં જ્યાં ચેતનત્વ હોય છે ત્યાં ત્યાં કર્તૃત્વ હોય છે.' એવો ઉત્સર્ગ ( ભૂયોદર્શન–વારંવાર જોવામાં આવવું ) કર્યા પછી, ' ચેતનનો એક દેશ જે મુક્તાત્માઓ, તેઓ ચેતન છતાં તેઓમાં કર્તૃત્વ ધર્મ નથી,' એવી રીતે એ ઉત્સર્ગનો અપવાદ કરવામાં આવે છે તે.

૨. अधिष्ठाने भ्रान्त्या प्रतीतस्याधिष्ठानव्यतिरेकेणाभावनिश्चयः। અધિષ્ઠાનમાં જે વસ્તુ ત્રણે કાળમાં ન છતાં ભ્રાંતિથી પ્રતીત થાય છે, તેનો અધિષ્ઠાન સિવાય અભાવ નિશ્ચય કરવો તે અપવાદ. જેમ–છીંપમાંથી ભ્રાંતિથી પ્રતીત થતા રૂપાનો અધિષ્ઠાન રૂપ છીંપથી ભિન્ન એવા રૂપાના અભાવનાનો જે નિશ્ચય તે અપવાદ.

३ अध्यारोपितस्याधिष्ठानमात्रपर्यवशेषणम्। અધ્યારોપિત પદાર્થનો બાધ કરીને અધિષ્ઠાન માત્ર શેષ રાખવું તે અપવાદ. એનેજ બાધ કે વિલાપન કહે છે.

૪. " नेह नानास्ति किञ्चन।" " અહીં કાંઇ ભિન્ન ભિન્ન પ્રપંચ જેવું છે જ નહિ." ઇત્યાદિ શ્રુતિઓ વડે આરોપિત પ્રપંચનો જે નિષેધ તે અપવાદ.

**अपसिद्धान्तः**—एकसिद्धान्तमतमाश्रित्य कथाप्रवृत्तौ तद्विरुद्धसिद्धान्तमतमालव्योत्तरदानमपसिद्धान्तः। એક સિદ્ધાન્ત મતનો આશ્રય કરીને કથા ( વિવાદ ) પ્રવૃત્ત થયા છતાં તે સિદ્ધાન્ત મતથી વિરુદ્ધ સિદ્ધાન્ત મતનો આશ્રય કરી પ્રતિવાદીને જે ઉત્તર દેવો તેને 'અપસિદ્ધાન્ત' કહે છે. ( આ એક નિગ્રહસ્થાન છે. )

**अपादानत्वम्**—परकीयक्रियाजन्य विभागाश्रयत्वम्। જે પદાર્થની એક પદાર્થથી જૂદા પડવાની ક્રિયા બીજા કોઇને લીધે થતી હોય તે પદાર્થપણું. જેમ–' ઝાડથી પાંદડું પડે છે ' એમાં પાંદડાંની જૂદા પડવાની ક્રિયા બીજા કોઇને લીધે થતી નથી માટે ઝાડ અપાદાન નથી; પણ ' ઝાડથી પાંદડાં પાડે છે ' એમાં ઝાડ અપાદાન છે, એમ કહેવાનું તાત્પર્ય છે. ( કારકવાદ. )

**अपानः**—અધોગમન કરનારો ( શરીરના નીચેના ભાગમાં ગતિ કરનારો ) વાયુ તે અપાન વાયુ.

**अपार्थकम्**—परस्परानन्वितार्थक पदसमूहः। જે પદોના અર્થનો પરસ્પર અન્વય થતો નથી એવા પદોના સમૂહનું નામ અપાર્થક છે. જેમ–शब्दः घटः पटः नित्यः अनित्यः च प्रमेयत्वात्, ઇત્યાદિ પદોનો સમૂહ અપાર્થક કહેવાય છે.

**अपार्थत्वम्**—प्रत्येकवाक्यानामन्वितार्थत्वेऽपियत्समुदार्थशून्यत्वम्। પ્રત્યેક વાક્યનો અન્વય શુદ્ધ હોવા છતાં પણ તે વાક્યોના સમુદાયનો અર્થ કાંઇ પણ નિષ્પન્ન ન થતો હોય તેપણું.

**अपूर्वम्**—वैधनिषिद्धक्रियाजन्ययोः कालान्तरभाविनोः सुखदुःखयोर्हेतुभूतं पुण्यपापम्। શાસ્ત્રે વિધાન કરેલી અને નિષિદ્ધ કરેલી એવી ક્રિયાઓથી કાલાન્તરે ઉત્પન્ન થનારાં જે સુખ દુઃખ, તેનાં હેતુભૂત જે પુણ્ય પાપ તે અપૂર્વ કહેવાય છે.

**अपूर्वता**—प्रकरणप्रतिपाद्यस्य मानान्तराविषयता। પ્રકરણમાં પ્રતિપાદ્ય જે વસ્તુ છે, તે વસ્તુનું શ્રુતિ પ્રમાણથી ભિન્ન એવા પ્રત્યક્ષાદિ પ્રમાણથી જે નહિ પ્રતિપાદન કરવાપણું તે અપૂર્વતા કહેવાય છે. જેમ–' तन्त्वौपनिषदं पुरुषं पृच्छामि ' ઉપનિષદમાં પ્રતિપાદન કરેલા તે પુરૂષ વિષે હું તને પૂછું છું ' એમાં કહેલો અદ્વિતીય પુરૂષ ઉપનિષદ્ સિવાય બીજા કોઇ પ્રમાણનો વિષય નથી, માટે એ એમાં અપૂર્વતા છે.

**अपूर्वविधिः**—प्रमाणान्तरेणा प्राप्तस्य प्रापको विधिः अपूर्वविधिः । જે અર્થ તે ( ઉક્ત ) વિધિ વાક્યથી ભિન્ન એવાં પ્રત્યક્ષાદિક પ્રમાણો વડે અપ્રાપ્ત હોય, તે અર્થનો પ્રાપક જે વિધિ, તે અપૂર્વ વિધિકહેવાય છે, જેમ–"ज्योतिष्टोमेनस्वर्गकामो यजेत" "સ્વર્ગની ઇચ્છાવાળાએ જ્યોતિષ્ટોમ યાગ વડે યજન કરવું." આ અપૂર્વ વિધિ છે, કેમકે સ્વર્ગરૂપ ફળના સાધન રૂપે એ જ્યોતિષ્ટોમ યાગ આ વિધિવાક્ય સિવાય બીજા કોઇ પ્રમાણવડે પ્રાપ્ત નથી, માટે આ વિધિ અપૂર્વ વિધિ કહેવાય છે.

**अपेक्षाः**—कार्यनिमित्तयोरन्योऽन्याभिसम्बन्धः । કાર્યની નિમિત્તભૂત બે વસ્તુઓનો પરસ્પર સંબંધ તે.

**अपेक्षाबुद्धिः**—अनेकैकत्वविषयिणी बुद्धिः। અનેક એવાં એકત્વને વિષય કરનારી જે બુદ્ધિ તે અપેક્ષા બુદ્ધિ જેમ, આ એક, આ એક એ બુદ્ધિ બે એકત્વનો વિષય કરે છે; તેમ આ એક, આ એક, આ એક, એવી બુદ્ધિ ત્રણ એકત્વને વિષય કરે છે. આવી રીતે દરેક છૂટા છૂટા એક એક દ્રવ્યવિષયક બુદ્ધિ તે અપેક્ષાબુદ્ધિ.

विनाशकविनाशप्रतियोगिनी बुद्धिः । વિનાશકે કરેલા વિનાશનો પ્રતિયોગી જે વિનાશ્ય ( પદાર્થ ) તે સંબંધી બુદ્ધિ તે અપેક્ષાબુદ્ધિ. કેમકે વિનાશ એ વિનાશ્યની અપેક્ષા રાખે છે.

**अपोहः**—शिष्यस्य मिथ्याग्रहणापाकरणापाकरणसामर्थ्यम् । શિષ્યે મિથ્યા અર્થ ગ્રહણ કર્યો હોય તેને દૂર કરવાનું સામર્થ્ય.

૨. सिद्धान्तप्रतिपक्षानिराकरणसामर्थ्यम् । સિદ્ધાન્તના પ્રતિપક્ષોનું નિરાકરણ ( ખંડન ) કરવાનું સામર્થ્ય.

**अपौरुषेयत्वम्**—જેનો કર્તા કોઈ પુરૂષ ન હોય તે અપૌરુષેય કહેવાય. જેમ વેદોનો કર્તા કોઈ પુરૂષ નથી માટે વેદો અપૌરુષેય છે.

૨. वाक्यार्थज्ञानापेक्षोचारणमात्रशून्यानुपूर्वीशून्यत्वम् । વાક્યાર્થ જ્ઞાનમાં જે ઉચ્ચારણની અપેક્ષા છે એવાં ઉચ્ચારણ માત્રમાં જે આનુપૂર્વી ( પૂર્વથી ચાલતી આવેલી પ્રથા ) રહેલી છે, તેથી રહિતપણું અર્થાત્ પૂર્વના જેવીજ જેની આનુપૂર્વી હોય તે,

૩ सजातीयोचारणानपेक्षोच्चारणकत्वत्वाराहित्वम् । ( ઉપરને મળતો જ અર્થ છે. )

૪ पूर्वकल्पीयानुपूर्वासमानानुपूर्वीघटितत्वम् । ( વેદાંતમાં ) પૂર્વકલ્પની આનુપૂર્વીની સમાન આનુપૂર્વીથી જે ગોઠવાયલું હોય તેપણું.

૫ (મીમાંસામાં) स्वसजातीयोचारणसापेक्षाचारणसामान्यकत्त्वम् । પોતાના સજાતીય ઉચ્ચારણની અપેક્ષાવાળું જે ઉચ્ચારણનું સમાનપણું તે.

૬ अविच्छिन्नव्यवहारत्वे सम्प्रदायाविच्छेदत्वे वा सत्यस्मर्यमाणकर्तृत्वकम् । જેનો વ્યવહાર વચમાં તૂટી ગયો ન હોય, અથવા સંપ્રદાય અવિચ્છિન્ન ચાલ્યો આવ્યો હોય, એમ હોઇને જેના કર્તાનું સ્મરણ કોઇનેજ નથી, તેવું હોવાપણું.

**अप्रकृतिअविकृति**–(સાંખ્યમતે) આત્મા પુરૂષ કોઇની પ્રકૃતિ નથી કે કોઇની વિકૃતિ નથી, માટે તે અપ્રકૃતિઅવિકૃતિ કહેવાય છે.

**अप्रतिपात्तिः**–आरम्भविषयेऽनारम्भः । જ્યાં આરંભ કરવો જોઈએ ત્યાં અનારંભ હોવો તે.

**अप्रतिमा**–उत्तरार्हपरोक्तं बुद्वापि उत्तरस्यास्फूर्तिवशातुष्णींभावोऽप्रतिमा । પ્રતિવાદીના પ્રશ્ન વાક્યનો ઉત્તર આપવો યોગ્ય જાણ્યા છતાં પણ ઉત્તર ન સૂઝી આવવાથી જે મૂગા હેવું તેનું નામ અપ્રતિભા. ( આ એક નિગ્રહસ્થાન છે. )

**अप्रतिसंख्यानिरोधः**—પ્રતિસંખ્યાથી ભિન્ન એવો વસ્તુનો નાશ. એટલે 'હું આ વસ્તુનો નાશ કરીશ' એવી બુદ્ધિ સિવાય જે વસ્તુનો નાશ તે અપ્રતિસંખ્યા નિરોધ કહેવાય છે.

**अप्रमा**-प्रमाभिन्नज्ञानमप्रमा। 'પ્રમા' થી ભિન્ન જે જ્ઞાન તે બધું 'અપ્રમા' કહેવાય છે. (પ્રમાણથી ઉત્પન્ન થએલા જ્ઞાનને પ્રમા કહે છે.)

**अप्रमात्वम्**-तदभाववति तत्प्रकारकत्वम्। જે વસ્તુમાં જે ધર્મનો અભાવ હોય, તે વસ્તુમાં તે ધર્મવિષયક જ્ઞાન તે 'અપ્રમા' કહેવાય છે. અપ્રમાનો ભાવ તે 'અપ્રમાત્વ'. જેમ-રૂપાપણાના ધર્મના અભાવવાળી છીંપમાં રૂપાપણાના ધર્મવિષયક જ્ઞાન તે 'અપ્રમાત્વ' છે.

૨. दोषसहकृतज्ञानसामग्रीजन्यत्वम्। દોષવાળી જ્ઞાનની સામગ્રીથી જ્ઞાનનું ઉત્પન્ન થવાપણું.

**अप्राप्तकालम्**-अवयवानां व्युत्क्रमेण कथनमप्राप्तकालम्। પરાર્થ અનુમાનનાં હેતુભૂત જે પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનયન અને નિગમન. એ પાંચ અવયવ છે, તે અવયવોનો ઉક્ત ક્રમ છોડીને જે વ્યુત્ક્રમ રીતે કથન છે, તેને અપ્રાપ્તકાલ છે. જેમ-' घटवत् कृतकत्वात् शब्दोऽनित्यः ' ઇત્યાદિ સ્થળ વિષે પ્રથમ કહેવા જેવા ' शब्दोऽनित्यः ' એ પ્રતિજ્ઞા અવયવનું પશ્ચાત્કથન છે, અને પ્રતિજ્ઞાની પછી કરવા યોગ્ય 'कृतकत्वात्' એ હેતુ અવયવનું પ્રતિજ્ઞાની પહેલાં કથન છે. આ રીતે પ્રતિજ્ઞાદિ અવયવોનું જે વ્યુત્ક્રમ રીતે કથન છે, તેનું નામ 'અપ્રાપ્તકાલ' છે.

**अप्राप्यप्रकाशकारीन्द्रियम्**-જે ઇંદ્રિય સંયોગાદિ સંબંધથી વિષયદેશમાં પ્રાપ્ત ન થઈને પોતાના સ્થાનમાંજ રહેતી થકી તે વિષયનો પ્રકાશ કરે છે, તે ઇંદ્રિય અપ્રાપ્યપ્રકાશકારી કહેવાય છે. જેમ-રસન ઇંદ્રિય પાત્રસ્થિત શર્કરાદિક વિષયદેશમાં પ્રાપ્ત થયા સિવાય પોતાનાજ સ્થાનમાંજ રહીને ત્યાં આવેલી શર્કરાને સંયોગ સંબંધ વડે પ્રકાશ કરે છે. માટે રસન ઇન્દ્રિય 'અપ્રાપ્યપ્રકાશકારી' કહેવાય છે.

**अबाध्यत्वम्**-त्रैकालिकनिषेधाप्रतियोगित्वम्। ત્રણે વિષયમાં જે નિષેધનું અપ્રતિયોગી હોય, તેપણું. અર્થાત્ જેનો ત્રણે કાળમાં નિષેધ બની શકે નહિ, એવું હોવાપણું.

**अभयदानम्**-अनन्तप्राणिगणानुग्रहकरं वसत्यादिदानम्। અનંત પ્રાણીઓના સમૂહને ઉપકારક એવું ઘર વગેરે બંધાવી આપવારૂપ દાન.

**अभानापादकावरणम्**-( कूटस्थो ) न भातीत्याकारकाभानापादनप्रयोजकीभूतमावरणम्। (કૂટસ્થ) નથી જણાતો, એવી રીતના અભાનની ઉત્પત્તિ કરવામાં હેતુભૂત જે આવરણ તે.

**अभावः**-द्रव्यादिषट्कान्योऽन्याभाववानभावः। દ્રવ્ય, ગુણ, કર્મ સામાન્ય, વિશેષ, સમવાય, એ છ પદાર્થોના ભેદરૂપ જે અન્યોન્યાભાવ છે, તે અન્યોન્યાભાવવાળો પદાર્થ અભાવ કહેવાય છે. હવે દ્રવ્યાદિ છ પદાર્થોના ભેદરૂપ અન્યોન્યાભાવ સાતમા અભાવ પદાર્થમાંજ રહે છે-બીજા કોઈ પદાર્થમાં રહેતો નથી. જો કે એક દ્રવ્ય પદાર્થમાં પણ ગુણાદિક પાંચ પદાર્થોનો ભેદ રહે છે, પણ દ્રવ્યમાં દ્રવ્યનો ભેદ રહેતો નથી; એજ પ્રમાણે ગુણકર્માદિકમાં પણ દ્રવ્યાદિ પાંચનો ભેદ રહે છે, પણ પોતાનો ભેદ પોતાના વિષે રહેતો નથી; માટે દ્રવ્યાદિ છ પદાર્થોનો ભેદ કેવળ અભાવ પદાર્થમાંજ રહે છે. માટે ઉપર કહ્યું તે અભાવનું લક્ષણ સંભવે છે.

૨. निषेधमुखप्रतीतिविषयोऽभावः-જે પદાર્થ નિષેધ મુખ પ્રતીતિનો વિષય હોય છે તે પદાર્થ અભાવ કહેવાય છે. જેમ-પૃથ્વીમાં ઘડો નથી; ઘડો એ વસ્ત્ર નથી; ઇત્યાદિ જે નિષેધમુખ પ્રતીતિઓ છે તે પ્રતીતિઓ ભૂતલાદિકમાં ઘટાદિકના અભાવનેજ વિષય કરે છે. માટે એ નિષેધમુખ પ્રતીતિના વિષય રૂપ અભાવનું લક્ષણ સંભવે છે. (અભાવવાચક નકારાદિક શબ્દજન્ય પ્રતીતિને નિષેધમુખ પ્રતીતિ કહે છે.)

૩. सम्बन्धसादृश्यादिभिन्नत्वे सति प्रतियोगिज्ञानाधीनज्ञानविषयोऽभावः। જે પદાર્થસંબંધ તથા સાદૃશ્યથી ભિન્ન હોય તથા

પ્રતિયોગી વિષયક જ્ઞાનને અધીન જે જ્ઞાન છે, તે જ્ઞાનનો વિષય હોય, તે પદાર્થ અભાવ કહેવાય છે, જેમ–પૃથ્વી વગેરેમાં રહેલો જે ઘટપટાદિકનો અભાવ છે, તે અભાવ સંયોગ અને સમવાયરૂપ સંબંધથી ભિન્ન છે; તેમ છીપ વગેરેમાં રહેલું જે રૂપા વગેરેનું સાદૃશ્ય છે, તે સાદૃશ્યથી પણ ભિન્ન છે; વળી પ્રતિયોગીના જ્ઞાન વિના અભાવનું જ્ઞાન થતું નથી. માટે ઘટપટાદિરૂપ પ્રતિયોગીના જ્ઞાન વડે જન્ય જે 'ઘટના અભાવવાળું ભૂતલ' ઈત્યાદિક જ્ઞાન છે, તે જ્ઞાનનો એ અભાવ વિષય પણ છે. માટે અભાવનું આ ત્રીજું લક્ષણ પણ સંભવે છે.

૪. प्रतियोगिसापेक्षप्रतीतिविषयोऽभावः । પ્રતિયોગીની અપેક્ષાવાળો જે પ્રતીતિનો વિષય તે અભાવ.

૫. प्रतियोगिनिरूपणाधीननिरूपणकः अभावः । પ્રતિયોગીના નિરૂપણને અધીન નિરૂપણવાળો તે અભાવ.

૬ नञ् शब्दोल्लिखितप्रतीति विषयः । નકાર શબ્દવડે જેની પ્રતીતિ કહેવામાં આવે છે તે અભાવ.

૭ प्रतियोग्यारोपितसंसर्गजन्यप्रतीतिविषयः । પ્રતિયોગીમાં આરોપિત એવા સંસર્ગ (સંબંધ) જન્ય પ્રતીતિનો જે વિષય હોય તે અભાવ.

**अभावः** ( बौद्धमते )–પ્રતિસંખ્યાનિરોધ, અપ્રતિસંખ્યાનિરોધ, અને આકાશ, એવો ત્રણ પ્રકારનો અભાવ છે. (એ અભાવ ક્ષણિક નથી, પણ એ અભાવ સિવાયનું તમામ જગત્ ક્ષણિક છે. 'પ્રતિસંખ્યાદિ' શબ્દો તે તે સ્થળે જોવા.)

**अभावद्वयम्**–( વેદાન્ત મતે ) બે પ્રકારનો અભાવ છે. અભાવનું સામાન્ય લક્ષણઃ— नञर्थोल्लिखितधीविषयोऽभावः । નકાર શબ્દના ઉલ્લેખવાળો જે પ્રતીતિનો વિષય તે અભાવ કહેવાય છે. ( તે બે પ્રકારનો છેઃ–અન્યોન્યાભાવ અને સંસર્ગાભાવ. ) વેદાંતીઓ પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવને માન્ય રાખતા નથી; કેમકે "सदेव सोम्येदमग्र आसीत्" એટલે "આ સર્વ જગત્ ઉત્પત્તિ પહેલાં કારણરૂપે સત્ હતું." માટે પ્રાગભાવની કલ્પના ખોટી ઠરે છે; અને જ્ઞાન વિના, ઉત્પન્ન થયેલા ઘટાદિકનો નિરન્વય નાશ સ્વીકારવાથી ધ્વંસાભાવની કલ્પના ખોટી ઠરે છે, માટે બેજ અભાવ છે.

**अभावपदार्थः**—અભાવના મુખ્ય બે પ્રકાર છે. (૧) સંસર્ગાભાવ (૨) અન્યોન્યભાવ. સંસર્ગાભાવ પ્રાચીનોના મત પ્રમાણે (૧) પ્રાગભાવ અને (૨) પ્રધ્વંસાભાવ, (૩) અત્યંતાભાવ, અને (૪) સામયિકાભાવ, એમ ચાર પ્રકારનો છે. અને નવીનોના મત પ્રમાણે (૧) પ્રાગભાવ, (૨) પ્રધ્વંસાભાવ, અને (૩) અત્યંતાભાવ અને એમ ત્રણ પ્રકારનો છે. તેમાં અત્યંતાભાવ અને અન્યોન્યાભાવ, એ બે નિત્ય છે; અને બીજા બધાં અનિત્ય છે. તે અનિત્ય અભાવોમાં પણ પ્રાગભાવ તો ઉત્પત્તિ રહિત હોઈને અનાદિ છે તથા નાશવાન્ છે; અને પ્રધ્વંસાભાવ ઉત્પત્તિવાળો હોઇને નાશરહિત અનંત છે. સામાયિકાભાવ તો ઉત્પત્તિ અને નાશવાળો છે.

**अभावप्रमाः**—योग्यानुपलब्धिकरणिका । યોગ્ય એવી જે અનુપલબ્ધિ, તે છે કારણ જેનું એવી જે પ્રમા તે 'અભાવ પ્રમા' જેમ–ઘડા વગેરેની અનુપલબ્ધિથી (અપ્રાપ્તિથી) પૃથ્વી ઉપર ઘટાભાવની પ્રમા ઉપજે છે.

**अभिघाताख्यसंयोगः**—स्पर्शवेगाभयवद्द्रव्य संयोगः । સ્પર્શ અને વેગ એ બે ગુણવાળા દ્રવ્યનો જે બીજા મૂર્ત દ્રવ્ય સાથે સંયોગ થાય છે, તે અભિઘાતાખ્ય સંયોગ કહેવાય છે. જેમ ઝાડ કાપવાને તે ઉપર કહેવાડો મારે છે ત્યારે સ્પર્શ અને વેગવાળા એ કહેવાડારૂપી દ્રવ્યનો ઝાડરૂપ મૂર્ત દ્રવ્ય સાથે જે સંયોગ થાય છે તે અભિઘાતાખ્ય સંયોગ કહેવાય છે.

**अभिचारः**—मारणोटनादिफलकतान्त्रिकप्रयोगविशेषः। મારણ, ઉચ્ચાટન, વગેરે ફળ આપનારો એક પ્રકારનો તંત્ર શાસ્ત્રમાં કહેલો પ્રયોગ.

**अभिज्ञाप्रत्यक्षम्**—इदन्तामात्रावगाहि ज्ञानम्। 'આ' એવા વિષય માત્રમાં પ્રવિષ્ટ થયેલું જ્ઞાન.

૨. विषयसम्बद्धेन्द्रियजन्यं ज्ञानम्। વિષયના સંબંધવાળા ઇંદ્રિયથી થયેલું જ્ઞાન જેમ, 'આ ઘટ છે', 'આ પટ છે', ઇત્યાદિ.

**अभिधा**—'આ શબ્દથી શ્રોતાને આ અર્થનો બોધ થાઓ' એ પ્રકારની ઇશ્વરની ઇચ્છારૂપ જે શબ્દની શક્તિ તે 'અભિધા' (શક્તિ) કહેવાય છે.

**अभिधानत्वम्**—अन्वयबोधफलकशब्दप्रयोगत्वम्। અર્થ સાથે શબ્દના અન્વય રૂપ બોધના ફળવાળા શબ્દની યોજના કરવાપણું.

**अभिधानानुपपत्तिः**—अनुपपद्यमानवाक्यैकदेशश्रवणात् तदुपपादकी भूतार्थान्तरकल्पनम्। શ્રુતાર્થાપત્તિ પ્રમાણનો આ એક ભેદ છે. વાકયનો એક ભાગ સાંભળવાથી તે વડે ઉપપાદન કરાતા બીજા અર્થની કલ્પના કરવી તે 'અભિધાનાનુપપત્તિ' કહેવાય છે. જેમ, 'બારણું બંધ કરો' એ વાકયમાંનો એક ભાગ 'બારણું' એટલું 'સાંભળતા બંધ કરો' એ અર્થની કલ્પના કર્યા સિવાય વાકયાર્થ ઉત્પન્ન થાય નહિ; માટે એવી કલ્પના કરવી તે 'અભિધાનાનુપપત્તિ' કહેવાય છે.

**अभिधाशक्तिः**—(अभिधा શબ્દ જુઓ)

**अभिधेयः**—शास्त्रजप्रमानिवर्त्याज्ञानगोचरोऽभिधेयः। શાસ્ત્રથી ઉપજેલા પ્રમા જ્ઞાન વડે નિવૃત્ત થઇ શકે એવા અજ્ઞાનનો જે પદાર્થ વિષય હોય તે પદાર્થ તે શાસ્ત્રનું અભિધેય અથવા વિષય કહેવાય છે. ટુંકામાં—કોઇપણ શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલો મુખ્ય વિષય તે અભિધેય: (ચાર અનુબંધમાંનો 'વિષય' નામનો અનુબંધ.)

**अभिधेयविधिः**—कृति साध्यत्वे सतीष्ट साधनत्वम्। જે વસ્તુ કૃતિથી સાધ્ય હોઇને ઇષ્ટનું સાધન હોય તે. જેમ—યજ્ઞાદિ કૃતિસાધ્ય હોઈને ઇષ્ટિના સાધન રૂપ છે માટે યજ્ઞાદિમાં 'અભિધેય વિધિત્વ' રહેલું છે. પણ સ્ત્રીઆદિ વિષયો ઇષ્ટ સાધન તો છે, પણ કૃતિ સાધ્ય નથી. તેમજ ગૃહદાહદિકૃતિ સાધ્ય છે પણ ઇષ્ટિ સાધન નથી. માટે આ બે છેલ્લા ઉદાહરણોમાં અભિધેય વિધિપણું નથી.

**अभिनिवेशः**—आयुरभावेऽप्येतैः शरीरेन्द्रियादिभिरनित्यैरपि वियोगो मे माभूदित्याविद्वदङ्गनाबालं स्वाभाविकः सर्वसाधरणो मरणत्रासोऽभिनिवेशः। આયુષ્ય હવે બાકી નથી એમ જાણવા છતાં અને આ શરીર ઇંદ્રિયાદિ પણ પણ અનિત્ય છતાં તેમનાથી મારો વિયોગ ન થાઓ. એવો વિદ્વાનથી આરંભીને સ્ત્રી બાળકને —સર્વ પ્રાણી માત્રને સાધારણ એવો જે મરણનો ત્રાસ (ભય) હોય છે તે અભિનિવેશ.

૨. स्वीतकस्य पुनस्त्यागासहिष्णुत्वम्। 'હું અને મારૂં' એ રૂપથી ગ્રહણ કરેલા પદાર્થનો ત્યાગ કરવાની જે અનિચ્છા તે અભિનિવેશ.

**अभिन्नत्वम्**—भेदानधिकरणम्। ભેદનું અધિકરણ જે ન હોય તે અભિન્ન કહેવાય.

**अभिन्ननिमित्तोपादानत्वम्**।—કોઈ કાર્યનું જે નિમિત્ત કારણ હોય તેજ ઉપાદાન કારણ પણ હોય તે. જેમ—કરોળિયો પોતાની જાળનું ઉપાદાન કારણ છે અને નિમિત્ત કારણ પણ છે તેમ.

**अभिभवः**—बलवत्सजातीयसम्बन्धकृतमग्रहम्। બળવાન તથા સજાતિય એવી વસ્તુના સંબંધ વડે જે વસ્તુનું અગ્રહણ તે અભિભવ. જેમ—સોનું એક પ્રકારનું તેજ છે તેથી તેમાં ભાસ્વર શુકલરૂપ હોવું જોઇએ; એમ છતાં પૃથ્વીનો બળવાન્ અને સજાતિય સંબંધ થવાથી પૃથ્વીગત પીળો રંગ અને ભારેપણું એ બેના સંબંધને લીધે ભાસ્વર શુકલરૂપતા દેખાતી નથી, તે અભિભવ કહેવાય.

**अभिमानत्वम्**—आत्मन्युत्कर्षारोपत्वम् । પોતાના શરીરાદિમાં ઉત્કર્ષપણાનો આરોપ કરવાપણું. ૨. સ્ત્રી પુત્રાદિમાં મારાપણાનો આગ્રહ હોવાપણું.

**अभिवादनम्**—नामोच्चारणपूर्वकनमस्कार : પોતાનું નામ પ્રથમ બોલીને પ્રણામ કરવો તે.

(૨) पादस्पर्शपूर्वकनमस्कारः। પગનો સ્પર્શ કરીને પછી પ્રણામ કરવા તે.

**अभिव्यक्तिः**—सूक्ष्मरूपेणस्थितस्य कारणस्य कार्यरूपेणाविर्भावः। સૂક્ષ્મરૂપે રહેલા કારણનો કાર્યરૂપે આવિર્ભાવ ( પ્રકટ થવાપણું. )

૨. कार्यस्यास्ति प्रकाशत इति व्यवहारः। કાર્ય છે, જણાય છે, એવા પ્રકારે કાર્ય વ્યવહાર ને અભિવ્યક્તિ.

**अभिव्यजकम्**— પ્રત્યક્ષ જ્ઞાનરૂપ અભિવ્યક્તિ કરનારા પદાર્થને અભિવ્યંજક કહે છે.

૨. अपरोक्षव्यवहारजनकम्। પ્રત્યક્ષ વ્યવહારને જે ઉત્પન્ન કરે તે અભિવ્યંજક કહેવાય.

૩. आवरणनिवर्तकम्। આવરણને દૂર કરનારૂં તે અભિવ્યંજક કહેવાય.

૪. अस्ति व्यववहारजनकम्। 'વસ્તુ છે' એવો વ્યવહાર ઉત્પન્ન કરે તે અભિવ્યંજક.

**अभिहितानुपपत्तिः**— अनुपपद्यमानसमग्रवाक्यश्रवणात्तदुपपादकीभूतार्थान्तरकल्पनम्। ( આ 'શ્રુતાર્થાપત્તિ'નો એક ભેદ છે. ) આખું વાક્ય સાંભળ્યા પછી તે ઉપપન્ન ન થતું હોય ત્યારે તેને ઉપપન્ન કરે એવા અર્થાન્તરની જે કલ્પના તે. જેમ-'तरति शोकमात्मवित्'- 'આત્માને જાણનારો પ્રમાતૃત્વાદિ બંધરૂપ શોકને તરે છે.' એ વાક્યમાં 'શોક' શબ્દ વડે ઉપલક્ષિત જે પ્રમાતૃત્વાદિ બંધ તે જ્ઞાનથી નિવૃત્ત થાય છે એમ કહ્યું છે. પણ જ્યાંસુધી શોકનું મિથ્યાત્વ સિદ્ધ થાય નહિ ત્યાંસુધી એ એ વાક્યાર્થ ઉપપન્ન થાય નહિ; માટે શોકના મિથ્યાપણાની કલ્પના કરવી તે અભિહિતાનુપપત્તિ કહેવાય,

**अभिप्रेतत्वम्**—स्वकर्त्तव्यताप्रयोजकेच्छा विषयत्वम् પોતાની કર્તવ્યતાની પ્રયોજક એવી ઇચ્છાનો વિષય હોવાપણું.

**अभ्यागतः**—भिन्नस्थानीये स्वस्थानागतः। જૂદા સ્થાનમાં રહેનારો હોઇને જે પોતાના સ્થાનમાં આવ્યો હોય તે.

**अभ्यासः**—पुनः पुनरनुशीलनम्। વારંવાર આવર્તન કરવું તે અભ્યાસ.

૨. उत्साहरूपप्रयत्नस्य पुनः पुनरनुष्ठानम्। ઉત્સાહરૂપી પ્રયત્ન વારંવાર કરવો તે.

૩. प्रकरणप्रतिपाद्यस्य पुनः पुनः प्रतिपादनम्। પ્રકરણ વડે જે પ્રતિપાદન કરવાનો અર્થ હોય તેનું ફરી ફરીને પ્રતિપાદન કરવું તે. જેમ છાન્દોગ્યમાં 'तत्त्वमसि' એ મહાવાકયનો નવ વખત અભ્યાસ કર્યો છે, તેમ.

**अभ्युपगमवादः**—वादिबलनिरीक्षणार्थमनिष्टमपि स्वीकरणम्। વાદીનું પોતાનો પક્ષ સિદ્ધ કરવાનું બળ કેટલું છે તે જોવાના હેતુથી, સિદ્ધાન્તીને પોતાને માન્ય ન હોય એવા અર્થનો પણ સ્વીકાર કરીને જે વાદ કરવો તે.

**अमुख्याधिकारी**—સગુણ બ્રહ્મની ઉપાસનાથી રહિત છતાં વિવેકાદિ સાધન સંપન્ન થઇને બ્રહ્મ જિજ્ઞાસાથી શ્રવણાદિકમાં જે પ્રવૃત્ત થાય છે, તે અકૃતોપાસ્તિ પુરૂષ અમુખ્યાધિકારી કહેવાય છે.

**अयथार्थनिश्चयः**—विसंवादिज्ञानम्। ફળથી રહિત જે વિરોધિ જ્ઞાન, તેનું નામ 'અયથાર્થ નિશ્ચય'.

**अयथार्थस्मृतिः**—અયથાર્થ અનુભવ જન્ય સંસ્કારથી ઉત્પન્ન થયેલી સ્મૃતિ.

**अयथार्थात्मस्मृतिः**—અહંકારથી માંડીને સ્થૂલ દેહ પર્યંત સર્વ પદાર્થ આત્મપણાથી રહિત છે, માટે તે અહંકારાદિકમાં 'આત્મપણાની બુદ્ધિ તે અયથાર્થ અનુભવ કહેવાય છે; એવા અયથાર્થ અનુભવજન્ય સંસ્કારથી ઉત્પન્ન થયેલી એવી, તે અહંકારાદિકમાં આત્મપણાની સ્મૃતિ તે અયથાર્થાત્મસ્મૃતિ કહેવાય.

**अयथार्थानात्मस्मृतिः**—" मायामात्रमिदं द्वैतम्।" આ સઘળો દ્વૈતરૂપ પ્રપંચ માયા માત્ર છે." ઇત્યાદિક શ્રુતિઓ વડે, તથા "વ્યાવહારિક પ્રપંચ મિથ્યા છે; દશ્ય છે માટે, છીંપમાં દેખાતા રૂપાની પેઠે." ઇત્યાદી અનુમાનો વડે આ પ્રપંચનું મિથ્યાપણું સિદ્ધ છે; એમ છતાં એવા પ્રપંચમાં સત્યપણાનો જે અનુભવ તે ભ્રમ છે. એવા ભ્રમરૂપ અયથાર્થ અનુભવજન્ય સંસ્કારથી ઉપજેલી જે પ્રપંચના સત્યપણાની સ્મૃતિ, તે અયથાર્થ અનાત્મસ્મૃતિ કહેવાય છે.

**अयथार्थानुभवः**—तदभाववति तत्प्रकारकाऽनुभवः। તે ધર્મના અભાવવાળા પદાર્થમાં તે ધર્મને વિષય કરનારો જે અનુભવ, તે અનુભવ યથાર્થાનુભવ કહેવાય છે. અર્થાત્–તે ધર્મના અભાવવાળો પદાર્થ છે વિશેષ્ય જેમાં, તથા તેજ ધર્મ છે પ્રકાર જેમાં, એવો જે અનુભવ અયથાર્થાનુભવ કહેવાય છે. જેમ–છીંપમાં 'આ રજત છે' એ અનુભવ તથા દોરડીમાં 'આ સાપ' એ અનુભવ છે; તેમાં 'આ રજત છે' એ અનુભવમાં રજતત્વ ધર્મના અભાવવાળી છીંપ વિશેષ્ય છે અને રજતત્વ ધર્મ એ પ્રકાર છે, માટે રજતત્વ ધર્મના અભાવવાળી છીંપમાં તે (અનુભવ) રજતત્વ ધર્મ 'પ્રકારક' હોવાથી 'આ રજત' એ અનુભવ કહેવાય છે. એજ રીતે સર્પત્વ ધર્મના અનુભવવાળી દોરડીમાં તે સર્પત્વ ધર્મ પ્રકારક હોવાથી 'આ સર્પ છે' એ અનુભવ પણ અયથાર્થાનુભવ કહેવાય છે.

૨. दुष्टसामग्रीजन्यं ज्ञानम्। દોષવાળી સામગ્રીથી ઉત્પન્ન થયેલું જ્ઞાન.

૬. बाधितार्थ विषयानुभवः। જે અર્થ બાધિત છે તે અર્થ–વિષે અનુભવ. જેમ–છીંપમાં રૂપું બાધિત હોવા છતાં 'આ રૂપું છે' એવો અનુભવ તે અયથાર્થાનુભવ છે.

**अयथार्थानुभूति**—बाधितार्थविषयानुभूतिः। બાધ થઈ શકે એવો જે વિષય તે બાધિત કહેવાય. એવા બાધિત અર્થ વિષે જે અનુભવ તે અયથાર્થાનુભૂતિ જાણવી.

**अयुतसिद्धौ**—ययोर्द्वयोर्मध्ये एकमविनश्यद्पराश्रितमेवावतिष्ठते तावयुतसिद्धौ। જે બે પદાર્થોમાંનો એક પદાર્થ પોતાની અવિનાશ અવસ્થાને વિષે બીજા પદાર્થને આશ્રિતજ રહે છે–સ્વતંત્ર રહેતો નથી, તે બન્ને પદાર્થો અયુતસિદ્ધ કહેવાય છે. જેમ તંતુ આદિક અવયવોમાં સમવાય સંબંધથી રહેલો જે પટાદિક છે તે અવયવી છે, તે અવયવ અને અવયવીરૂપ બન્ને પદાર્થોમાંથી એક પટાદિકરૂપ અવયવી પદાર્થ પોતાની અવિનાશ અવસ્થામાં બીજા તંતુ આદિરૂપ પદાર્થને આશ્રિતજ રહે છે તે અવયવ પદાર્થને છોડીને અવયવી પદાર્થ સ્વતંત્ર (એકલો) રહી શકતો નથી, માટે તે તંતુ આદિક અવયવ તથા પટાદિક અવયવી બન્ને અયુતસિદ્ધ કહેવાય છે. એજ પ્રમાણે ગુણ અને ગુણી, ક્રિયા અને ક્રિયાવાન્, જાતિ અને વ્યક્તિ, તથા અવયવ અને અવયવી, એ પાંચ અયુતસિદ્ધ કહેવાય છે.

**अयोनिजं शरीरम्**—योनिजभिन्नं शरीरमयोनिजम्। યોનિજ શરીરથી જે ભિન્ન શરીર હોય તેને અયોનિજ શરીર કહે છે.

૨. शुक्रशोणितसन्निपातानपेक्षम् अयोनिजम्। વીર્ય અને રક્તના એકત્ર થવાની અપેક્ષા જે શરીરમાં ન હોય તે. જેમ, સ્વેદજ, ઉદ્ભિજ્જ, દેવ, નારકી, વગેરેનાં શરીરો અયોનિજ છે.

**अरणिः**—घर्षणद्वाराग्निजनकं काष्ठम् । જે લાકડાંને પરસ્પર ઘશીને યજ્ઞને માટે અગ્નિ ઉત્પન્ન કરવામાં આવે છે તે કાષ્ઠ.

**अरिः**—स्वकृतापकारमनपेक्ष्य स्वभावक्रौर्येणापकर्ता। આપણે કરેલા અપકારની અપેક્ષા રાખ્યા સિવાય જે સ્વભાવજન્ય ક્રૂરતાવડે અપકાર કરે તે.

**अरिषड्वर्गः**—कामः क्रोधस्तथा लोभो मदमोहौ च मत्सरः। गणोऽयमरिषड्वर्गो वेदान्ते परिभावितः॥ વેદાન્ત શાસ્ત્રમાં કામ, ક્રોધ, લોભ, મદ, મોહ અને મત્સર એ છનાં સમુદાયને અરિષડ્વર્ગ અથવા છ શત્રુઓ કહે છે. ( કેમકે તે જેમનામાં હોય તેમનેજ હાનિ કરે છે. )

**अरूपमनोनाशः**—મનનું ફરી ઉત્થાન ન થાય એવી રીતે મનનો નાશ, એ નાશ વિદેહ મુક્તિમાંજ થાય છે.

**अर्थः**—एकैकेन्द्रियमात्रग्राह्यविशेषगुणोऽर्थः । એક એક ઇંદ્રિય માત્ર વડે ગ્રાહ્ય વિશેષ ગુણ, તે અર્થ નામે પ્રમેય કહેવાય છે. (ગૌતમમતે). એ અર્થપ્રમેય રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, એમ અગિયાર પ્રકારનો છે. ૨. વસ્તુ, પદાર્થ.

**अर्थवादः**—प्राशस्त्यनिन्दान्यतरपरं वाक्यमर्थवादः। વિહિત અર્થની સ્તુતિ કરનારૂં અથવા નિષિદ્ધ અર્થની નિન્દા કરનારૂં જે વાક્ય છે, તે વાક્ય અર્થવાદ કહેવાય છે. એ અર્થવાદ વિહિત અર્થની સ્તુતિ કરીને અધિકારી પુરૂષને તત્કાળ વિહિત અર્થમાં પ્રવૃત્ત કરે છે; તથા નિષિદ્ધ અર્થની નિન્દા કરીને નિષિદ્ધ અર્થથી તત્કાળ નિવૃત્ત કરે છે. અર્થવાદ ત્રણ પ્રકારનો છેઃ ગુણવાદ, અને ભૂતાર્થવાદ. ( લક્ષણો તે તે શબ્દોમાં જોવાં. )

૨. प्रकरणप्रतिपाद्यस्य प्रशंसनम् । પ્રકરણમાં પ્રતિપાદિત અર્થની પ્રશંસા કરનાર વાક્ય. જેમ—અદ્વિતીય વસ્તુની પ્રશંસા કરતાં વેદમાં કહ્યું છે કે—" येनाश्रुतं श्रुतं भवति अमतं मतमविज्ञातं विज्ञातम् । " " જેના વડે અશ્રુત ( નહિ સાંભળેલો ) પદાર્થ શ્રુત ( સાંભળેલો ) થાય, અચિંતિત પદાર્થ ચિંતિત થાય, અને અજ્ઞાત પદાર્થ જ્ઞાત થાય, એવી બ્રહ્મ વસ્તુ છે " એ અર્થવાદ વાક્ય છે.

**अर्थव्यसनम्** અથવા **अर्थवासना**—शास्त्रतात्पर्याग्रहणेन समग्रावस्थाशास्त्रार्थासक्तिः । શાસ્ત્રનું તાત્પર્ય ગ્રહણ ન કરી શકાવાથી બધા પ્રકારના શાસ્ત્રાર્થોમાં આસક્તિ.

**अर्थाध्यासः**—प्रमाणाजन्यज्ञानविषयत्वे सति पूर्वदृष्टसजातीयः । પ્રમાણથી નહિ ઉપજેલા જ્ઞાનનો વિષય હોઈ ને જે પૂર્વે જોયેલા પદાર્થનો સજાતીય હોય તે. જેમ—છીંપમાં રૂપાનો અધ્યાસ; આત્મામાં અનાત્માનો અધ્યાસ; ઇત્યાદિ અર્થાધ્યાસ છે.

**अर्थान्तरम्** ( निग्रहस्थानम् )—प्रकृतानुपयुक्तार्थकथनमर्थान्तरम् । પ્રસંગમાં પ્રાપ્ત જે અર્થ હોય તેને 'પ્રકૃત' કહે છે. એવા પ્રકૃત અર્થમાં અનુપયોગી અર્થનું જે કથન, તેનું નામ અર્થાન્તર છે. જેમ—' शब्दोऽनित्यः कृतकत्वात् ' (શબ્દ અનિત્ય છે, કાર્યરૂપ હોવાથી). આ પ્રકારનું અનુમાન કરી શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કર્યા પછી 'શબ્દ ગુણ છે, તે ગુણ પણ આકાશનો છે; અથવા—कृतकत्वात् એ હેતુપદ છે, હેતુ પદ हिनोति ધાતુ ઉપર तुनि પ્રત્યય આવવાથી સિદ્ધ થાય છે; सुप् પ્રત્યાંત કે तिप् પ્રત્યયાંત પદ કહેવાય છે; એવું એવું કથન પ્રકૃતે જે શબ્દની અનિત્યતાની સિદ્ધિ તેમાં નિરુપયોગી હોવાથી અર્થાન્તર કહેવાય છે.

**अर्थापत्तिदोषत्रयम्**—અર્થાપત્તિ પ્રમાણના ત્રણ દોષ છેઃ

(૧) अन्यथाप्युपपत्तिः । એટલે અર્થાપત્તિથી સિદ્ધ કરેલો અર્થ બીજી રીતે પણ ઉત્પન્ન થતો હોય તે.

(૨) अन्यथैवोपपत्तिः । એટલે અર્થાપત્તિથી સિદ્ધ ગણેલો અર્થ બીજી રીતેજ ઉત્પન્ન થતો

હોય. મતલબ કે અર્થાપત્તિથી ઉત્પન્ન ન થતો હોય.

૩. અનુદયઃ । એટલે અસત્ અર્થ થતાં તેના વાચક શબ્દ માત્ર વડે તેનું ભાન થતું હોય, તેથી ભાનાભાનની ઉપપત્તિ થતી ન હોય. તે અનુદય નામે અર્થાપત્તિનો દોષ કહેવાય.

**અર્થાપત્તિપ્રમા** ( અર્થાપત્તિ પ્રમાણ અને અર્થાપત્તિ પ્રમા, બન્નેનું એકજ નામ ' અર્થાપત્તિ ' છે. એ ધ્યાનમાં રાખવું. )

૧. अन्यथानुपपन्नदर्शनादुपपादके बुद्धिः । કોઇ પદાર્થ બીજી રીતે ઉત્પન્ન થતો નથી ( એટલે સંભવતો નથી ) એમ જોવાથી તેના ઉપપાદકનું જે જ્ઞાન તે અર્થાપત્તિ પ્રમા છે. ( વિશેષ ખુલાસા માટે 'અર્થાપત્તિ પ્રમાણ' શબ્દ જુઓ. )

૨. सम्पाद्यज्ञानप्रभवं सम्पादकज्ञानम् । સંપાદ્યના જ્ઞાનથી ઉપજેલું જે સંપાદકનું જ્ઞાન તે. ( સંપાદ્ય=ઉપપાદ્ય અને સંપાદક=ઉપપાદક જાણવું. )

૩. अनुपपद्यमानार्थज्ञानात्तदुपपादकीभूतार्थान्तरकल्पनम् । અનુપપદ્યમાન અર્થના જ્ઞાનથી તેના ઉપપાદક એવા બીજા કોઈ અર્થની કલ્પના કરવી તે અર્થાપત્તિ પ્રમા.

( अर्थस्य आपत्ति–ज्ञानम्–अर्थापत्तिः એવો તત્પુરૂષ સમાસ કરીએ તો તે 'અર્થાપત્તિપ્રમા' કહેવાય છે; અને अर्थस्य आपत्तिर्यस्माद् એવો બહુવ્રીહિ સમાસ કરીએ તો તે ' અર્થાપત્તિ પ્રમાણ ' કહેવાય છે. ટુંકામાં–ઉપપાદકનું જ્ઞાન તે ' પ્રમા ' છે અને ઉપપાદ્યનું જ્ઞાન તે ' પ્રમાણ ' છે.

**અર્થાપત્તિપ્રમાણમ્**–उपपादककल्पनाहेतुभूतोपपाद्यज्ञानं अर्थापत्तिप्रमाणम् । ઉપપાદકના જ્ઞાનનું હેતુભૂત જે ઉપપાદ્યનું જ્ઞાન છે, તેને અર્થાપત્તિ પ્રમાણ કહે છે. જેમ,–દિવસે નહિ ભોજન કરનારા દેવદત્તનું શરીર પુષ્ટ દેખીને અથવા સાંભળીને દેવદત્તના રાત્રી ભોજન' ની કલ્પના કરવામાં આવે છે, કેમકે અન્ન ખાધા સિવાય શરીરની પુષ્ટિ થતી નથી. તેમાં રાત્રી ભોજન તો ઉપપાદક છે અને પુષ્ટતા ઉપપાદ્ય છે. તેમાં જે પદાર્થ વિના જે પદાર્થ કદાચિત્ પણ સંભવતો નથી, તે પદાર્થનો તે પદાર્થ ઉપપાદ્ય કહેવાય છે. જેમ રાત્રિભોજન વિના દિવસે ન ખાનાર પુરૂષને વિષે પુષ્ટત્વ કદાચિત્ પણ સંભવતું નથી, માટે પુષ્ટત્વ એ રાત્રિભોજનનું ઉપપાદ્ય કહેવાય છે; અને જે પદાર્થના અભાવથી જે પદાર્થનો અભાવ થાય છે, તે પદાર્થનો તે પદાર્થ ઉપપાદક કહેવાય છે. જેમ–રાત્રીભોજનના અભાવથી દિવસે અભોજી પુરૂષમાં પુષ્ટત્વનું ઉપપાદક કહેવાય છે. તેમાં ' આ દેવદત્ત રાત્રીભોજી છે ' એ પ્રકારનું જે રાત્રીભોજનરૂપ ઉપપાદકનું જ્ઞાન છે તે જ્ઞાન અર્થાપત્તિપ્રમા કહેવાય છે, અને દિવસે અભોજી પુરૂષનું પુષ્ટત્વ રાત્રિભોજન વિના અનુપપન્ન છે, એ પ્રકારે જે પુષ્ટત્વરૂપ ઉપપાદ્યનું જ્ઞાન છે, તે જ્ઞાન અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે.

૨. उपपादकप्रमाकरणमर्थापत्तिप्रमाणम् । ઉપપાદક પ્રમાનું જે કરણ તે અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે.

**અલાભવિજયઃ**—अलाभेऽपि लाभवत्सन्तोषः અલાભમાં પણ લાભવાળાના જેવો સંતોષ.

**અલીકત્વમ્**—यादृशीप्रतियोगिता विशिष्टत्वे सत्यप्रतीयमानत्वम् । તેના જેવી પ્રતિયોગિતાવાળું હોવા છતાં જે પ્રતીયમાન થતું ન હોય તે. અપ્રતીયમાન પદાર્થની પ્રતિયોગિતા પ્રતીયમાન પદાર્થમાં રહેલી છે. એ પ્રતીયમાન પદાર્થ તેના જેવો એટલે સત્ય પદાર્થ જેવો દેખાતો હોય તથપિ વસ્તુતઃ જોતાં તે દેખાય નહિ ત્યારે તે અલીક ( મિથ્યા ) કહેવાય. જેમ–મૃગજળ.

૨. सर्वदेशकालनिष्ठात्यंताभावप्रतियोगित्वे सति सत्तादात्म्यशून्यत्वम् । જે પદાર્થ સર્વ દેશકાળમાં રહેલા અત્યંતતા ભાવનો પ્રતિયોગી

હોય અને એવો હોઇને સત્ પદાર્થના તાદાત્મ્યથી રહિત હોય, તે પદાર્થ અલીક (મિથ્યા) કહેવાય.

**અલોકાકાશઃ**—( જૈનમતે ) लोकत्रयाद्बहिर्यत्र केवलमाकाशद्रव्यं वर्तते सः । ત્રણે લોકની બહાર જ્યાં કેવળ આકાશ દ્રવ્યજ છે તે.

**અલોલુપ્ત્વમ્**—विषयसन्निधाने सति इन्द्रियाणामविक्रत्यत्वम् । વિષય સમીપમાં હોવા છતાં ઇંદ્રિયોનું વિક્રિયા નહિ પામવાપણું.

**अलौकिकः**—विधिमन्तरा रागादिप्राप्तभिन्नः । શાસ્ત્રની આજ્ઞા વિનાજ કેવળ રાગાદિકથી જે વસ્તુ પ્રાપ્ત થાય છે તે વસ્તુને લૌકિક કહે છે. એવા લૌકિક પદાર્થથી જે વસ્તુ ભિન્ન હોય તે અલૌકિક કહેવાય છે. જેમ, ભોજનાદિક પ્રાણી માત્રને રાગથી પ્રાપ્ત છે–તે માટે શાસ્ત્રની આજ્ઞાની જરૂર નથી–માટે ભોજનાદિ લૌકિક છે. પણ સંધ્યાદિકર્મ તેવાં નથી માટે તે અલૌકિક છે.

**अलौकिकप्रत्यक्षम्**—अलौकिकसन्निकर्षजन्यं प्रत्यक्षमलौकिकम् । ચક્ષુ આદિક ઈંદ્રિયનો ઘટાદિ અર્થની સાથે જે સામાન્ય લક્ષણાદિરૂપ અલૌકિક સન્નિકર્ષ છે, તે અલૌકિક સન્નિકર્ષ વડે જે પ્રત્યક્ષ તે અલૌકિક પ્રત્યક્ષ કહેવાય છે. ( 'લૌકિક પ્રત્યક્ષ' શબ્દ જુઓ. )

**अलौकिकसन्निकर्षः**—અલૌકિક પ્રત્યક્ષનો કારણભૂત સન્નિકર્ષ તે અલૌકિક સન્નિકર્ષ કહેવાય છે.

**अलौकिकसन्निकर्षप्रकाराः**—અલૌકિક સન્નિકર્ષના ત્રણ પ્રકાર છેઃ (૧) સામાન્ય લક્ષણ સન્નિકર્ષ, (૨) જ્ઞાન લક્ષણ સન્નિકર્ષ, અને (૩) યોગજ ધર્મ લક્ષણ સન્નિકર્ષ. (તે તે શબ્દ જુઓ.)

**अल्पत्वम्**—यस्य वस्तुनो यावत्तावत्ता उचित्ता ततो न्यूनम् । જે વસ્તુનું જેટલું કદ કે માપ ઘટતું હોય તેથી ઓછાપણું તે અલ્પત્વ.

**अवगाहनम्**—विषयिता । કોઇ પદાર્થને વિષયરૂપે કથન કરવામાં આ શબ્દ વપરાય છે. જેમ–જે પદાર્થ બુદ્ધિનો વિષય હોય તે 'બુદ્ધ્યવગાહી' કહેવાય. ઇ૦

**अवच्छिन्नत्वम्**—વ્યાપકત્વ, વિશિષ્ટત્વ, સાહિત્ય (સાથે હોવાપણું), અનુકૂલત્વ, (જેમ–'फलावच्छिन्नव्यापारो धात्वर्थः' એટલે ફળને અનુકૂળ અથવા ફળનો પ્રયોજક જે વ્યાપાર તે ધાત્વર્થ કહેવાય), સીમા કરવી (જેમ–'गृहावच्छिन्न–आकाशः' એટલે ઘર વડે જેની હદ બંધાઇ છે એવું આકાશ) એ પ્રમાણે 'અવચ્છિન્ન' પદના યથાયોગ્ય અર્થ સમજવા.

**अवच्छेदः**—પ્રતિયોગી, વ્યાપ્તિ. ઇયત્તા કરવી, નક્કી જેમ, एक समयावच्छेदेन=નક્કી એકેજ કાળે त्रिपदावच्छेदेन पृथिवीमयाचत= ત્રણ ડગલાંની વ્યાપ્તિવાળી અથવા ત્રણ ડગલાં વડે ઇયત્તા કરાયલી પૃથ્વી માગી.

૨. विशेषणोपाधिना विशेषकरणम् । વિશેષણ રૂપ ઉપાધિથી વિશેષ કરવું તે જેમ—'प्रागभावावच्छिन्नो घटः' પ્રાગભાવથી અવચ્છિન્ન એટલે પ્રાગભાવનો પ્રતિયોગી ઘડો.

**अवच्छेदकत्वम्**—स्वरूपसम्बन्धविशेषः । કોઇ સ્વરૂપનો સંબંધ એટલે પદાર્થના પોતાના રૂપનો કોઇ એક સંબંધ તે અવચ્છેદકત્વ. જેમ—ધૂમનો સ્વરૂપનો ખાસ સંબંધ ધૂમત્વ સાથે છે. માટે—प्रमेयधूमाभावप्रतियोगितया अवच्छेदकत्वं धूमत्वे ( अस्ति )। એટલે પ્રમેય જે ધૂમાભાવ, તેનો પ્રતિયોગી ધૂમ, એ પ્રતિયોગીપણાનું અવચ્છેદકત્વ એટલે ધૂમતાનો સ્વરૂપ સંબંધ વિશેષ ધૂમત્વમાં છે.

૨. अनतिरिक्तदेशवृत्तित्वम् । અવચ્છિન્ન ( જે પદાર્થનો અવચ્છેદક હોય તે ) પદાર્થથી અધિક દેશમાં નહિ રહેવાપણું જેમ–ધૂમતા વડે અવચ્છિન્ન ધૂમ છે, માટે ધૂમતા એ ધૂમની અવચ્છેદક છે, અને ધૂમ અવચ્છિન્ન છે. ધૂમતા એ ધૂમથી અધિક દેશમાં રહેતી રહેતી નથી માટે ધૂમમાં ધૂમતાનું અવચ્છેદકત્વ છે.

**અવચ્છેદકધર્મઃ**—વ્યાવર્તકધર્મ—હદબાંધનાર કે મર્યાદિત કરનાર ધર્મ. જેમ—ગંધવત્ત્વ લક્ષણની લક્ષ્યતા પૃથ્વીમા રહેલી છે. તે લક્ષ્યતાને બીજાથી ભિન્ન કરી પોતામાંજ રાખનાર પૃથ્વીત્વ ધર્મ છે, માટે પૃથ્વીત્વ એ પૃથ્વીનો અવચ્છેદક ધર્મ છે. અથવા,

૨. જે ધર્મ જે ધર્મના ન્યૂન દેશમાં અથવા અધિક દેશમાં નથી રહેતો પણ સમાન દેશમાં રહે છે, તે ધર્મ તે ધર્મનો અવચ્છેદક ધર્મ કહેવાય છે. જેમ, ગંધવત્વ ધર્મ પૃથ્વીત્વ ધર્મથી ન્યૂન કે અધિક દેશમાં ન રહેતાં પૃથ્વીત્વ ધર્મના સમાન દેશમાં રહે છે, માટે ગંધવત્ત્વ એ પૃથ્વીત્વ ધર્મનું અવચ્છેદક છે, (ન્યા. પ્ર.)

**અવતરણિકા**—ग्रन्यप्रस्तावार्थं प्रथममुपोद्घातः। ગ્રંથના વિષયનો આરંભ કરવા માટે પ્રથમ જે ઉપોદ્ઘાત કરવો તે.

**અવતારઃ**—देवानामंशावेशवशेन प्रादुर्भावः દેવો પોતાના અંશના આવેશ વડે પ્રકટ થાય છે તે.

૨. उत्कृष्टावस्थात्यागित्वे सति निकृष्टावस्था ग्रहणम्। ઉત્કૃષ્ટ અવસ્થાનો ત્યાગ કર્યા વગર નિકૃષ્ટ અવસ્થા ગ્રહણ કરવી તે.

૩. स्वादृष्टारचितत्वे सत्यभौतिकशरीरत्वे सति साध्वसाधुसुखदुःखहेतुत्वम्। જેનું શરીર પોતાના અદૃષ્ટથી બંધાયું ન હોય તથા ભૂતોથી બનેલું પણ ન હોય, એમ છતાં સાધુઓને સુખનો હેતુ છે તથા અસાધુઓને જે દુઃખનો હેતુ છે, એવું શરીર ધારણ કરવાપણું તે અવતાર.

**અવતારધારણત્વમ્**—एकाकारावगाहिज्ञानत्वम्। જે જ્ઞાનનો આકાર એક જ છે. અર્થાત્ નિર્ણયાત્મક જ્ઞાનને વિષય કરવાપણું (નિશ્ચયાત્મકત્વ.)

**અવયવઃ**—द्रव्यसमवायिकारणमवयवः। દ્રવ્યનું જે સમવાયિ કારણ હોય તેને અવયવ કહે છે. જેમ—તંતુએ પટરૂપ દ્રવ્યનું સમવાયિ કારણ છે; કપાલ એ ઘટરૂપ દ્રવ્યનું સમવાયિ કારણ છે; હાથ, પગ વગેરે શરીરરૂપ દ્રવ્યનું સમવાયિ કારણ છે; માટે તંતુ, કપાલ, વગેરે અવયવ કહેવાય છે.

૨. समुदायांशरुपोऽवयवः। સમુદાયના અંશરૂપ જે હોય તે અવયવ કહેવાય.

૩. अवच्छिन्नत्वपरिमाणवानवयवः। મર્યાદિત પરિણામવાળો પદાર્થ તે અવયવ.

૪. द्रव्यारंम्भकद्रव्यत्वम्। કાર્ય દ્રવ્યનો આરંભ કરનારૂં દ્રવ્ય તે અવયવ.

**અવયવત્રયમ્**—અનુમાનમાં પ્રતિજ્ઞા, હેતુ, અને ઉદાહરણ એ ત્રણ અવયવો હોય છે; અથવા ઉદાહરણ, ઉપનય, અને નિગમન, એ ત્રણ અવયવો હોય છે. એમાંના કોઇપણ ત્રણને 'અવયવત્રય' કહે છે. જેમ—

(૧) પર્વત અગ્નિવાળો છે, ( પ્રતિજ્ઞા ): (૨) ધૂમાડાવાળો છે માટે ( હેતુ ); ( ૩ ) રસોડાની પેઠે ( ઉદાહરણ ) અથવા—

(૧) રસોડું અગ્નિ વ્યાપ્ય ધૂમવાળું છે ( ઉદાહરણ ); (૨) તેવોજ અગ્નિ વ્યાપ્ય ધૂમવાળો આ પર્વત છે ( ઉપનય ); (૩) માટે પર્વત પણ અગ્નિવાળો છે (નિગમન).

**અવયવપદાર્થઃ**—અવયવ પદાર્થ (૧) પ્રતિજ્ઞા, (૨) હેતુ, (૩) ઉદાહરણ, (૪) ઉપનય, અને (૫) નિગમન, એમ પાંચ પ્રકારનો છે. તેમાં હેતુ અવયવ—(૧) અજ્ઞાત વ્યતિરેક વ્યાપ્તિ હેતુ બોધક, ( ૨ ) અપ્રતીતાન્વય વ્યાપ્તિક હેતુ બોધક, અને (૩) પ્રતીતાન્વય વ્યાપ્તિક હેતુ બોધક એમ ત્રણ પ્રકારનો છે.

ઉદાહરણઅવયવ—(૧) અન્વય વ્યાપ્તિ બોધક અને (૨) વ્યતિરેક વ્યાપ્તિ બોધક, એમ બે પ્રકારનો છે.

ઉપનયઅવયવ—(૧) અન્વયી અને (૨) વ્યતિરેકી, એમ બે પ્રકારનો છે.

**अवयववाक्यम्**—અનુમાનમાં રહેલા પ્રતિજ્ઞા વગેરે વાક્યો (ઉદાહરણ માટે જુઓ अवयवत्रयम्)

**अवयवी**—जन्यद्रव्यमवयवी । જન્ય એવું દ્રવ્ય તે અવયવી કહેવાય છે. જેમ–પૃથ્વીના દ્વયણુકથી આરંભીને જે જે ઉત્પત્તિવાળું પાર્થિવ દ્રવ્ય છે તે અવયવી કહેવાય છે. અને તેજ પ્રમાણે જળના, તેજના અને વાયુના દ્વયણુકથી આરંભીને જે જે ઉત્પિત્તિવાળું જલીય, તૈજસ અને વાયવીય દ્રવ્ય છે, તે સર્વ અવયવી કહેવાય છે.

**अवर्ण्यसमः**—स्थापनीयो वर्ण्यः, विपर्ययादवर्ण्यः, तावेतौ साध्यदृष्टान्तधर्मौ विपर्यस्यतो वर्ण्यावर्ण्यसमौ भवतः । જે પક્ષનું સ્થાપન કરવું હોય તેને વર્ણ્ય કહે છે; અને જેનું સ્થાપન ન કરવું હોય તેને અવર્ણ્ય કહે છે. હવે વર્ણ્યમાં જે સાધ્ય અને દૃષ્ટાંત હોય, તથા અવર્ણ્યમાં જે સાધ્ય અને દૃષ્ટાંત હોય, તે બન્નેના ધર્મને ઉલટા સુલટી કરી નાખવું તે વર્ણ્યસમા જાતિ અને અવર્ણ્યસમા જાતિ નામે અસદુત્તર રૂપ જાતિના ભેદ કહેવાય છે. એટલે–વર્ણ્યના ધર્મ અવર્ણ્યને લાગુ પાડવા તે વર્ણ્યસમા જાતિ અને અવર્ણ્યના ધર્મ વર્ણ્યને લાગુ પાડવા તે અવર્ણ્યસમા જાતિ કહેવાય છે.

**अवसरसङ्गति**—प्रतिबन्धकीभूतशिष्यजिज्ञासानिवृत्त्या अनन्तरवक्तव्यमवसरसङ्गतिः । અર્થના નિરૂપણમાં પ્રતિબંધક જે શિષ્યની જિજ્ઞાસા, તે જિજ્ઞાસા નિવૃત્ત થયે, જે પછી વક્તવ્યપણું છે, તેને 'અવસર સંગતિ' કહે છે. જેમ–અનુમાનના નિરૂપણ પછી અવસર સંગતિ વડે ઉપમાનનું નિરૂપણ છે. તેમાં, પ્રત્યક્ષ પ્રમાણની કાર્યરૂપતા સમવ્યાપ્તિજ્ઞાન રૂપ અનુમાન વિષે છે, તેમ સાદૃશ્યજ્ઞાનરૂપ ઉપમાન વિષે પણ છે; માટે પ્રત્યક્ષ પ્રમાણના નિરૂપણ પછી અનુમાન અને ઉપમાન બન્નેનું નિરૂપણ પ્રાપ્ત થયું; તેમાં ઉપમાનની અપેક્ષાએ કરીને અનુમાન પ્રમાણ ઘણા વાદીઓને સંમત છે. માટે પ્રત્યક્ષનિરૂપણની પછી શિષ્યની પ્રથમ અનુમાન વિષેજ જિજ્ઞાસા થાય છે. શિષ્યની એ અનુમાન વિષયક જિજ્ઞાસા ઉપમાનના નિરૂપણમાં પ્રતિબંધક થાય છે. એ જિજ્ઞાસા અનુમાનનું નિરૂપણ કર્યાથી નિવૃત્ત થઈ જાય છે, અને તે પછી ઉપમાનનુંજ વક્તવ્યપણું પ્રાપ્ત થાય છે. માટે અનુમાન નિરૂપણ પછી અવસર સંગતિ વડે ઉપમાનનું નિરૂપણ સંભવે છે.

**अवस्थाज्ञानत्वम्**—घटाद्यवच्छिन्नचैतन्यावरकत्वम् । ઘટ આદિથી અવચ્છિન્ન જે ચૈતન્ય તેને આચ્છાદન કરનારૂં જે અજ્ઞાનત્વ તે.

**अवस्थात्रयम्**—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિને વેદાન્તીઓ અવસ્થાત્રય અથવા ત્રણ અવસ્થાઓ કહે છે.

**अवस्थाषट्कम्**—જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા, મરણ અને સમાધિ, એ છ અવસ્થા. વળી–શિશુત્વ, બાલ્ય, કૌમાર, કૈશોર, યૌવન અને વાર્દ્ધક્ય, એ પણ છ અવસ્થાઓ કહેવાય છે.

**अवान्तरत्वम्**—प्रधानान्तःपातित्वम् । મુખ્ય વિષયની અંદર જે આવી જતું હોય તે 'અવાન્તર' કહેવાય છે.

**अवान्तरप्रलयः**—सर्वकार्यद्रव्यध्वंसोऽवान्तरप्रलयः । દ્વયણુકરૂપ પૃથ્વી વગેરેથી તે મહાન્ પૃથ્વી વગેરે પર્યંત જેટલાં પૃથ્વી વગેરે રૂપ કાર્ય દ્રવ્ય છે, તે સર્વ કાર્ય દ્રવ્યોનો ધ્વંસ (નાશ) તે 'અવાન્તર પ્રલય', પૃથ્વી, વગેરે એટલે પૃથ્વી, જળ, તેજ અને વાયુ જાણવાં. અવાન્તર પ્રલયમાં ગુણ અને કર્મનો નાશ થતો નથી, પણ તે પરમાણુગત રહે છે.

**अवान्तरवाक्यम्**—तत्त्वंपदार्थान्यतरबोधकवाक्यम् । તત્ અને ત્વમ્ એ બે પદાર્થોમાંથી ગમે તે એક પદાર્થનું બોધક વાક્ય. ૨. મહાવાક્યની અંતર પ્રવિષ્ટ જે વાક્ય તે.

**अवाप्ति**—स्वाधीनोच्चारणक्षमत्वम् । સ્વાધીન ઉચ્ચારણ યોગત્વ.

**अविकृतपरिणामः**—અધિષ્ઠાનમાં વિકાર થયા વિના જે પરિણામ થાય તે જેમ-સોનું કાયમ રહ્યા છતાં તેનાં કડાં, કુંડળ, કંઠી, વગેરે પરિણામ થાય છે; અથવા-જેમ બ્રહ્મમાં વિકાર થયા વિના તેમાં વિવર્તરૂપે જગત્ ભાસે છે. એ અવિકૃત પરિણામ કહેવાય છે.

**अविगीतत्वम्**—बलवदनिष्टाननुबन्धित्वम् । બળવાન્ અનિષ્ટનું જે અજનકપણું તે અવિગીતત્વ. ૨. પ્રશસ્તપણું.

**अविगीताचारः**—અનિન્દ્ય આચાર. ૨. જે આચાર નરકાદિરૂપ બળવાન અનિષ્ટને ન ઉત્પન્ન કરે એવો હોઇને સ્વાર્ગાદિરૂપ ઇષ્ટના સાધનરૂપ હોય તે અવિગીતાચાર કહેવાય છે.

**अविज्ञातार्थं**—परिषत्प्रतिवादिबोधप्रयोजकपदप्रयोगः । જે પદથી પરિષત્‌ના પુરૂષને તથા પ્રતિવાદી પુરૂષને અર્થનો બોધ ન થાય, એવો પદનો જે પ્રયોગ છે, તેનું નામ અવિજ્ઞાતાર્થ છે. તેમાં જે પદોનો અન્વય ક્લિષ્ટ હોય, તથા જે પદનો અર્થ અપ્રસિદ્ધ હોય, તથા જે પદ અતિશીઘ્રતાથી ઉચ્ચારણ કર્યું હોય, તે પદ પરિષત્પુરૂષને તથા પ્રતિવાદીને બોધનુંજનક હોતું નથી. એવા પદના પ્રયોગનું નામ અવિજ્ઞાતાર્થ છે.

**अविद्या**—આવરણશક્તિ પ્રધાન અજ્ઞાન તે અવિદ્યા.

૨. स्वाश्रयव्यामोहकरी अविद्या । પોતાના આશ્રયને જે મોહની પ્રાપ્તિ કરે તે અવિદ્યા.

૩. रजस्तमोभिभूतमलिनसत्त्वप्रधाना अविद्या । (એટલે રજોગુણ તથા તમોગુણથી અભિભૂત) સત્વગુણ જેમાં પ્રધાન છે એવા અજ્ઞાનને અવિદ્યા કહે છે. ( अज्ञान શબ્દ જુઓ. )

**अविद्या** (પાંતજલમતે) अतस्मिंस्तद्बुद्धिरविद्या । તદ્‌ભાવથી રહિત પદાર્થમાં જે તદ્‌ભાવ બુદ્ધિ છે, તેનું નામ અવિદ્યા. તે બે પ્રકારની છેઃ (૧) કાર્યાવિદ્યા અને (૨) કારણાવિદ્યા.

૨. પાંચ કલેશમાંનો પહેલો કલેશ. એનેજ તુલા વિદ્યા કહે છે. આ અવિદ્યા ચાર પ્રકારની છેઃ—

(૧) અનિત્યમાં નિત્યત્વ બુદ્ધિ. જેમ, બ્રહ્મલોકાદિ અનિત્ય છે તેને નિત્ય માનવા.

(૨) અશુચિમાં શુચિત્વબુદ્ધિ. જેમ-દેહાદિ અશુચિ છે તેને શુચિ માનવા.

(૩) દુઃખ અને તેનાં સાધનોમાં સુખબુદ્ધિ તે સુખસાધનત્વ બુદ્ધિ. જેમ સ્રક્ (માળા), ચંદન, વનિતાદિ.

(૪) અનાત્મામાં આત્મત્વબુદ્ધિ. જેમ, દેહાદિમા.

**अविद्याद्वयम्**—બે પ્રકારની અવિદ્યાઃ (૧) મૂલાવિદ્યા અને (૨) તુલાવિદ્યા.

**अविद्यापर्वाणि पञ्च**—અવિદ્યાનાં પાંચ પર્વ વિભાગઃ—तमो मोहो महामोहस्तामिस्रो ह्यन्धसंज्ञकः ॥ (૧) તમ, (૨) મોહ, (૩) મહામોહ, (૪) તામિસ્ર, અને (૫) અંધતામિસ્ર.

**अविद्यावृत्तिरूप विपर्ययः** । साक्षादविद्योपादानावृत्तिः જેનું સાક્ષાત્ ઉપાદાન અવિદ્યા છે એવી વૃત્તિ તે અવિદ્યાવૃત્તિ; એ અવિદ્યાવૃત્તિએ કરેલું જે ઉલટું જ્ઞાન તે અવિદ્યાવૃત્તિરૂપ વિપર્યય-જેમ-છીપમાં રૂપાનું જ્ઞાન, ઇત્યાદિ.

**अविनाभाव**—વ્યાપ્તિ. ૨. સંબંધ માત્ર. ૩. સ્વદેશ વૃત્તિત્વ.

૪. व्याप्यनिष्ठव्यापकनिरूपितधर्मः । વ્યાપક વડે નિરૂપિત એવો વ્યાપ્યમાં રહેલો ધર્મ. જેમ-વ્યાપક જે અગ્નિ તેનાથી નિરૂપિત એવો વ્યાપ્તિરૂપ ધર્મ વ્યાપ્યરૂપ ધૂમમાં રહેલો છે.

**अविरोधः**—બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયનું નામ. શ્રુતિથી વિરોધી એવાં સ્મૃતિ, પ્રત્યક્ષ અને અનુમાનાદિ પ્રમાણો આભાસરૂપ છે;

માટે વેદાન્ત વાક્યોના સમન્વયમાં તે સ્મૃતિ વગેરે વિરોધી ન હોવાં તેને અવિરોધ કહે છે.

**અવ્યભિચારઃ**—નિયમ.

**અવ્યયઃ**—न विद्यते व्ययो (विनाशो) धर्मतः स्वरूपतोऽवयवतो यस्य सः । જે પદાર્થના ધર્મનો, સ્વરૂપનો કે અવયવનો નાશ નથી થતો તે પદાર્થ અવ્યય કહેવાય.

**અવ્યવહિતત્વમ્**—व्यवधानाभावत्वम् । અંતરાય વગરનું જેમ–'અવ્યવહિત પૂર્વક્ષણ' એટલે જે ક્ષણની વાત કરતા હોઇએ તેની પહેલાંનીજ પૂર્વક્ષણ; એ બન્ને ક્ષણો વચ્ચે કાંઈ છેટું કે વ્યવધાન ન જોઇએ.

**અવ્યાપ્તિ**—लक्ष्यैकदेशावृत्तित्वमव्याप्तिः । પોતાના લક્ષ્યના એક દેશમાં ( ભાગમાં ) લક્ષણનું જે ન હોવાપણું તે અવ્યાપ્તિ દોષ કહેવાય છે. જેમ–કોઇ માણસે ગાયનું લક્ષણ કરતાં કહ્યું કે 'જે કપિલા ( રાતા રંગની ) હોય તે ગાય.' હવે ગાયનું કપિલત્વ લક્ષણ બધી ગાયોમાં હોતું નથી પણ કોઇક ગાયમાંજ હોય છે. માટે એ લક્ષણ પોતાના લક્ષ્યરૂપ ગાયમાત્રમાં ન વર્તતાં તેના એક દેશરૂપ કોઈક ગાયમાં વર્તે છે, માટે એ લક્ષણ અવ્યાપ્તિ દોષવાળું છે.

૨. लक्ष्यवृत्तित्वे सति लक्ष्यतावच्छेदकसमानाधिकरणात्यन्ताभावप्रतियोगित्वम् । જે લક્ષણ લક્ષ્યમાં હોઇને લક્ષ્યતાનું જે અવચ્છેદક સમાનાધિકરણ તેમાં જે લક્ષણના અત્યંતાભાવનું પ્રતિયોગિપણું રહેલું હોય તે અવ્યાપ્તિ કહેવાય. આ વાત દૃષ્ટાન્ત વિના ઠીક સમજાય નહિ, માટે ધારો કે 'કપિલત્વ' એ ગાયનું લક્ષણ છે. એ લક્ષણ કપિલા ગાયમાં હોઇને, લક્ષ્યતા જે ગોત્વ, તેનું અવચ્છેદ સમાનાધિકરણ જે શ્વેત ગાય, તેમાં રહેલો કપિલત્વનો જે અત્યંતાભાવ, તેનું પ્રતિયોગી જે કપિલત્વ, તે જે લક્ષણમાં હોય તે અવ્યાપ્તિ દોષવાળું લક્ષણ છે.

**અવ્યાપ્યત્વમ્**—व्याप्याभाववद्वृत्तित्वम् । વ્યાપ્યના અભાવવાળા પદાર્થમાં રહેવાપણું.

**અવ્યાપ્યવૃત્તિગુણઃ**—જે ગુણ પોતાના આશ્રયરૂપ દ્રવ્યના કોઇક દેશમાં રહે અને કોઈક દેશમાં ન રહે. તે જેમ–શબ્દગુણ આકાશરૂપ વિભુ દ્રવ્યનો આશ્રિત છતાં પણ આકાશના કોઇ ભાગમાં હોય છે. અને કોઇ ભાગમાં નથી હોતો, માટે શબ્દ એ અવ્યાપ્યવૃત્તિ ગુણ છે. ( સર્વમૂર્ત દ્રવ્યોના સંયોગવાળા પદાર્થને વિભુ કહે છે. )

**અવ્યાપ્યવૃત્તિત્વમ્**—स्वात्यंताभावसमानाधिकरणत्वमव्याप्यवृत्तित्वम् । स्व એટલે શબ્દાદિક અવ્યાપ્યવૃત્તિ ગુણનું પોતાના અત્યંતાભાવની સાથે જે સમાનાધિકરણપણું તે શબ્દાદિમાં અવ્યાપ્ય વૃત્તિત્વ છે. જેમ–એકજ વિભુ આકાશમાં ભેરી અવચ્છિન્ન પ્રદેશમાં ઉત્પન્ન થયેલા શબ્દનો, તેજ આકાશમાં રહેલા ઘટાદિ અવચ્છિન્ન પ્રદેશમાં અત્યંતાભાવ રહે છે. તે પોતાના અત્યંતાભાવ સાથે શબ્દગુણનું સમાનાધિકરણ કહેવાય. એવું સમાનાધિકરણત્વ એ અવ્યાપ્ય વૃત્તિત્વ કહેવાય છે.

૨. જે બે દ્રવ્યોનો સંયોગ થાય, તે બે દ્રવ્યોના થોડાક ભાગમાં તે સંયોગ રહેતો હોય, અને થોડાક ભાગમાં સંયોગનો અભાવ રહેતો હોય (અર્થાત્ સંયોગ ન રહેતો હોય), એવા સંયોગને અવ્યાપ્યવૃત્તિ કહે છે. જેમ–વૃક્ષ અને વાનરનો સંયોગ અવ્યાપ્યવૃત્તિ છે. કેમકે વૃક્ષની ડાળ સાથે તેનો સંયોગ છે, પણ મૂળ સાથે નથી

**અવ્યુત્પન્નત્વમ્**—पदज्ञानरहितत्वम् । આ પદનો આ અર્થ છે, એવા પ્રકારના જ્ઞાન વિનાના હોવાપણું.

**અશાસ્ત્રીયદ્વૈતમ્**—કામક્રોધાદિદ્વૈત તે અશાસ્ત્રીય દ્વૈત કહેવાય છે. કેમકે એ દ્વૈત 'જ્ઞાન' નું વિઘાતક છે. ( શાસ્ત્રીય દ્વૈત ગુરુ શાસ્ત્રાદિક છે; તે 'જ્ઞાન' નું સાધક છે. )

**અશુક્લાકૃષ્ણકર્મ**—પુણ્ય પાપરહિત કર્મ ( એ ફક્ત યોગીઓનુંજ હોય છે. )

**अशुचित्वम्**—वैदिककर्मानर्हत्वप्रयोजको धर्मविशेषः। વૈદિક કર્મ કરવાની અયોગ્યતાનો હેતુ એવો કોઈ એક પ્રકારનો ધર્મ. ( જેમ-સૂતક વગેરે. )

**अशुद्धत्वम्**—व्याकरणादिलक्षणाननुसारित्वम्। વ્યાકરણાદિમાં કહેલાં લક્ષણને અનુસરતું જે ( પદ કે વાક્યાદિ ) ન હોય, તેમાં રહેલો જે દોષ તે અશુદ્ધત્વ.

૨. शास्त्रनिषिद्धानुष्ठानवत्त्वम्। શાસ્ત્રે નિષિદ્ધ કરેલા કાર્યના કર્તા હોવાપણું.

**अशुद्धिः**—कर्तृद्रव्यादेः स्पर्शनायनर्हतापादको दोषविशेषः। ( हेमाद्रौ ) યજ્ઞાદિ કર્મના કર્તા અને તેને માટે આણેલું જે દ્રવ્ય ( સામગ્રી-સાહિત્ય ) વગેરે, તેને સ્પર્શ કરવાની અયોગ્યતાને સંપાદન કરનારો કોઈક દોષ વિશેષ તે અશુદ્ધિ, ( એમ હેમાદ્રિમાં કહેલું છે. )

**अशुभवासना-अशुद्धवासना**—निषिद्धनिषिद्धसमाविद्याकर्मतत्संस्कारतत्फलसंस्काररूपा। આ લક્ષણમાં ચાર વાતો કહી છેઃ (૧) નિષિદ્ધ એટલે અકસ્માત્ કાગડો, બિલાડું વગેરે જોઈ જાય તે; (૨) નિષિદ્ધસમ એટલે તરણાં તોડવાં, ભોંય પર લીટા કરવા, પોતાના અંગ ઉપર તાલ વગાડવા, ઇત્યાદિ;(૩) નિષિદ્ધાવિદ્યા એટલે સ્ત્રીચિંતનાદિ; અને (૪)નિષિદ્ધ કર્મ એટલે પલાંડુ ભક્ષાદિ. એ ચારના સંસ્કાર, તથા તેથી પણ પહેલાં પૂર્વ જન્મે કરેલાં કર્મનાં ફળ જે જન્માન્તરમાં મળ્યાં હોય-જેવાં કે નરકવાસાદિ-તેના સંસ્કારો, એ અશુભ વાસનાનાં ઉદાહરણો છે. એનેજ અશુદ્ધ વાસના પણ કહે છે.

**अशौचम्**—विहितकर्मानधिकारित्वसम्पादकत्वम्। વિહિત કર્મ કરવાને અનધિકારીપણું સંપાદન કરનાર તે અશૌચ કહેવાય.

**अश्रद्धा**—गुरुशास्त्रोपदिष्टेऽर्थे इदमेवं न भवत्येवेति विपर्ययबुद्धिः। ગુરૂ અગર શાસ્ત્રે ઉપદેશ કરેલા અર્થમાં 'આ તો એમ નજ હોય' એવી અવળી બુદ્ધિ તે અશ્રદ્ધા.

**अष्टाङ्गयोगः**—આઠ અંગ ( સાધન ) જે યોગનાં છે તે અષ્ટાંગ યોગ કહેવાય છે. તે આઠ સાધનઃ-(૧) યમ, (૨) નિયમ, (૩) આસન, (૪) પ્રાણાયામ, (૫) પ્રત્યાહાર, (૬) ધારણા, (૭) ધ્યાન, અને (૮) સમાધિ.

**असंसक्तिः**—सविकल्पसमाध्यभ्यासेन निरुद्धे मनसि निर्विकल्पसमाध्यवस्था। જ્ઞાનની સાત ભૂમિકાઓમાંની પાંચમી ભૂમિકા. સવિકલ્પ સમાધિના અભ્યાસથી રોકાયલા મનમાં નિર્વિકલ્પ સમાધિની અવસ્થાને 'અસંસક્તિ' કહે છે. આ અવસ્થામાં સુષુપ્તિની પેઠે ભેદાદિકનું વિસ્મરણ થવાથી એને સુષુપ્તિ પણ કહે છે. આ અવસ્થામાંથી યોગી પોતાની મેળે વ્યુત્થાનને પામે છે ( જાગ્રત થાય છે. )

**असंसर्गाग्रहः**—અસંસર્ગ એટલે બાધ ગ્રહણ અથવા પ્રતિબંધકનું ગ્રહણ; તેનો અભાવ એટલે બાધનું ગ્રહણ ન કરવું અથવા પ્રતિબંધકનું ગ્રહણ ન કરવું તે અસંસર્ગાગ્રહ કહેવાય. બે પદાર્થના ભેદના અજ્ઞાનને પણ અસંસર્ગાગ્રહ કહે છે.

**असतख्याति**—असतः ( शून्यस्य ) एवाध्यस्तपदार्थाकारेण भानम्। શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધોને મતે જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, એ સર્વ અસત્ છે, એટલે વાંઝણીના છોકરાની પેઠે તેમનું અસ્તિત્વજ નથી. એ રીતે અસત્ છીંપમાં અસત્ રૂપાનું જ્ઞાન ઉપજે છે, માટે તેને 'અસતખ્યાતિ' કહે છે.

૨. કેટલાક ( તાંત્રિક વગેરે ) ને મતે છીંપ વગેરે વ્યવહારિક પદાર્થ અસત્ નથી, પણ છીંપમાં જે રૂપું જોવાય છે, તે અસત્ છે. માટે 'આ રૂપું' એવું જ્ઞાન અસત્ રૂપાને વિષય કરે છે, અને છીંપનું જ્ઞાન થયા પછી, અમને છીંપમાં અસત્ રૂપું પ્રતીત થયું-અમને છીંપમાં રૂપું દેખાયું તે અસત્ હતું-એવો અનુભવ થાય છે, માટે એ અસત્ ખ્યાતિ કહેવાય છે.

**असत्यत्वम्**—वस्तुस्वभावविरोधिधर्मत्वम्। જે વસ્તુનો જે ધર્મ છે, તેનાથી વિરોધી ધર્મ તે વસ્તુમાં માનવાપણું તે અસત્યત્વ.

**असत्त्वम्**—सर्वदेशकालसंबंधिनिषेधप्रतियोगित्वम्। સર્વ દેશ અને સર્વ કાળના સંબંધવાળા પદાર્થના અભાવનું જે પ્રતિયોગીપણું તે. ( વે. સિ. લેશ. )

૨. क्वचिदप्यधिकरणे सत्त्वेनाप्रतियमानम्। કોઇ પણ અધિકરણમાં સતપણા વડે ન જણાવાપણું. ( અદ્વૈતદીપિકા. )

૩. सद्वैलक्षण्ये सत्यपरोक्षप्रतीति विषयत्वम्। સતથી વિલક્ષણ છતાં અપરોક્ષ પ્રતીતિનો વિષય હોવાપણું. ( અદ્વૈતસિદ્ધિ. )

૪. प्रागभावप्रतियोगित्वम्। જે પ્રાગભાવનું પ્રતિયોગી હોય તે અસત્. ( ન્યા. )

**असत्त्वापादकावरणम्**—( कूटस्थः ) नास्तीत्यसत्त्वापादनप्रयोजकीभूतमावरणम्। જે આવરણ (કૂટસ્થ) નથી એવી રીતે (કૂટસ્થનું) અસત્ત્વ સ્થાપિત કરવામાં હેતુભૂત થાય છે તે.

૧ **असदावरणम्**—'કૂટસ્થ નથી' એવા પ્રકારનું આવરણ તે. ( આવરણ બે પ્રકારનું છેઃ (૧) અભાનાવરણ અને (૨) અસદાવરણ તેમાંથી અસદાવરણનો અર્થ ઉપર કહ્યો છે. 'અભાનાવરણ' નો અર્થ તે શબ્દમાં જોવો. )

૨ **असदुत्तरम्**—स्वव्याघातकमुत्तरम्। પોતાનો પક્ષનુંજ ખંડન કરે એવો ઉત્તર તે અસદુત્તર કહેવાય.

૪ **असद्धेतुः**—સાધ્યની સિદ્ધિ ન કરે એવો હેતુ,

**असमवायिकारणम्**—જે પદાર્થ જે કાર્યના સમવાયી કારણમાં સમવાય સંબંધે કરીને, અથવા સ્વાશ્રય સમવાય સંબંધે કરીને રહેતો થકો તે કાર્યનો જનક થાય છે, તે પદાર્થ છે કાર્યનું અસમવાયી કારણ કહેવાય છે. જેમ—

ઉદા૦ (૧) તંતુઓનો સંયોગ પટરૂપ કાર્યનું અસમવાયી કારણ કહેવાય છે. તંતુઓ દ્રવ્ય છે અને સંયોગ ગુણ છે, માટે તંતુ એ સંયોગનું સમવાયી કારણ છે. અને ગુણ એ કોઈનું સમવાયી કારણ હોઈ શકે નહિ; પણ અસમવાયી કારણજ હોય છે, માટે પટરૂપ કાર્યનું સંયોગરૂપ ગુણ એ અસમવાયી કારણ છે. લક્ષણ આ રીતે ઘટે છેઃ—પટરૂપ કાર્યના તંતુરૂપ સમવાયી કારણમાં સંયોગગુણરૂપ પદાર્થ સમવાય સંબંધથી રહેલો છે, અને તેવી રીતે રહેલો હોઇને પટરૂપ કાર્યનો જનક થાય છે. માટે સંયોગ એ પટનું અસમવાયી કારણ છે.

ઉદા૦ (૨) જેમ તંતુઓમાં રૂપાદિક ગુણ, પટગતરૂપાદિત ગુણોના સમવાયી કારણરૂપ પટમાં, સ્વાશ્રય સમવાય સંબંધ વડે રહ્યા છે; અને એવી રીતે રહીને પટના રૂપાદિક ગુણોના જનક થાય છે, માટે તંતુઓના રૂપાદિક ગુણ પટના રૂપાદિક ગુણોનું અસમવાયી કારણ કહેવાય છે. સ્વ એટલે તંતુના રૂપાદિ ગુણ, તેનો આશ્રય તંતુઓ. તેનો સમવાય સંબંધ પટ સાથે, એ પટમાં તંતુઓના શ્વેતાદિક ગુણો રહેલા છે અને ત્યાં રહીને પટના શ્વેતાદિક ગુણોના જનક થાય છે, માટે તંતુના રૂપાદિક ગુણ પટના રૂપાદિક ગુણનું અસમવાયી કારણ છે. આવી રીતે પરંપરા સંબંધે કરીને તંતુના ગુણોની પટમાં સ્થિતિ સંભવે છે.

૨. समवायस्वसमवायिसमवायान्तरसम्बन्धेन समवायिकारणे प्रत्यासन्नत्वे सति ज्ञानादिभिन्नत्वे सति कारणमसमवायिकारणम्। જે પદાર્થ જે કાર્યના સમવાયિ કારણ વિષે સમવાય સંબંધ વડે રહેલો હોઈને, તથા આત્માના જ્ઞાનાદિક વિશેષ ગુણોથી ભિન્ન હોઈને, જે કાર્યના પ્રતિકારણ હોય છે, તે પદાર્થ તે કાર્યના પ્રતિ અસમવાયિ કારણ કહેવાય છે. આવું લક્ષણ કરવાથી અસમવાયિ કારણના બે વિભાગ સિદ્ધ થાય છે. તેમાં એક—અસમવાયિ કારણ તો પોતાના કાર્યના સમવાયિ કારણમાં સમવાય સંબંધથી રહીને તે કાર્યનું જનક થાય છે; અને બીજું અસમવાયિ કારણ તો પોતાના કાર્યના સમવાયિ કારણમાં સ્વસમવાયિ સમવાય સંબંધથી રહીને તે કાર્યનું

જનક થાય છે. એમાંથી પહેલા અસમવાયિ કારણનું ઉદાહરણ નીચે પ્રમાણે છે:—

(૧) **પહેલું અસમવાયિ કારણ:—** જેમ તંતુઓનો સંયોગ પટરૂપ કાર્યના સમવાયિકારણરૂપ તંતુઓ વિષે સમવાય સંબંધે કરીને રહે છે; અને તે તંતુઓનો સંયોગ જ્ઞાનાદિ ગુણોથી ભિન્ન પણ છે; વળી તંતુઓનો પરસ્પર સંયોગ થયા વિના પટની ઉત્પત્તિ પણ થતી નથી, માટે એ તંતુ સંયોગ પટનું અસમવાયિ કારણ કહેવાય છે. બીજા ઉદાહરણો:—

કપાલોનો સંયોગ ઘટનું અસમવાયિ કારણ છે.

બે પરમાણુઓનો સંયોગ દ્વયણુકનું અસમવયિકારણ છે.

ત્રણ દ્વયણુકોનો સંયોગ ત્ર્યણુકનું અસમવાયિકારણ છે.

સર્વ જન્ય દ્રવ્યો પ્રતિ અવયવોનો સંયોગ એ અસમવાયિકારણ છે.

પાકજ રૂપાદિકોનું તેજ:સંયોગ અસમવાયિ કારણ છે.

ક્રિયાનું અભિધાનાખ્ય સંયોગ તથા નોદનાખ્ય સંયોગ અસમવાયિ કારણ છે.

સંયોગ, વિભાગ અને વેગ, એ ત્રણનું ક્રિયા અસમવાયિકારણ છે.

આદ્ય સ્યંદનરૂપ ક્રિયાનું દ્રવત્વ અસમવાયિ કારણ છે.

દ્વિતીયાદિક પતનનું તથા દ્વિતીયાદિક સ્યંદનનું (ટપકવાનું કે ઝરવાનું) વેગ એ અસમવાયિ કારણ છે.

સંયોગજ સંયોગનું સંયોગ અસમવાયિ કારણ છે

વિભાગજ વિભાગનું વિભાગ અસમવાયિ કારણ છે.

દ્વિત્વાદિ સંખ્યાનું એકત્વ સંખ્યા અસમવાયિ કારણ છે.

દ્વિપૃથક્ત્વાદિ પૃથક્ત્વનું એક પૃથક્ત્વ અસમવાયિ કારણ છે.

શબ્દનું સંયોગ, વિભાગ, શબ્દ, એ ત્રણ અસમવાયિ કારણો છે.

જ્ઞાનાદિક ગુણોનું આત્મમન: સંયોગ અસમવાયિ કારણ છે.

૨. **બીજું અસમવાયિ કારણ:—** પટાદિક અવયવીઓ વિષે રહેલા જે રૂપ, રસ, ગંધ, સ્પર્શ, એકત્વ સંખ્યા, પરિમાણ, એક પૃથક્ત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, સ્થિતિસ્થાપક, એ ગુણો છે. એનેજ કારણ ગુણોત્પન્ન કહે છે. ('કારણ ગુણોત્પન્ન' શબ્દ જુઓ.) તે પટાદિ અવયવીમાં રહેલા રૂપાદિક ગુણોનું તંતુ આદિક અવયવોના ગુણજ યથાક્રમે અસમવાયિ કારણ હોય છે. હવે તે રૂપાદિક અસમવાયિ કારણરૂપ પટાદિ કોમાં તે તંતુઆદિક અવયવોના રૂપાદિક ગુણ સમવાય સંબંધે કરીને રહેતા નથી, પણ તંતુ આદિકના રૂપાદિ ગુણ સ્વ-સમવાયિ સમવાય સંબંધે કરીનેજ તે પટાદિક અવયવીઓમાં રહે છે. (અહીંઆ 'સ્વ' શબ્દ વડે તંતુ આદિક અવયવોના રૂપાદિ ગુણ સમજવા.) તે રૂપાદિક ગુણોનું સમવાયિ કારણ જે તંતુ આદિક અવયવ છે, તે તંતુ આદિક અવયવો વિષે તે પટાદિક અવયવી સમવાય સંબંધે કરીને રહે છે. એ પ્રકારે તે પટાદિક અવયવીઓ વિષે સ્વસમવાયિ સમવાય સંબંધે કરીને રહેલા તે તંતુ આદિક અવયવોના રૂપાદિક ગુણ, તે પટાદિ અવયવીઓના રૂપાદિ ગુણોના યથાક્રમે જનક થાય છે, તથા તે જ્ઞાનાદિક ગુણોથી ભિન્ન પણ છે. માટે તંતુ આદિક અવયવોના રૂપાદિક ગુણ પટાદિક અવયવીઓના રૂપાદિક ગુણોનું અસમવાયિ કારણ કહેવાય છે.

પટના અસમવાયિ કારણના લક્ષણની તુરી, તંતુ સંયોગાદિક, નિમિત્ત કારણમાં અતિવ્યાપ્તિ થાય છે, તથાપિ જેમ અસમવાયિ

કારણના સામાન્ય લક્ષણમાં 'જ્ઞાનાદિ કોથી ભિન્નત્વ'નો નિવેશ કર્યો છે, તેમ પટકાર્યના અસમવાયિ કારણમાં 'તુરી' તંતુ સંયોગાદિથી ભિન્નત્વ'નો નિવેશ કરવો. અર્થાત્-पटसमवायिकारणे समवायसम्बन्धेन प्रत्यासन्नत्वे सति तुरीतंतुसंयोगभिन्नत्वे सति पटकारणं पटासमवायि कारणम्। એટલે, જે પદાર્થ પટના સમવાયિ કારણમાં (તંતુઓમાં) સમવાય સંબંધથી રહેલા (સંયોગ) હોઇને, તથા તુરી (કાંઠલો) તંતુ સંયોગથી ભિન્ન હોઇને પટનું કારણ થાય, તે પટનું અસમવાયિ કારણ કહેવાય આવું લક્ષણ કરવું.

**असंप्रज्ञातसमाधिः**—સર્વ વૃત્તિઓના નિરોધરૂપ સમાધિ અથવા જેમાં ધ્યેય વસ્તુની પણ સ્ફૂર્તિ રહેતી નથી તે.

**असम्बन्धः**—(जातिबाधकदोषः)-प्रतियोगितानुयोगितान्यतरसम्बन्धेन समवायाभावोऽसम्बधः। પ્રતિયોગિતા સંબંધે કરીને અથવા અનુયોગિતાસંબંધે કરીને જે સમવાયનો અભાવ છે તેનું નામ અસંબંધ જેમ-પૃથ્વી આદિક દ્રવ્યો વિષે ગુણ તથા કર્મ સમવાય સંબંધે કરીને રહે છે. તે ગુણકર્મના સમવાયના તે ગુણકર્મ પ્રતિયોગી છે, અને પૃથ્વી આદિક દ્રવ્ય અનુયોગી છે. માટે એ ગુણકર્મનો સમવાય પ્રતિયોગિતા સંબંધ વડે પૃથ્વી આદિક દ્રવ્યોમા રહે છે. પરંતુ સમવાય અને અભાવ એ બે પદાર્થો પોતે કોઈ પદાર્થમાં સમવાય સંબંધથી રહેતા નથી, તેમ સમવાય અને અભાવમાં બીજો કોઇ પદાર્થ સમવાય સંબંધથી રહેતો નથી. માટે સમવાય અને અભાવ બન્ને તે સમવાય નાં પ્રતિયોગી નથી તેમ અનુયોગી પણ નથી. એ રીતે તે સમવાય અને અભાવમાં પ્રતિયોગિતા સંબંધથી કે અનુયોગિતા સંબંધથી જે સમવાયનો અભાવ છે, તેનું નામ અસંબંધ છે. એ અસંબંધ દોષજ તે સમવાયત્વ તથા અભાવત્વના જાતિપણામાં બાધક છે.

૨. परस्परमन्वयाभावः। પરસ્પર અન્વયનો અભાવ તે.

**असम्भवः**—लक्ष्यमात्रावृत्तित्वमसम्भवः। જે લક્ષણ પોતાના લક્ષ્યમાત્રમાંજ રહેતું હોય તે લક્ષણ અસંભવ દોષવાળું જાણવું. જેમ, જેને એક ખરી હોય તે ગાય.' એવું લક્ષણ ગાયનું કરવામાં આવે તો તે અસંભવ દોષવાળું કહેવાય. કેમકે કોઇપણ ગાય એક ખરીવાળી હોય નહિ, માટે એ લક્ષણ ગાય માત્રને લાગુ પડતું નથી.

૨. लक्ष्यतावच्छेदकव्यापकीभूताभावप्रतियोगित्वम्। લક્ષ્યતાના અવચ્છેદકમાં વ્યાપક રૂપે રહેલા અભાવનું પ્રતિયોગિપણું તે અસંભવ જેમ-ઉપર કહેલા ગાયના લક્ષણમાં 'ગાય' લક્ષ્ય છે, અને લક્ષ્યતા 'ગોત્વ' છે. ગોત્વનું અવચ્છેદક 'એકશફત્વ' (શફ ખરી) છે. એ એક શફત્વના અભાવના પ્રતિયોગી એક શફત્વનો અસંભવ હોવાથી એકશફત્વ એ લક્ષણ અસંભવ દોષવાળું છે.

**असम्भावना**—बलवन्निषेधकोटिकसंशयोऽसम्भावना। 'અમુક વસ્તુ નથી' એવા નિષેધરૂપ જે મજબૂત સંશય તે અસંભાવના કહેવાય છે, અસંભાવના બે પ્રકારની છેઃ—(૧) પ્રમાણગતા અસંભાવના અને (૨) પ્રમેયગતા અસંભાવના.

**असाधारणकारणम**—कार्यतातिरिक्तधर्मावच्छिन्नकार्यतानिरूपितकारणताशालि असाधारणं कारणम्। કાર્યત્વ ધર્મથી અતિરિક્ત (ભિન્ન) જે ધર્મ છે, તે ધર્મ વડે અવચ્છિન્ન (વ્યાપ્ત-મર્યાદિત) જે કાર્યતા છે, તે કાર્યતાવડે નિરૂપિત (જણાવાયલી) જે કારણતા છે, તે કારણતાવાળો પદાર્થ અસાધારણ કારણ કહેવાય છે. જેમ કાર્યત્વ ધર્મથી અતિરિક્ત જે ઘટત્વ ધર્મ છે, તે ઘટતત્વ ધર્મવડે અવચ્છિન્ન જે ઘટમાત્ર નિષ્ટ (રહેલી) કાર્યતા છે, તે કાર્યતા વડે નિરૂપિત જે કારણતા છે, તે કારણતાવાળાં દંડ, ચક્ર, કુલાલ, કપાલ, કપાલ-

સંયોગ, આદિક છે. માટે તે દંડ, ચક્રાદિક, ઘટરૂપ કાર્યની પ્રતિ અસાધારણ કારણ કહેવાય છે. તેમજ પટરૂપ કાર્યનાં પણ તંતુ, તંતુ સંયોગ, તુરી (કાંઠલો), વેમ (સાળ), તંતુવાય (સાળવી), આદિક અસાધારણ કારણ છે. એ પ્રમાણે ઈશ્વિરાદિક નવ સાધારણ કારણો સિવાય જે જે કાર્યનું જે જે કારણ હોય તે તે કાર્યનું અસાધારણ કારણ કહેવાય છે.

**असाधारणत्वम्**—લક્ષણરૂપ ધર્મમાં લક્ષ્યતા અવચ્છેદક ધર્મનું સમનિયતપણું. જેમ, ગંધવત્ત્વ પૃથ્વીનું લક્ષણ છે. એ લક્ષણમાં લક્ષ્યતાનું અવચ્છેદક જે પૃથ્વીત્વ (સમનિયતત્વ શબ્દ જુઓ, તેનું સમનિયતપણું એટલે નિયમે કરીને હોવાપણું છે, એનું નામ અસાધારણપણું છે.

૨. तन्मात्रवृत्ति धर्मयुक्तत्वम् । જે પદાર્થનો જે ધર્મ હોય તે માત્ર તેજ પદાર્થમાં રહેતો હોય તે.

**असाधरणानैकान्तिकहेत्वाभासः**—सर्वसपक्षविपक्षव्यावृत्तो हेतुः असाधारणः । નિશ્ચિત સાધ્યવાળા જેટલા પક્ષ છે, તે સર્વે વિપક્ષોમાં તથા નિશ્ચિત સાધ્યાભાવવાળા જેટલા વિપક્ષો છે તે સર્વ વિપક્ષોમાં જે હેતુ આવૃત્તિ છે (એટલે રહેતો કે હોતો નથી), તે હેતુ સાધારણ અનૈકાન્તિક કહેવાય છે. જેમ–' शब्दः नित्यः शब्दत्वात् ।' 'શબ્દ નિત્ય છે, શબ્દત્વ ધર્મવાળો હોવાથી.' આ અનુમાનમાં નિત્યત્વ રૂપ સાધ્યના અનુભવમાં ઘટાદિક વિપક્ષ કહેવાય છે. એવા સપક્ષોમાં કે વિપક્ષોમાં શબ્દત્વ હેતુ રહેતો નથી. પણ કેવળ શબ્દરૂપ પક્ષમાંજ રહે છે. માટે એ શબ્દત્વરૂપ હેતુ અસાધારણનૈકાંતિક હેત્વાભાસ કહેવાય છે.

એ શબ્દત્વ હેતુમાં ઉપર કહ્યું તેમ સાધ્ય-વાળા પદાર્થમાં અવૃત્તિ (વ્યાવૃત્તિ) નો નિશ્ચય થવાથી સાધ્ય પદાર્થમાં વૃત્તિત્વરૂપ વ્યાપ્તિનું જ્ઞાન સંભવતું નથી, માટે એ અસાધારણ હેતુનું જ્ઞાન વ્યાપ્તિનું પ્રતિબંધક છે.

**असिद्धहेत्वाभासः**—આ હેત્વાભાસ ત્રણ પ્રકારનો છેઃ (૧) આશ્રયાસિદ્ધ, (૨) સ્વરૂપાસિદ્ધ, અને (૩) વ્યાપ્યત્વાસિદ્ધ. (આ ત્રણેના લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

**असिद्धिः**—(આસુરી સંપત્તિમાંની એક સંપત્) ધર્મ, જ્ઞાન, અને વૈરાગ્ય વગેરે પ્રાપ્ત ન થવાં તેને અસિદ્ધિ કહે છે.

**असुरभिगंधः**—प्रतिकूलवेदनीया गन्धः । જે ગંધ પ્રતિકૂળ છે એવું જ્ઞાન થાય તે ગંધ અસુરભિ કહેવાય છે.

**असूया**—गुणेषु दोषाविष्कारः । ગુણોમાં દોષ પ્રકટ કરવો તે અથવા– परकीयगुणेषु दोषारोपः । બીજાના ગુણમાં દોષમાં આરોપ કરવો તે.

**अस्तित्वम्**—(પદાર્થનો) કાળ સાથે સંબંધ તે અસ્તિત્વ.

**अस्तित्वविकारः**—૭ ભાવવિકારમાંનો બીજો ભાવ વિકાર. જન્મ પામ્યા પછી (ઉત્પન્ન થયા પછી) એ ક્ષણ જેટલો કાળ.

**अस्तेयः**—परस्वानपहरणम् । (બળત્કારથી અથવા છળકપટથી) પરાયા દ્રવ્યાદિક પદાર્થોનું હરણ ન કરવું તેનું નામ અસ્તેય.

૨. अदत्तादानरूपपरस्वापहरणराहित्यम् । 'કોઈ એ આપ્યાવિના લેવું' એ રૂપી પર–દ્રવ્ય હરણથી રહિતપણું તે.

**अस्थिरप्रज्ञाः**—પૂર્વ પુણ્યના યોગથી 'तत्त्वमसि' મહા વાક્યના શ્રવણથી જેને 'अहं ब्रह्मास्मि' એવું જ્ઞાન ઉપજે છે, પણ વિષયાસક્તિ વગેરેથી પાછું વિસારે પડે છે, એવું જ્ઞાન અસ્થિર પ્રજ્ઞા કહેવાય છે.

૨. સંશય, અસંભાવના, અને વિપરીત ભાવના સહિત જે જ્ઞાન તે અસ્થિર પ્રજ્ઞા કહેવાય છે.

**अस्थ्यादि पंचदशकम्**—હાડકાં અથવા પંદર વસ્તુઓનો સમૂહ–જેનાથી સ્થૂલ દેહ

નિર્માણ થયો છે તે. 'સંજ્ઞાદર્શ' માં એ પંદર આ પ્રમાણે ગણાવ્યાં છેઃ—"अस्थि चर्म कफः स्नायुः मज्जा मांसासृक्पूयिकाः। विण्मूत्रे वातपित्ते च शुक्रं मेदश्च शोणितम्॥ १॥ હાડકાં, ચામડી, કફ, સ્નાયુ, મજ્જા, માંસ. અશ્રુ, પીયા, વિષ્ટા, મૂત્ર, વાયુ, પિત્ત, વીર્ય, મેદ અને લોહી એ પંદર.

**अस्पष्टब्रह्मलिङ्गकत्वम्**—सम्भाव्यमानस्वारस्यजीवलिङ्गैरभिभूतब्रह्मलिङ्गकत्वम्। જે શ્રુતિઓમાં, એ શ્રુતિઓ જીવને અનુલક્ષીને કહેલી છે એવી રીતે જીવના લિંગનો આશય સંભવતો હોય અને તેથી કરીને બ્રહ્મનાં લિંગનો અભિભવ થતો હોય ત્યાં અસ્પષ્ટ બ્રહ્મલિંગવાળી શ્રુતિઓ જાણવી.

**अस्मिता**—अहंकारस्य सूक्ष्मावस्था। અહંકારની કારણરૂપ સૂક્ષ્મ અવસ્થા તે અસ્મિતા.

૨. अहंकारधर्मकाध्यासः। અહંકારના ધર્મવાળો અધ્યાસ.

बुद्ध्यादावभेदाभिमाननः। બુદ્ધિ વગેરેમાં અભેદ રૂપે અભિમાન.

૪. સાંખ્ય અને યોગશાસ્ત્રમાં એનેજ 'મહત્તત્વ' કહે છે.

૫. વેદાન્તીઓ એને 'સામાન્યાહંકાર' કહે છે.

૬. પાતંજલ યોગશાસ્ત્રમાં કહેલા પાંચ ક્લેશમાંને બીજો ક્લેશ તે અસ્મિતા.

૭. દ્રષ્ટા અને દૃશ્ય એ પરસ્પર અત્યંત ભિન્ન છે; તે બેનું અવિદ્યાકૃત 'હું છું' એ પ્રકારનું જે મિથ્યા તાદાત્મ્ય તે અસ્મિતા. (પાતં. યોગ.)

**अहङ्कारः**—अभिमानात्मिकान्तः करणवृत्तिः અભિમાન રૂપ અંતઃકરણની વૃત્તિ. ૨. (સાંખ્ય મતે) મહત્તત્વની વિકૃતિ (કાર્ય).

**अहङ्कारद्वयम्**—અહંકારના બે પ્રકાર. અભિમાનાત્મિકા ચિત્તવૃત્તિને અહંકાર કહે છે. તે સામાન્ય અને વિશેષ એવો બે પ્રકારનો છે; (૧) "હું" એવી સામાન્યાહંકાર વૃત્તિને સામાન્યાહંકાર કહે છે; અને (૨) 'હું બ્રાહ્મણ છું, ક્ષત્રિય છું,' ઇત્યાદિ અભિમાનાત્મિકા ચિત્તવૃત્તિને વિશેષાહંકાર કહે છે.

**अहंग्रहोपासना**—उपास्यस्वरूपस्य स्वाभेदेन चिन्तनम्। ઉપાસ્ય સ્વરૂપ અને હું એકજ છીએ એમ પોતાની સાથે ઉપાસ્યનું અભેદરૂપે ચિંતન તે અહંગ્રહોપાસના.

૨. એજ રીતે ધ્યેયનું પોતાની સાથે અભેદરૂપે ધ્યાન કરવામાં આવે ત્યારે તે अहंग्रहध्यान કહેવાય છે.

**अहिंसा**—वाङ्मनःकायैः सर्वभूतानामनभिद्रोहः। મન, વાણી અને કાયા વડે પ્રાણી માત્રનું અપીડન, તેનું નામ અહિંસા.

૨. प्राणवियोगप्रयोजकव्यापाराराहित्यम्। દેહથી પ્રાણનો વિયોગ થાય એવી યોજના કરનારા વ્યાપારથી રહિતપણું તે.

૩. अशास्त्रीयप्राणिपीडनाभावः। શાસ્ત્રીય વિધિથી જે પ્રાણીઓની હિંસા કરેલી છે તે સિવાય પ્રાણીને પીડા ન કરવી તે.

**आकरजं तेजः**—अनुमयन्धन तेज आकरजा પૃથ્વી અને જળ બન્ને જેનાં ઇંધન નથી તે તેજ 'આકરજ' કહેવાય છે. (આકર=ખાણ) હીરા, સોનું, રૂપું, ત્રાંબુ, વગેરે એવાં તેજ છે.

**आकारमौनम्**— अवचनमात्रमौनम्। મોઢેથી માત્ર બોલવું નહિ, એવું મૌન તે આકારમૌન કહેવાય.

**आकाशम्**—(બૌદ્ધ મત) આવરણનો અભાવ તે આકાશ.

૨. आवरणाभावाधिकरणम्। આવરણના અભાવનું જે અધિકરણ તે આકાશ.

૩, आवरणविरोध्यवकाशः। આવરણનો વિરોધી એવો અવકાશ તે આકાશ.

૪. शब्दसमवायिकारणमाकाशम्। શબ્દનું જે સમવાયિ કારણ તે આકાશ.

૫. शब्दगुणकमाकाशम्। શબ્દ જેનો ગુણ છે તે આકાશ.

**आकाशगुणाः**-(૧) સંખ્યા, (૨)પરિણામ (૩) પૃથક્ત્વ, (૪) સંયોગ, (૫) વિભાગ, અને (૬) શબ્દ એ છ ગુણો આકાશમાં રહે છે. ( ન્યાય મતે. )

**आकाशद्रव्यम्**—આકાશ દ્રવ્ય એક છે, નિત્ય છે અને વિભુ છે. આકાશને કોઈ શરીર કે વિષય નથી, પરંતુ શબ્દ ગુણને ગ્રહણ કરનારૂં શ્રોત્ર ઇંદ્રિય એ આકાશનું ઇંદ્રિય છે.

**आकाशप्रकृतयः पंच**—આકાશની પાંચ પ્રકૃતિઓ કે આકાશના પાંચ ગુણો-જેમ-મત્સર, લોભ, મોહ, કામ અને ક્રોધ. કોઈ વળી રાગ, દ્વેષ, ભય, લજ્જા અને મોહ એ પાંચ આકાશના ગુણ છે એમ કહે છે. ( સંજ્ઞાદર્શ. )

**आकाशभेदौ** (जैनमते)—લોકાકાશ અને અલોકાકાશ એમ બે પ્રકારનું આકાશ છે. તેમાં અધોદેશ વિષે સ્થિત જે આકાશ છે તે 'લોકાકાશ કહેવાય છે; અને ઊર્ધ્વ દેશ વિષે સ્થિત જે આકાશ છે, તે 'અલોકાકાશ' કહેવાય છે. લોકાકાશ એ બદ્ધ જીવોને રહેવાનું સ્થાન છે અને અલોકાકાશ એ મુક્ત જીવોને રહેવાનું સ્થાન છે.

**आकाशलक्षणम्**—शब्दसमवायिकारणमाकाशम्। શબ્દનું સમવાયી કારણ તે આકાશ.

**आकाङ्क्षा**—येनपदेन विना यत्पदस्याननुभावकत्वं, तत्पदेन तत्पदसमभिव्याहारः आकाङ्क्षा। જે પદ વિના જે પદની શાબ્દબોધ જનકતા નથી હોતી તે પદની સાથે જે તે પદનું ઉચ્ચારણ (બોલવું) તેનું નામ આકાંક્ષા. જેમ-'घटमानय' (ઘડો લાવો) એમાં ઘટ પદની પછી अम् એ વિભક્તિપદ છે, તેમાં કેવળ ઘટ બોલવાથી ઘટ વિષે કર્મતા રહેલી છે એવો બોધ થતો નથી, માટે ઘટ પદને પોતાનાથી અવ્યવહિત ઉત્તરવૃત્તિ अम् પદની આકાંક્ષા છે; તેમ अम् પદને પણ પોતાનાથી અવ્યવહિત પૂર્વવૃત્તિ ઘટ પદની આકાંક્ષા છે, એજ રીતે आनय વચનમાં પણ आ જેની પૂર્વે છે એવા नी ધાતુને પોતાની પછી અવ્યવહિત આખ્યાત પદની આકાંક્ષા છે. તથા તે આખ્યાત પદને પણ પોતાની પૂર્વે आ વાળા नी ધાતુની આકાંક્ષા છે. એ આકાંક્ષા જ્ઞાન શાબ્દબોધનો હેતુ છે. અર્થાત્ अम् આદિ વિભક્તિ પદ અવ્યવહિત ઉત્તરત્વ સંબંધે કરીને ઘટ આદિક પદવાળું છે, તથા આખ્યાત પદ અવ્યવહિત ઉત્તરત્વ સંબંધે કરીને ધાતુ પદવાળું છે. એ પ્રકારનું આકાંક્ષા જ્ઞાન ઘટ વિષયક કર્મતા તથા આણવાને અનુકૂળ કૃતિ, એ પ્રકારના શાબ્દબોધનો હેતુ છે.

૨. येनपदेन विना यस्य पदस्यानवबोधाजनकत्वं तेन तस्य समभिव्याहारः आकाङ्क्षा। જે પદ વિના જે (બીજા) પદના અન્વય બોધની ઉત્પત્તિ થતી ન હોય, તે પદની સાથે તે બોલવું તે. જેમ-'કમાડ' એટલું કહેવાથી અન્વયબોધ થતો નથી માટે તેની સાથે 'બંધ કર' એ પદને બોલવું પડે છે, તે આકાંક્ષા છે.

૬. अन्वयानुपपत्तिराकाङ्क्षा। જે પદનો જે પદના વિના અન્વય સંભવતો નથી, તે પદ તે પદની સમીપમાં બોલવું પડે છે તેને સમભિવ્યાહાર કહે છે. એ સમભિવ્યાહાર તે આકાંક્ષા. જેમ-'ઘડો લાવો' એમાં બન્ને પદો એકબીજાની આકાંક્ષા રાખે છે.

**आकुंचनं** ( कर्म )—अभिमुखदेशसंयोगासमवायिकारणं कर्म आकुंचनम्। મૂર્ત દ્રવ્યનો અભિમુખ દેશની સાથે જે સંયોગ થાય છે, તે સંયોગનું અસમવાયિ કારણરૂપ જે મૂર્ત દ્રવ્યનું કર્મ છે, તેને આકુંચન કહે છે. જેમ શરીરનાં હાથપગ વગેરે સંકોચ કરવાથી તે અંગોનો સન્નિકૃષ્ટ (નજીકના) દેશ સાથે સંયોગ થાય છે. તે સંયોગનું અસમવાયિ કારણ હાથપગ વગેરે અંગોનું કર્મ છે; માટે હાથપગ વગેરે અંગોનું તે કર્મ આકુંચન કહેવાય છે.

**आक्षेपः**—અનુમાન, અર્થાપત્તિ, સમાનવિત્તિવેદ્યત્વ એવા ત્રણ અર્થ 'આક્ષેપ' ના થાય છે. જેમ—

(૧) **મીમાંસકોને મતે**—ઘટ પદની ઘટત્વ જાતિમાં શક્તિ માનીએ તો, 'ઘટ' પદ સાંભળનારને પ્રથમ ઘટત્વનો બોધ થયા પછી આક્ષેપથી એટલે અનુમાનથી તેને 'ઘટ' વ્યક્તિનો બોધ થાય છે. જેમ–"ઘટત્વ એ વ્યક્તિને આશરે રહેલું છે; જાતિ છે માટે; ઘટત્વ જાતિની પેઠે."

(૨) **ભટ્ટપાદને માટે**—આક્ષેપનો અર્થ અર્થાપત્તિ છે. કેમકે જેમ દિવસે નહિ ભોજન કરનારા પુરૂષના શરીરનું પીનત્વ, રાત્રીભોજન વિના સંભવતું નથી, માટે રાત્રીભોજનની કલ્પના કરાવે છે; તેમ ઘટત્વ જાતિ પણ ઘટ વ્યક્તિ વિના અનુપપન્ન (અસંભવિત) હોવાથી ઘટ વ્યક્તિની કલ્પના કરાવે છે. એ રીતે અર્થાપત્તિરૂપ આક્ષેપવડે ઘટ વ્યક્તિનું જ્ઞાન થાય છે.

(૩) **ગુરૂને મતે**—આક્ષેપનો અર્થ સમાનવિત્તિવેદ્યત્વ છે. જાતિ અને વ્યક્તિ બન્નેમાં જે એક જ્ઞાનની વિષયતા છે, તેને સમાનવિત્તિવેદ્યત્વ કહે છે. અર્થાત ઘટ પદથી એકકે વખતે ઘટત્વ જાતિ ઘટ વ્યક્તિ બંનેનો બોધ થાય છે. માટે સમાનવિત્તિવેદ્યત્વ એવો આક્ષેપનો અર્થ છે.

૪. स्वयमुक्तस्यार्थस्य किञ्चिन्निमित्तमभिसन्धाय प्रतिषेधः आक्षेपः । પોતે કહેલા અર્થનો કાંઇક લગાર નિમિત્ત આગળ કરીને નિષેધ કરવો તે આક્ષેપ.

**आख्यातित्वम्**–सुब्भिन्नत्वे सति संख्याबोधकप्रत्ययत्वम् । સુપ્ વગેરે પ્રત્યયોથી ભિન્ન હોઇને સંખ્યાબોધક પ્રત્યયપણું.

**आख्यानम्**—पूर्ववृत्तकथनम् । પૂર્વે બનેલી વાતનું કથન.

૨ स्वयं दृष्टार्थकथनम् । પોતે જોયેલા અર્થનું કથન.

**आख्यापकः**–परोक्तस्यान्यत्रकथकः । બીજાએ કહેલી વાતને બીજી જગોએ કહેનારો.

**आख्यायिका**— उपलब्धार्थबोधिका । પ્રાપ્ત થયેલા અર્થનો બોધ કરનારી વાત.

**आगमप्रमाणम्**–शाब्दप्रमाकरणम् । શાબ્દી પ્રમાનું જે કરણ તે–શબ્દપ્રમાણ.

૨ आप्तोक्तार्थविषयिणीशब्दजन्यावृत्तिः । આપ્ત પુરૂષે કહેલા અર્થવિષયક એવી શબ્દથી ઉત્પન્ન થયેલી વૃત્તિ.

**आगामिकर्म**—તત્ત્વજ્ઞાન થયા પછી કરેલાં કર્મને આગામી કર્મ કહે છે, અથવા વર્તમાન જન્મમાં કરેલાં કર્મને પણ આગામી કર્મ કહે છે.

**आचार्य**—मतस्थापकः । કોઈ પણ મતનું સ્થાપન કરનાર.

૨ मन्त्रव्याख्याकृत । વેદના મંત્રોની વ્યાખ્યા કરનાર.

૩ आचिनोति च शास्त्रार्थमाचारे स्थापयत्यपि ।
स्वयमप्याचरेद्यस्तु स आचार्य इति स्मृतः ॥१॥
જે શાસ્ત્રાર્થનું શોધન કરી તેનો સંગ્રહ કરે, તે શાસ્ત્રાર્થને આચારમાં મૂકે અને પોતે પણ તે પ્રમાણે આચરે તે આચાર્ય કહેવાય.

**आज्ञा**—निकृष्टस्य भृत्यादेः कृत्यादौ प्रवृत्त्यर्थव्यापारः । પોતાનાથી ઉતરતા દરજ્જાના જે ભૃત્ય વગેરે, તેમને કૃત્ય વગેરેમાં પ્રવૃત્ત કરવા માટે જે વ્યાપાર તે.

**आज्ञाकारी**— आज्ञानुसारेण कर्मकर्त्ता । આજ્ઞાને અનુસરીને કર્મનો કરનારો તે.

**आज्ञाभङ्गः**—स्वविषयेषु प्रचाराभावः । આજ્ઞા કરીને કહેલા એવા પોતાના વિષયોમાં પ્રવૃત્તિ ન કરવી તે.

**आत्मख्यातिः**—(વિજ્ઞાનવાદીઓને મતે) विज्ञानात्मन एवाध्यस्तपदार्थाकारेण भानम् ।શરીરની અંદર રહેલું ક્ષણિક વિજ્ઞાન એ આત્મા છે. તે વિજ્ઞાનરૂપ આત્માથી ભિન્ન કોઈ અંતર્બહિર્ પદાર્થ છેજ નહિં. પણ બધા પદાર્થો તે વિજ્ઞાનના આકાર વિશેષ છે. માટે છીપમાં

જે રૂપું દેખાય છે, તે રૂપું પણ અંતર્વિજ્ઞાનનો ધર્મ છે. તે અંદરનું રૂપુંજ દોષના બળથી બાહેર હોય તેમ દેખાય છે, અને છીંપનું જ્ઞાન થવાથી 'આ રૂપું નથી' એવું જે જ્ઞાન થાય છે, તેથી કાંઈ રૂપાનો સ્વરૂપનો બાધ થતો નથી. પણ તે રૂપામાંથી 'આ' એવો બાહ્યપણાનો નાશ થાય છે, માટે એ આત્મખ્યાતિ છે.

**आत्मगोचरा**—આત્માને વિષય કરનારી આંતરપ્રત્યક્ષપ્રમા.

**आत्मघाती**–व्यापादयेद्य आत्मानं स्वयं योऽग्न्युदकादिभिः। अवैधेनैव मार्गेण ह्यात्मघाति स उच्यते ॥१॥ જે મનુષ્ય પોતાની મેળે અગ્નિ કે જળ આદિવડે પોતાનું મૃત્યુ કરે છે, અને તે પણ શાસ્ત્રવિધિને છોડીને, ત્યારે તે આત્મહત્યારો કહેવાય છે.

**आत्मज्ञानम्**—બ્રહ્મથી અભિન્નપણાવડે પોતાના આત્માનું 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન.

**आत्मत्रयम्**—ત્રણ પ્રકારનો આત્મા, જેમ, (૧) જાણનાર રૂપે અહંકારાવચ્છિન્ન જે ચૈતન્ય છે તેને 'જ્ઞાનાત્મા' કહે છે.

(૨) સર્વે વ્યાક્તાઓમાં વ્યાપી રહેલા ચૈતન્યને 'મહાનાત્મા' કહે છે.

(૩) સર્વ ઠેકાણે અંતર્બહિર્ભાવથી અનુગત ચૈતન્યને શાન્તાત્મા કહે છે.

બીજી રીતે પણ આત્મા ત્રણ પ્રકારનો કહેવાય છેઃ-(૧) પુત્રાદિને 'ગૌણાત્મા', (૨) દેહાદિને 'મિથ્યાત્મા', અને (૩) કૂટસ્થને 'મુખ્યાત્મા' કહે છે.

**आत्ममदः**—अहङ्कारभरितस्य विद्यादिभिः ममसमः को वेति प्रज्ञाहेतुर्मदः। અહંકારથી ભરેલો મનુષ્ય જે એમ જાણે કે વિદ્યા વગેરેમાં મારો બરોબરીઓ બીજો કોણ છે? એવા જ્ઞાનનો હેતુ જે મદ તે આત્મમદ કહેવાય છે.

**आत्मशुद्धिः**—પાપ કર્મોનો ક્ષય.

**आत्मा**—ज्ञानाद्यधिकरणमात्मा। જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન એ ત્રણ ગુણોનું અધિકરણ હોય તે દ્રવ્ય આત્મા કહેવાય છે.

आत्मत्वजातिमानात्मा। જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને આત્મત્વ જાતિવાળું હોય તે દ્રવ્ય આત્મા કહેવાય છે.

૩. अमूर्तसमवेतद्रव्यत्वा परजातिः। અમૂર્ત દ્રવ્યની દ્રવ્યત્વરૂપ અપરજાતિ.

૪. सर्वदेहेषु पूर्ण आत्मा। હું એવા જ્ઞાનનો જે વિષય તે આત્મા.

૫. अहंप्रत्ययविषयआत्मा। હું એવા જ્ઞાનનો જે વિષય તે આત્મા.

૬. यच्चाप्नोति यदादत्ते यच्चात्ति विषयानिह। यच्चास्य सन्ततो भावस्तस्मादात्मेति कथ्यते ॥१॥ જે વિષયોને પ્રાપ્ત કરે છે, જે વિષયોને ગ્રહણ કરે છે, જે વિષયોને ભોગવે છે, જે નિરંતર એક સરખો રહે છે, તે આત્મા કહેવાય છે.

૭. (બૌદ્ધમતે) હું, હું, એવી પોતાના સ્વરૂપ માત્રને પ્રકાશ કરનાર નિર્વિકલ્પ જ્ઞાનની ધારા, તે આત્મા. એનેજ આલયવિજ્ઞાન, આશય, અને ચિત્ત પણ કહે છે.

**आत्माद्वयम्**—આત્મા (૧) જીવાત્મા અને (૨) ઈશ્વરાત્મા, એમ બે પ્રકારનો છે. તેમાં જીવાત્મા અનેક છે, નિત્ય છે અને વિભુ છે; અને ઇશ્વરાત્મા એક છે, નિત્ય છે અને વિભુ છે.

**आत्माश्रयः**—अव्यवधानेन स्वापेक्षणं आत्माश्रयः। વ્યવધાન વિના જે પોતાને પોતાની અપેક્ષા છે, તેનું નામ 'આત્માશ્રય'.

પોતાના અધિકરણમાં પોતાની અપેક્ષા પોતાના જ્ઞાનમાં પોતાની અપેક્ષા, પોતાની ઉત્પત્તિમાં પોતાની અપેક્ષા, પોતાના સ્વામીપણાનાં પોતાની અપેક્ષા, પોતાની ઉપમામાં પોતાની અપેક્ષા, એ પ્રકારે આત્માશ્રય અનેક પ્રકારનો છે.

૨. स्वग्रहसापेक्षग्रहकत्वम् પોતે ગ્રહણ કરેલા વિષયની અપેક્ષાએ તેવાજ બીજા વિષયનું ગ્રહણ કરવાપણું.

૩. इतराव्यवधानेन स्वजनने कारणत्वेन स्वापेक्षणत्वम् । પોતાની ઉત્પત્તિમાં બીજા પદાર્થનું વચમાં વ્યવધાન ન છતાં કારણરૂપે જે પોતાની અપેક્ષા હોવાપણું તે આત્માશ્રય.

૪. स्वापेक्षापादकप्रसङ्गत्वम् । પોતાની સિદ્ધિમાં પોતાની અપેક્ષાનો પ્રસંગો આવી પડવાપણું તે આત્માશ્રય જેમ–જ્વરનું લક્ષણ કોઇએ કહ્યું કે "જ્વરના ઉપસર્ગયુક્ત જે રોગ તે જ્વર" હવે જ્વરના અજ્ઞાનવાળાને ઉદ્દેશીને જ્વરનું આ લક્ષણ કહેવાથી, પ્રથમ તો તેને જ્વરનુંજ જ્ઞાન નથી તો પછી તેને જ્વરના ઉપસર્ગનું જ્ઞાન કેવી રીતે થશે? માટે એ લક્ષણ આત્માશ્રય દોષવાળું છે.

**આત્માશ્રયાદિદોષષટ્કમ્**—આત્માશ્રય વગેરે છ દોષ (૧) આત્માશ્રય, (૨) અન્યોન્યાશ્રય, (૩) ચક્રિકા, (૪) અનવસ્થા, (૫) પ્રાગ્લોપ, અને (૬) અવિનિગમનો વિરહ. કોઇ પ્રમાણાભાવ નામે દોષ ઉમેરીને આત્માશ્રયાદિ સાત દોષ પણ છે.

**આત્યન્તિકદુઃખનિવૃત્તિઃ**—यादृशी दुःखनिवृत्तेरुत्तरं पुनर्दुःखान्तरं नोत्पद्यते तादृशी दुःखनिवृत्तिः । જે દુઃખની નિવૃત્તિ થયા પછી બીજું દુઃખ ઉત્પન્ન થતું નથી તે.

**આત્યન્તિકપ્રલયઃ**—ब्रह्मसाक्षात्कारनिमित्तकत्वे सत्यज्ञानसहितसकलभावकार्योच्छेदः । બ્રહ્મસાક્ષાત્કારના નિમિત્તથી અજ્ઞાન સહિત સકળ ભાવ કાર્યનો નાશ.

**આદેશઃ**—('આજ્ઞા' શબ્દ જુઓ.)

**આધારઃ**—अधिकरणम् । અધિકરણ કોઇ પદાર્થને રહેવાનું સ્થાન.

૨. अध्यस्तेन सहाभिन्नप्रतीतिविषयत्वम् । અધ્યસ્ત પદાર્થની સાથે અભિન્ન જ્ઞાનનો જે વિષય હોય તે.

૩. शबले संसृष्टतयाध्यस्तोऽधिष्ठानांशः । માયા સહિત બ્રહ્મમાં સંસર્ગ (સંબંધ) વડે અધ્યસ્ત એવો જે અધિષ્ઠાનનો અંશ તે આધાર.

૪. अतद्रूपोऽपि तद्रूपेणारोप्यबुद्धौ स्फुरन्नाधारः । જે પોતે આરોપ્યરૂપ ન હોઇને આરોપ્યરૂપે બુદ્ધિમાં સ્ફુરે છે તે આધાર જેમ છીપ પોતે રૂપારૂપે નથી તેમ છતાં બુદ્ધિમાં આરોપ્યરૂપે એટલે રૂપારૂપે દેખાય છે માટે છીપ એ આરોપ્ય રૂપાનો આધાર છે.

**આધિદૈવિકસ્તાપઃ**—देवान् यक्षराक्षसादीन् दिवः प्रभवान् वातवर्षातपशीतोष्णादीन् वाधिकृत्य–निमित्तीकृत्य जायमानस्तापः । યક્ષરાક્ષસ વગેરે દેવોના દેવોના અથવા આકાશમાંથી ઉત્પન્ન થયેલા વાયુ, વર્ષાદ, તડકો, ટાઢ, ગરમી, વગેરેના નિમિત્તથી જે પરિતાપ ઉત્પન્ન થાય તે. એનેજ આધિદૈવિક દુઃખ પણ કહે છે.

**આધિભૌતિકસ્તાપઃ**—भूतानि जरायुजाण्डजस्वेदजोद्भिज्जरूपाणि चौरवैरिवृश्चिककुक्कुरसिंहव्याघ्रमहिषपक्षिसर्पयूकदंशमशकनक्रमकरवृक्षशिलाप्रभृतीनि चराचरजातीयानि निमित्तीकृत्य जायमानस्तापः । જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્‌ભિજ્જરૂપ ભૂતો કહેવાય છે; જેવાં કે–ચોર, શત્રુ, વીંછી, કૂતરાં, સિંહ, વાઘ, પાડો, પક્ષી, સાપ, જૂ, ડાંસ, મચ્છર, મોટા મત્સ્ય, મગર, ઝાડ, પથરા, વગેરે. એ સ્થાવર જંગમ જાતનાં ભૂતોના નિમિત્તથી જે પરિતાપ થાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. એને આધિભૌતિક દુઃખ પણ કહે છે.

**આધ્યાત્મિકસ્તાપઃ**—शरीरमनसी अधिकृतजायमानस्तापः । શરીર અને મનને લીધે થયેલો તાપ (પીડા) તે. જેમ–તાવ વગેરે શરીરના વ્યાધિ અને શોક, પરિતાપ, વગેરે મનના આધિ; તે આધ્યાત્મિક તાપ કહેવાય છે. એ બે પ્રકારનો છે; શારીર અને માનસ.

**આનન્દઃ**—પ્રીતિ વગેરે વૃત્તિઅવચ્છિન્ન ચૈતન્ય તે આનંદ અવચ્છિન્ન કહેવાનું કારણ એ છે કે ચૈતન્યના જેટલા ભાગમાં પ્રેમવૃત્તિ વ્યાપેલી હોય તેટલો ચૈતન્યનો ભાગ આનંદ કહેવાય.

૨. સાત્વિક એકાગ્ર બુદ્ધિમાં પ્રતિબિંબિત સુખરૂપ આત્મા તે આનંદ; અથવા સુખરૂપ આત્મામાં પ્રતિબિંબિત વૃત્તિ તે આનંદ.

૩. જે સુખથી અધિક સુખ બીજું નથી, એવી સુખરૂપતાને આનંદ કહે છે.

૪. મારે કાંઇ જોઈતું નથી, હું પરિપૂર્ણ છું, એવી સંતોષાત્મક ચિત્તવૃત્તિ એ આનંદનું ઉપલક્ષણ છે.

**आनन्दत्रयम्**—ત્રણ પ્રકારનો આનંદ.

(૧) **બ્રહ્માનંદ**—દ્વૈતભાવ વગરનો, નિદ્રા ન હોય તે વખતનો, બ્રહ્માભિમુખ વૃત્તિથી વ્યંગ્ય જે આનંદ તે બ્રહ્માનંદ, નિજાનંદ, યોગાનંદ મુખ્યાનંદ, અદ્વૈતાનંદ, આત્માનંદ, એ બધાં એનાંજ નામ છે.

(૨) **વિષયાનંદ**—સ્રક્ (પુષ્પની માળાઓ) ચંદન, વનિતાદિ વિષયમાં એકાગ્ર થયેલી બુદ્ધિવડે વ્યંગ્ય આનંદ તે વિષયાનંદ વિદ્યાનંદનો પણ એમાંજ અંતર્ભાવ થાય છે.

(૩) **વાસનાનંદ**—બ્રહ્માનંદમાંથી વ્યુત્થિત થયેલાથી જે વાસના તે વાસનાનંદ.

**आनन्दमयकोशः**—ભોક્તાપણાની ઉપાધિરૂપ સુખાકાર અંતઃકરણ અજ્ઞાનપર્યંત આનંદમયકોશ કહેવાય છે. કોશની પેઠે આત્માને ઢાંકે છે તથા આનંદપ્રચુર છે, માટે આનંદમય કોશ કહેવાય છે.

૨. કેવળ અજ્ઞાનમય સ્થિતિરૂપ જે કારણ શરીર તેને આનંદમયકોશ કહે છે.

**आनुपूर्वित्वम्**—तदुच्चारणानन्तरोच्चारणविषयत्वम्। એકવાર વિષયનું ઉચ્ચારણ કર્યા પછી ફરી જે વિષયનું ઉચ્ચારણ કરવામાં આવે તે વિષયપણું.

**आनुभाविकाशक्तिः**—મીમાંસકોના મત પ્રમાણે કાર્યાન્વિત ઘટાદિક પદોમાં જે શક્તિ માનવામાં આવે છે તે 'આનુભવિકા શક્તિ' કહેવાય છે.

**आनुषङ्गित्वम्**—उद्देश्यान्तरप्रवृत्तस्य तत्कर्म नान्तरीयतया प्राप्तम्। એક કાર્યને માટે પ્રવૃત્ત થયેલાને બીજો પ્રયત્ન કર્યા સિવાય જ જે કાર્ય સંપન્ન થાય તે પણું. જેમ—ભિક્ષાને માટે ફરનાર જો ગાય જુએ, તો ભિક્ષાને માટે ફરતાં ફરતાં ગાયના દર્શનનો લાભ થાય તે આનુષંગિક લાભ કહેવાય.

**आन्तरदृश्यानुविद्धसमाधिः**—અંદરનાં દૃશ્યોથી મિશ્ર સમાધિ. અંતરનાં દૃશ્યો કામક્રોધાદિ છે, તેમનો હું દ્રષ્ટા છું, તથા તે કામક્રોધાદિકનાં હું અનુસ્યૂત છું, એવી જે સમાધિ એટલે એકતાનતા, અથવા બીજો વિચાર ન આવવા દેતાં એજ વિચારનું ચિંતન તે આંતરદશ્યાનુવિદ્ધસમાધિ કહેવાય છે.

**आन्तरनिर्विकल्पसमाधिः**— અંદરના ક્રોધાદિક દશ્યોની કલ્પના રહિત જે સમાધિ તે.

**आन्तरप्रपञ्चः**—કામક્રોધાદિ શરીરની (મનની) અંદરના વિકારો.

**आन्तरशब्दानुविद्धसमाधिः**-(મનની) અંદર રહેલા ક્રોધાદિકથી હું અસંગ છું, એવા શબ્દો સહિત જે સમાધિ તે આન્તર શબ્દાનુવિદ્ધસમાધિ કહેવાય.

**आन्तरसोपाधिकाध्यासः**—('अध्यारोप શબ્દ જુઓ.) હું કર્તા છું એવો કર્તૃત્વાદિક ભ્રમ એ આન્તરસોપાધિકાધ્યાસ કહેવાય છે, કેમકે કર્મરૂપે પરિણામ પામેલી અવિદ્યારૂપ ઉપાધિનું એ કાર્ય છે.

**आन्ध्यादित्रयम्**-આન્ધ્ય (આંધળાપણું), માન્દ્ય (મંદતા ઓછું દેખાવાપણું), અને પટુત્વ (સારૂં દેખાવાપણું) એ ત્રણે નેત્રના ધર્મ છે, તે તાદાત્મ્યાધ્યાસથી આત્મવસ્તુમાં ભાસે છે. એ અજ્ઞાન છે.)

**आपत्तिः**— सम्यग्वर्तनोपायानुपलम्भः। સારી રીતે વર્તન (વ્યવહાર)ના ઉપાયની અપ્રાપ્તિ. ૨, અડચણ. ૩. સિદ્ધાન્ત સિદ્ધ કરવામાં વિરોધિ અડચણ.

**આપાતજ્ઞાનમ્**—અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં અસમર્થ જ્ઞાન.

૨. अप्रामाण्यशङ्कास्पदं ज्ञानम् । અપ્રમાણરૂપ શંકા જેમાં હોય એવું જ્ઞાન.

**આપ્તઃ**—प्रयोगहेतुभूतयथार्थज्ञानवान् आप्तः । શબ્દનો પ્રયોગ કરવામાં હેતુભૂત જે યથાર્થ જ્ઞાન, તે યથાર્થ જ્ઞાનવાળો પુરૂષ આપ્ત કહેવાય છે.

૨. लोकवेदसाधारणं प्रतारणायजन्यहिताहितोपदेशकर्तृत्वे सति तद्भिन्नोपदेशाकर्तृत्वम् । કોઈને છેતરવા વગેરે જેમાં ન હોય એવો, લોક અને વેદ બન્નેને માન્ય હોય એવો જે હિતનો કે અહિતનો ઉપદેશ કરે તથા તેથી ભિન્ન ઉપદેશ ન કરે તે 'આપ્ત' કહેવાય.

**આભિમાનિકસુખમ્**— રાજ્યાધિપત્યના અથવા પાંડિત્યના ગર્વાદિકવડે જન્ય જે સુખ તે.

**આભિમુખ્યમ્**—आनुकूल्यार्थसम्मुखीभवनम् । અનુકૂળ અર્થપ્રતિ સમ્મુખ થવું તે.

**આભ્યાસિકસુખમ્**—સૂર્યાદિકને નમસ્કાર તથા આયાસ ( શ્રમ ) આદિક વડે જન્ય લાઘવ ( શરીરનું હલકાપણું ) રૂપ જે સુખ તે.

**આયુઃ**—जीवितावच्छिन्नः कालः । જીવતર વડે અવચ્છિન્ન ( વ્યાપ્ત કે મર્યાદિત ) કાળ તે આયુષ.

૨. प्राणधारणानुकूलो व्यापारः । પ્રાણ ધારણને અનુકૂળ વ્યાપાર.

**આયુર્વેદઃ**—आयुर्हिताहितं व्याधेर्निदानं शमनं तथा । विद्यते यत्र विद्वद्भिः स आयुर्वेद उच्यते ॥ १ ॥ જે વેદમાં આયુષ્યને હિતકારક શું છે અને અહિતકારક શું છે તે કહ્યું હોય, તેથીજ વ્યાધિનું નિદાન તથા વ્યાધિને શમાવવાના ઉપાય કહ્યા હોય; તેને વિદ્વાનો આયુર્વેદ કહે છે.

**આયુષ્કકર્મ**—( જૈન મતે ) તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ પર્યંત જીવનનું સંપાદક જે કર્મ છે આયુષ્ક કર્મ.

૨. સ્ત્રીના ઉદરમાં પુરૂષના શુક્રનું તથા સ્ત્રીના શોણિતનું જે મેલન છે, તેનું નામ આયુષ્ક કર્મ છે.

**આયોજનમ્**—(યજ્ઞયાગાદિકમાં) 'આયોજન' નામનું એક કર્મ છે.

**આરમ્ભઃ**—प्राथमिकव्यापारोपक्रमः । કાર્યના પ્રથમ વેપારની શરૂઆત.

स्वार्थं परार्थं वा कुटीपुस्तकादिसम्पादनव्यापारः । પોતાને માટે અથવા બીજાને માટે આશ્રમ, પુસ્તક વગેરે સંપાદન કરવાનો વ્યાપાર.

**આરમ્ભકકારણમ્**—अनेककारणसंयोगत्वे सति कार्यजनकं कारणम् । એકાદ કાર્ય થવામાં અનેક કારણોના સંયોગો છતાં તેમાંથી જે કાર્યનું જનક કાર્ય હોય તે.

**આરમ્ભકસંયોગઃ**—ઘટરૂપ દ્રવ્યના અસમવાયિ કારણરૂપ જે બે કપાલોનો સંયોગ તે આરંભક સંયોગ કહેવાય છે.

**આરમ્ભકોપાદનમ્**—અનેક દ્રવ્યો પરસ્પર જોડાઈને કાર્ય કરનારાં થાય, તે આરંભક ઉપાદાન દ્રવ્યો કહેવાય.

**આરમ્ભવાદઃ**—પ્રથમ ઈશ્વરેચ્છા વશાત્ પાર્થિવાદિ પરમાણુઓમાં ક્રિયા ઉત્પન્ન થાય છે અને તેથી દ્વયણુક ઉપજે છે; પછી ત્ર્યણુક, ચતુરણુક, એ ક્રમે કરીને ભૂતભૌતિક દ્રવ્યો ઉપજે છે, એને આરંભવાદ કહે છે.

**આરાદુપકારકાઙ્ગમ્**—द्रव्याद्यनुद्दिश्य केवलं विधीयमानं कर्म । દ્રવ્યાદિના ઉદ્દેશ વગર એકલુંજ જે કર્મ કરવાનો વિધિ છે, તે કર્મ આરાદુપકારકાંગ કહેવાય છે.

**આરોપઃ**—अतद्वति तत्प्रकारकज्ञानम् । જે પદાર્થમાં જે ન હોય, તે પદાર્થમાં 'તે છે' એવા પ્રકારનું જ્ઞાન. ભ્રમજ્ઞાન કે ભ્રાંતિજ્ઞાન.

**આર્થીભાવના**—प्रयोजनेच्छाजनितक्रियाविषयव्यापारः । પ્રયોજનની ઈચ્છા વડે જે ક્રિયાવિષય વ્યાપાર ઉપજ્યો હોય તે આર્થીભાવના.

**आर्यावर्त्तः**—विन्ध्यहिमाचलयोर्मध्यदेशः । હિમાલય અને વિંધ્યાચળ પર્વતની વચ્ચે આવેલો દેશ.

**आलयविज्ञानम्**—પ્રવૃત્તિવિજ્ઞાનનું ઉપાદાન કારણરૂપ તથા ઘટપટાદિ પદાર્થોને નહિ વિષય કરનારૂં એવું જે 'હું' 'હું' એવા પ્રકારનું વિજ્ઞાન તેને ( બૌદ્ધો ) આલય વિજ્ઞાન કહે છે.

૨. **आलयम्**—लयपर्यन्तस्थायि-विज्ञानम् । લય થતા સુધી જે વિજ્ઞાન કાયમ રહે છે તે આલય વિજ્ઞાન.

૪. 'હું' 'હું' એ પ્રકારનું વિજ્ઞાન તે આલય વિજ્ઞાન છે. એ આલય વિજ્ઞાન એજ આત્મા છે, અને તે ક્ષણિક છે, એવો યોગાચાર્ય નામે બૌદ્ધોનો મત છે. એનાંજ आशय, चित्त, અને आत्मा, એવાં પણ નામ છે.

**आलस्यम्**—प्रयत्नेन कर्तव्ये कार्ये श्रद्धावैधुर्येणोत्साहाभावः । પ્રયત્નથી કરવા જેવા કાર્યમાં શ્રદ્ધાહીનતાને લીધે જે નિરુત્સાહ તે આળસ.

**आलापनत्वम्**—परस्परकथोपकथनत्वम् । એકબીજાની સાથે વાતચિત કરવી તે.

**आलिङ्गनम्**—प्रीतिपूर्वकपरस्पराश्लेषः । પ્રીતિપૂર્વક પરસ્પર ભેટવું તે,

૨. अङ्गेनाङ्गसंयोजनत्वमालिङ्गनत्वम् । શરીરનાં અંગોની સાથે અંગોનો સંયોગ કરવો તે આલિંગન.

**आलोकसंयोगः**—ચાક્ષુષ પ્રત્યક્ષની સામગ્રીને 'આલોક સંયોગ' કહે છે.

**आवरणत्वम्**—अस्ति प्रकाशत इति व्यवहारयोग्ये नास्ति न प्रकाशत इति व्यवहारयोग्यत्वम् । 'છે, પ્રકાશે છે,' એવા વ્યવહારને યોગ્ય હોવા છતાં, 'નથી, અને નથી પ્રકાશતું' એવા વ્યવહારને યોગ્ય ગણાવાપણું.

**आवरणद्वयम्**—આવરણ બે પ્રકારનું છે: (૧) અભાવનાવરણ અને (૨) અસદાવરણ: (૧) વસ્તુનું ભાન ન થવા દેવામાં જે કારણ હોય તે અભાનાવરણ, અને વસ્તુ નથીજ, એવું ભાન ઉત્પન્ન થવામાં જે કારણ હોય તે અસદાવરણ.

**आवरणशक्तिः**—स्वाश्रयात्माद्यावरणानुकूलमज्ञाननिष्ठं सामर्थ्यम् । પોતાને આશ્રય આપનાર એવા આત્મા વગેરેને ઢાંકવાને ( તેનું જ્ઞાન ન થવા દેવાને ) અનુકૂળ એવું જે અજ્ઞાનમાં રહેલું સામર્થ્ય તે.

૨. આવરણની જનકશક્તિ. અર્થાત્ બ્રહ્મ નથી જણાતું, બ્રહ્મ નથી, એવા વ્યવહારની હેતુરૂપ શક્તિ તે આવરણ શક્તિ.

૩. સત્ત્વ અને રજોગુણથી નહિ દબાયેલો તમોગુણ તે આવરણ શક્તિ.

**आवृत्तिः**—भूय एकजातीयक्रियाकरणम् । ફરી ફરીને એકજ જાતની ક્રિયા કરવી તે.

૨. स्वस्थानस्थितस्य पुनरनुसन्धानम् । પોતાના સ્થાનમાં રહેલાનું ફરીને અનુસંધાન.

**आशयः** ( બૌદ્ધ મતે )—આલય વિજ્ઞાન. 'હું' 'હું' એવું કેવળ પોતાના સ્વરૂપ માત્રનું પ્રકાશ કરનારૂં જે નિર્વિકલ્પ જ્ઞાન ધારારૂપ આલયવિજ્ઞાન તે 'આશય' નામથી કહેવાય છે. 'ચિત્ત' અને 'આત્મા' પણ એનાંજ નામ છે.

૨. કર્મફળના ભોગથી ઉપજેલી વાસના તે આશય.

૩. ભોગને અનુકૂળ જે પૂર્વના સંસ્કાર, તે પણ આશય કહેવાય છે.

**आशीर्वादः**—પોતાના કે બીજાના ઇષ્ટ અર્થનું કથન કરવું તે.

**आशीर्वादमङ्गलम्**—परमेश्वरात् स्वस्य स्वशिष्यस्य वा वाञ्छितार्थप्रार्थनमाशीर्वादः । ગ્રંથકર્તા પુરૂષે પોતાના અથવા પોતાના શિષ્યના વાંચ્છિત પદાર્થની સિદ્ધિ માટે જે પરમેશ્વરની પ્રાર્થના કરવી તે આશીર્વાદ મંગળ કહેવાય.

**आश्रमचतुष्टयम्**—ચાર આશ્રમઃ-(૧) બ્રહ્મચર્ય, (૨) ગાર્હસ્થ્ય, (૩) વાનપ્રસ્થ અને (૪) સંન્યસ્ત.

**આશ્રયાસિદ્ધો હેત્વાભાસ:**—पक्षतावच्छेदकाभावको हेतुराश्रयासिद्धः। જે હેતુની પક્ષતાના અવચ્છેદક ધર્મનો અભાવ હોય છે, તે હેતુ આશ્રયાસિદ્ધ કહેવાય છે. જેમ—" गगनारविन्दं सुरभि, अरविन्दत्वात्, सरोजारविन्दवत्।" એટલે "આકાશનું કમળ સુગંધવાળું છે, કમળ છે માટે, જે જે કમળ હોય છે તે તે સુગંધવાળુંજ હોય છે, જેમ સરોવરમાં ઉત્પન્ન થયેલું કમળ 'કમળ' હોવાથીજ સુગંધવાળુંજ હોવું જોઇએ." આ અનુમાનમાં અરવિંદત્વરૂપ હેતુનું પક્ષભૂત જે ગગનારવિંદ છે, તેમાં ગગનીયત્વ રૂપ પક્ષતા અવચ્છેદક ધર્મ છે નહિ. ( અર્થાત્ દૃષ્ટાંતમાં આપેલા સરોવરના કમળમાં સરોજત્વરૂપ પક્ષાતાવચ્છેદક ધર્મ છે, તેમ આમાં કમળનો આશ્રય ગગન હોવાથી—અને ગગનમાં કમળની ઉત્પત્તિનો અસંભવ હોવાથી—પક્ષતા જે ગગનારવિંદ તેનો આશ્રયજ અસિદ્ધ છે. ) માટે ' અરવિંદત્વ ' રૂપ હેતુ આશ્રયાસિદ્ધ કહેવાય છે. વળી કમળમાં ગગનીયત્વના અભાવનો નિશ્ચય હોવાથી ગગનીયત્વ વિશિષ્ટ કમળ વિષે સુગંધની અનુમિતિ થતી નથી. માટે આશ્રયસિદ્ધ હેતુનું જ્ઞાન સાક્ષાત્ અનુમિતિનું પ્રતિબંધક છે.

**આશ્રવ:**—( જૈન મતે ) રૂપાદિ વિષયો તરફ જે નેત્રાદિ ઇંદ્રિયોની પ્રવૃત્તિ તે આશ્રવ.

**આશ્રિતત્વમ્**—કોઈક અધિકરણમાં કાલિક સંબંધથી ભિન્ન હોઇને સંયોગ સમવાયાદિ સંબંધ વડે રહેવું તેનું નામ આશ્રિતત્વ છે.

**આસક્તિ:**—विषयान्तरपरिहारेणैकविषयालम्बनम्। બીજા વિષયોને છોડી દેઈને એક વિષયનું જે આલંબન તે.

**આસત્તિ:**—यत्पदार्थेन सह यत्पदार्थस्यान्वयोऽपेक्षितस्तयोः पदयोरव्यवधानं आसत्तिः। જે પદના અર્થનો જે પદના અર્થ સાથે સંબંધ રૂપ અન્વય અપેક્ષિત હોય તે બે પદોનું જે અવ્યધાન એટલે અંતરાયથી રહિત સમીપપણું, તેનું નામ આસત્તિ. જેમ—'घटमानयत्वम्' ( તું ઘડો લાવ ) એ વચનમાં ઘટાદિક પદનો અર્થનો આનય ( લાવ ) આદિક પદના અર્થ સાથે અન્વય અપેક્ષિત છે, માટે તે ઘટાદિક પદોનું જે અવ્યવધાન છે, તેજ આસત્તિ છે. એ આસત્તિનું જ્ઞાન શાબ્દબોધનો હેતુ છે. જો આસત્તિના જ્ઞાનને શાબ્દબોધનો હેતુ ન માનીએ, તો જેમ—गिरिः ( પર્વત ) वह्निमान् ( અગ્નિવાળો ) भुक्तं ( ખાધું ) देवदत्तेन ( દેવદત્તે ) આ વચનથી પર્વત અગ્નિવાળો છે, દેવદત્તે ભોજન કર્યું છે, એવો શાબ્દબોધ થાય છે, તેમ गिरिर्भुक्तं वह्निमान् देवदत्ते ( પર્વત ખાધું અગ્નિવાળો દેવદત્તે ) એ વચનથી પણ શાબ્દબોધ થવો જોઈએ. પરંતુ આસત્તિના અભાવથી ઉક્ત શાબ્દબોધ થતો નથી; માટે આસત્તિના જ્ઞાનને શાબ્દબોધનો હેતુ માનવો જોઈએ.

૨. शक्तिलक्षणान्यतरसम्बंधेनाव्यवधानेन पदजन्यपदार्थोपस्थितिः। પદનો પોતાના અર્થની સાથે જે શક્તિરૂપ અથવા લક્ષણા રૂપ સંબંધ છે તે સંબંધ વડે વ્યવધાન રહિત પદજન્ય પદાર્થની જે સ્મૃતિ, તેને આસત્તિ કહે છે. જેમ ' ઘડો લાવો ' એમાં ' ઘડો ' શબ્દ વડે શક્તિરૂપ સંબંધથી ઘડારૂપ પદાર્થની સ્મૃતિ થાય છે; અને ' લાવો ' પદથી શક્તિરૂપ સંબંધ વડે લાવવાની ક્રિયાની સ્મૃતિ થાય છે. એ બે સ્મૃતિઓમાં વચમાં કાંઈ વ્યવધાન રહેતું નથી, માટે એ આસત્તિ કહેવાય છે.

**આસનમ્**—स्थिरसुखमासनम्। જેથી સુખે કરીને સ્થિર રહેવાય તે આસન. એ આસનના બે પ્રકાર છે: (૧) બાહ્ય, અને (૨) શરીર. તેમાં (૧) સર્વ વિક્ષેપથી રહિત સમભૂમિમાં પ્રથમ દર્ભાસન બિછાવવું, પછી તે ઉપર મૃગચર્મ બિછાવવું, પછી તે ઉપર કોમળ વસ્ત્ર બિછાવવું. એ **બાહ્ય આસન** છે. (૨) **શારીર આસન** ચોરાશી પ્રકારે થઈ શકે છે. તેમાં પદ્માસન, સ્વસ્તિકાસન,

ભદ્રાસન, વજ્રાસન અને વીરાસન, એ પાંચ મુખ્ય છે.

૨. सुखेनैव भवेद्यस्मिन्नजस्रं ब्रह्मचिन्तनम् । आसनं तद्विजानीयादन्यत्सुखविनाशनम् ॥१॥ જે સ્થિતિમાં સુખથી નિરંતર બ્રહ્મચિંતન થઇ શકે, તેને આસન જાણવું. બીજાં આસનો સુખનો નાશ કરનારાં છે.

**आसनफलम्**—द्वंद्वानभिघातः । શીતતાપ, સુખદુઃખ, આદિ વડે અભિઘાત ન થવો તે આસનનું ફળ છે.

**आसुरसम्पद्गुणाः**—આસુર સંપત્ નામના ગુણો તેત્રીશ છેઃ જેમ, (૧) કામ, (૨) ક્રોધ, (૩) લોભ, (૪) રાગ ( વિષયોમાં પ્રીતિ ), (૫) દ્વેષ, (૬) મદ, (૭) મોહ, (૮) માત્સર્ય, (૯) ગર્વ, (૧૦) ઇર્ષ્યા, (૧૧) અસૂયા, (૧૨) દંભ, (૧૩) દર્પ, (૧૪) અનૃત (અયથાર્થ વચન), (૧૫) પૈશુન ( પરોક્ષમાં બીજાનાં દૂષણ કહેવાં ), (૧૬) માન ( સર્વત્ર નહિ નમવાપણું ), (૧૭) જુગુપ્સા (પરનિંદા, ગુણવાનને પણ દોષી કહેવો), (૧૮) પ્રાણિપીડા, (૧૮) પરિવાદ ( સમક્ષમાં પરદૂષણ કહેવું ), (૨૦) અતિવાદ ( નિરર્થક ઘણું બોલવું ), (૨૧) પરિતાપ (વૃથા દુઃખચિંતન), (૨૨) અક્ષમા (દ્વંદ્વને ન સહેવાપણું), (૨૩) અધૃતિ (ઇંદ્રિયોના વિષયોમાં ચપળતા), (૨૪) અસિદ્ધિ ( ધર્મજ્ઞાન વૈરાગ્યાદિનો અલાભ ), (૨૫) પાપ કૃત્ય ( વેદ પ્રતિષિદ્ધ આચરણ ), (૨૬) હિંસા, (૨૭) અજ્ઞાન, (૨૮) પ્રાતિકૂલ્ય, (૨૯) વિવિત્સા (વિષયોને જાણવાની ઇચ્છા), (૩૦) પારુષ્ય (મન અને વાણીની કઠોરતા) (૩૧) સ્તેય (ચોરી), (૩૨) પરિગ્રહ (શરીરના નિર્વાહ માટે જોઇતું હોય તેના કરતાં અધિકનો સંગ્રહ), અને (૩૩) અશૌચ (શરીરની તથા મનની મલિનતા).

**आस्तिकत्वम्**—शास्त्राद्युक्तविषये विश्वासवत्त्वम् । શાસ્ત્ર વગેરેમાં કહેલા વિષયોમાં વિશ્વાસવાળા હોવાપણું.

**आहार्य** ( प्रत्यक्षम् )-स्वविरोधिधर्माधर्मितावच्छेदकं स्वप्रकारकं ज्ञानम् । यथा निर्वह्निः पर्वतो वह्निमानिति ज्ञानम् । અમુક ધર્મવાળા પદાર્થમાં તેનાથી વિરોધિ, એટલે તેમાં ન હોય એવા ધર્મનું, જ્ઞાન તે આહાર્ય જ્ઞાન, જેમ અગ્નિ વિનાના પર્વતમાં ‘ આ પર્વત અગ્નિવાળો છે ’ એવું જ્ઞાન તે ‘ આહાર્યપ્રત્યક્ષ ’ કહેવાય.

૨. बाधसमानकालीनेच्छाजन्यं ज्ञानम् । કોઈ પદાર્થના બાધનું જ્ઞાન અને તેની ઇચ્છાનું જ્ઞાન એકેજ વખતે થાય તે. જેમ, શિષ્યના ઉપર પ્રેમથી ચિંતામણિની બુદ્ધિ તે આહાર્ય જ્ઞાન છે.

**आहुतिः**—देवतोद्देशेन मन्त्रेणाग्नौ हविःप्रक्षेपः । દેવતાને ઉદ્દેશીને મંત્ર વડે અગ્નિમાં હુતદ્રવ્ય નાંખવું તે.

**इच्छा**—इच्छामीत्यनुभवविषयवृत्तिगुणत्वव्याप्यजातीमतीच्छा । હું ઇચ્છાવાળો છું, એ પ્રકારના અનુભવનો જે વિષય છે. તે વિષયમાં વર્તનારી તથા ગુણત્વ જાતિની વ્યાપ્ય જે ઇચ્છાત્વ જાતિ છે, તે જાતિવાળો ગુણ તે ઇચ્છા.

૨. इष्टसाधनताज्ञानजन्योऽभिलाषः । અમુક વસ્તુ મારા ઇષ્ટનું સાધન છે, એવા જ્ઞાનથી ઉત્પન્ન થયેલો જે અભિલાષ તે ઇચ્છા,

**इच्छागुणः**—(૧) નિત્ય ઇચ્છા અને (૨) અનિત્ય ઇચ્છા, એવો બે પ્રકારનો ઇચ્છા ગુણ છે. ઇચ્છા કેવળ આત્મા દ્રવ્યમાંજ રહે છે. તેમાં ઇશ્વરમાં ઇચ્છા ગુણ નિત્ય હોય છે તથા એક હોય છે; અને જીવાત્મામાં ઇચ્છા અનિત્ય હોય છે, તથા તે ફલેચ્છા અને ઉપાયેચ્છા એવા બે પ્રકારની હોય છે.

**इच्छाप्रारब्धम्**—યોગીઓ સ્વેચ્છાવડે ભિક્ષાભોજનાદિ કરે, તે ઇચ્છા પ્રારબ્ધ કહેવાય.

**इतरेतराश्रयः**—द्वयोरन्योऽन्यापेक्षणमितरेतराश्रयः । બન્નેને જે પરસ્પરની અપેક્ષા તેને ઇતરેતરાશ્રય કહે છે. એનેજ અન્યોન્યાશ્રય

પણ કહે છે. (પરસ્પરના અધિકરણમાં, જ્ઞાનમાં, ઉત્પત્તિમાં, સ્વામિપણામાં, ઉપમામાં પરસ્પરની અપેક્ષા, એ રૂપે ઇતરેતરાશ્રય અનેક પ્રકારનો છે.)

**इतिहासः**–पुरावृत्तप्रतिपादनम् । પૂર્વે બનેલી વાતનું પ્રતિપાદન.

૨. धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितं सति पूर्ववृत्तकथायुक्तत्वम् । ધર્મ, અર્થ કામ અને મોક્ષ, એ ચાર પદાર્થો સંબંધી ઉપદેશયુક્ત હોઇને જે પૂર્વે બનેલી કથાથી યુક્ત હોય તે.

**इन्द्रजालम्**–प्रत्यक्षतो मिथ्यार्थप्रदर्शनम् । મિથ્યા અર્થનું પ્રત્યક્ષ પ્રદર્શન.

૨. मन्त्रद्रव्यविशेषन्यतरसंयोगेनाद्भुतवस्तुदर्शकव्यापारत्वमिन्द्रजालत्वम् । મંત્ર કે કોઇ ખાસ દ્રવ્ય, એ બેમાંથી કોઈ એકના સંયોગથી અદ્‌ભુત વસ્તુ બતાવવાનો જે વ્યાપાર તે ઇંદ્રજાલ.

**इन्द्रियम्**–शब्देतरोद्भूत विशेषगुणानाश्रयत्वे सति ज्ञानकारणमनःसंयोगाश्रय इन्द्रियम् । જે દ્રવ્ય, શબ્દની ઇતર ઉદ્‌ભૂત વિશેષ ગુણોનો આશ્રય ન હોય, પણ જ્ઞાનના કારણરૂપ મનના સંયોગનો આશ્રય હોય, તે દ્રવ્ય ઇંદ્રિય કહેવાય છે.

ઘ્રાણ વગેરે છ ઇંદ્રિય ઉપર કહેલા લક્ષણવાળાં છે. ઉદા૦–ઘટાદિક દ્રવ્યોમાં રહેલા જે રૂપ રસાદિક ગુણો છે, તે રૂપાદિક ગુણ શબ્દ ગુણથી ઇતર છે તથા ઉદ્‌ભૂત પણ છે તથા વિશેષ ગુણ પણ છે. એ રીતે શબ્દેતર ઉદ્‌ભૂત વિશેષ ગુણોના આશ્રયરૂપ તે ઘટાદિક દ્રવ્ય છે; પણ ઘ્રાણાદિક છ ઇંદ્રિયો તો શબ્દેતર ઉદ્‌ભૂત વિશેષ ગુણોના આશ્રયરૂપ છે, એટલે ઇંદ્રિયોમાં શબ્દેતર ઉદ્‌ભૂત વિશેષ ગુણો રહેલા નથી અને જ્ઞાનનું કારણ જે મનનો ઇંદ્રિયો સાથે સંયોગ તે ઘટાદિકમાં નથી, પણ ઇંદ્રિયોમાં છે. માટે ઘ્રાણાદિક છ ઇંદ્રિયો જ્ઞાનના કારણરૂપ મનના સંયોગના આશ્રયરૂપ પણ છે. માટે ઘ્રાણાદિક ઉક્ત લક્ષણ સંભવે છે.

૨. आत्मान्यत्वे सति ज्ञानकारणमनःसंयोगाश्रय इन्द्रियम् । આત્માથી ભિન્ન હોઇને જે દ્રવ્ય જ્ઞાનના કારણરૂપ મનના સંયોગનું આશ્રય હોય તે ઇંદ્રિય. (જે નૈયાયિકો ત્વચા અને મનના સંયોગને જ્ઞાનનું કારણ માને છે તેમને મતે આ લક્ષણની ત્વચામાં અતિ વ્યાપ્તિ થશે. કેમકે ત્વચા આત્માથી અન્ય છે અને મનના સંયોગનું આશ્રય પણ છે; તે અતિવ્યાપ્તિ દૂર કરવાને "शब्देतरोद्भूतविशेषगुणानाश्रयत्वे सति ઇ૦" લાંબુ લક્ષણ કર્યું હતું. પણ જેઓના મતમાં ત્વચા અને મનનો સંયોગ જ્ઞાન માત્રનું કારણ નથી, પણ 'પુરીતતિ' નામે નાડીની બહારના દેશાવચ્છિન્ન આત્મ-મનનો સંયોગજ જ્ઞાનનું કારણ છે, તેમને મતે આ લક્ષણ સંભવે છે.)

**इन्द्रियाधिष्ठातृदेवतापञ्चदशकम्**—"दिग्वातार्क प्रचेतोऽश्विवह्नीन्द्रोपेन्द्रमृत्युकाः । तथा चन्द्रश्चतुर्वक्त्रोरुद्रः क्षेत्रज्ञ ईश्वरः । इन्द्रियाणामधिष्ठातृदेवाः पञ्चदशस्मृताः ॥१॥" **અર્થ**–દિશાઓ, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમારો, અગ્નિ, ઇંદ્ર, ઉપેન્દ્ર, મૃત્યુ (યમ), પ્રજાપતિ, ચંદ્રમા, બ્રહ્મા, રુદ્ર, ક્ષેત્રજ્ઞ (જીવ) અને ઇશ્વર, એ ક્રમે કરીને શ્રોત્ર, ત્વક્, અક્ષિ, રસના, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ, મન, બુદ્ધિ, ચિત્ત, ગર્વ (અહંકાર) અને તમસ્ એમના દેવતા છે.

**इष्टम्**—જે પદાર્થ પુરુષની ઇચ્છાનો વિષય હોય છે, તે પદાર્થને ઇષ્ટ કહે છે.

**ईश्वरः**–नित्यज्ञानाद्यधिकारणमीश्वरः । જે દ્રવ્ય નિત્ય એવાં જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્નનું અધિકરણ હોય તે ઇશ્વર કહેવાય. (ન્યાયમતે.)

૨. मायोपहितं चैतन्यमीश्वरः । માયા ઉપાધિવાળું ચૈતન્ય તે ઇશ્વર. (વેદાન્તમતે)

૩. मायाप्रतिबिम्बितं चैतन्यमीश्वरः । માયામાં પ્રતિબિંબિત ચૈતન્ય તે ઇશ્વર. (વેદાન્ત)

૪. त्रैकालिकबन्धशून्यत्वम् । ત્રણે કાળમાં જે બંધથી રહિત હોય તે ઇશ્વર.

૫. क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः । ક્લેશ કર્મ, વિપાક અને આશય, એ

ચારના સંબંધ વિનાનો પુરૂષ–વિશેષ તે ઇશ્વર. (યોગસૂત્ર.)

**ईश्वरगतगुणाः**—ઇશ્વરમાં (૧) બુદ્ધિ, (૨) ઇચ્છા. (૩) પ્રયત્ન, (૪) સંખ્યા, (૫) પરિમાણ, (૬) પૃથક્ત્વ, (૭) સંયોગ અને (૮) વિભાગ એવા આઠ ગુણો રહેલા છે.

**ईश्वरप्रणिधानम्**—પ્રણવનો જપ અને તેના અર્થનું ચિંતન; અથવા જીવ બ્રહ્મના એકત્વનું ચિંતન.

૨. सर्वकर्मणं भगवदर्पणम्। બધાં કર્મોનું પરમેશ્વરમાં અર્પણ કરવું તે.

૩. भगवद्भक्तिः–પરમેશ્વરની ભક્તિ.

**ईश्वरसाक्षिप्रत्यक्षम्**।—માયા ઉપાધિવાળું ચૈતન્ય તે ઇશ્વરસાક્ષી કહેવાય છે. તે ઇશ્વરસાક્ષીથી ઉત્પન્ન થતું જ્ઞાન તે ઇશ્વરસાક્ષી પ્રત્યક્ષ કહેવાય છે. (સાક્ષી શબ્દનો અર્થ લક્ષણા વડે જ્ઞાન એવો કરવો.)

**ईश्वराश्रयाप्रमा**—ईक्षणापरपर्यायस्रष्टव्यविषयाकारमायावृत्ति प्रतिबिम्बिताचित्। સૃષ્ટિના આદિ કાળમાં હવે પછી ઉત્પન્ન થનારા જગતને વિષય કરનારી [જાણનારી] જે માયાની વૃત્તિ છે તેને ઈક્ષણ કહે છે એવી માયાવૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય તે ઇશ્વરાશ્રયા પ્રમા કહેવાય છે.

**ईर्ष्या**—परश्रियामसहिष्णुत ' ८ પારકી લક્ષ્મી જોઈને તે ન સહન થવાપણું.

**उच्चारणम्**—कण्ठताल्वाद्यभिघातेन शब्दजनकव्यापारः। કંઠ, તાળવું, આદિક સ્થાનોમાં જીહ્વાદિનો અભિઘાત થવાથી જે શબ્દજનક વ્યાપાર ઉપજે છે તે ઉચ્ચારણ કહેવાય છે.

**उत्कर्षपरिमाणम्**—અધિક સખ્યાવાળા અવયવો વડે આરબ્ધ દ્રવ્યનું પરિણામ તે.

**उत्कृष्टमोक्षः**—મનુષ્યપણાની વિસ્મૃતિ પૂર્વક ઉપાસ્ય દેવપણાની પ્રાપ્તિ.

**उत्क्षेपणं** (कर्म)—ऊर्ध्वदेशसंयोगासमवायिकारणं कर्म उत्क्षेपणम। મૂર્ત દ્રવ્યનો જે ઊર્ધ્વ દિશાની સાથે સંયોગ થાય છે, તે ઊર્ધ્વદેશ સંયોગનું અસમવાયિ કારણ જે કર્મ છે તે કર્મ ઉત્ક્ષેપણ કહેવાય છે જેમ–ધાન્યનાં છાલાં દૂર કરવાને ધાન્યને ખાંડણિયામાં ઘાલીને માણસ હાથમાં સાંબેલું લઇ તેને (સાંબેલાને) ઉંચુ કરી પછી નીચે ખાંડણીયામાં ફેંકે છે. જ્યારે તે સાંબેલું ઉંચુ કરે છે ત્યારે હાથનો તથા સાંબેલાનો ઉંચેના દેશ સાથે સંયોગનું અસમાવાયકારણ હાથનું કર્મ છે; અને હાથના ઊર્ધ્વદેશ સાથે સંયોગનું અસમવાયિકારણ સાંબેલાનું કર્મ છે; અને હાથના ઉર્ધ્વદેશ સાથે સંયોગનું અસમવાયીકારણ હાથનું કર્મ છે. એવી રીતે ઊર્ધ્વ દેશના સંયોગના અસમવાયિ કારણરૂપ તે સાંબેલાના કર્મને તથા હાથના કર્મને ઉત્પેક્ષણ કહે છે. એવીજ રીતે અધોદેશના સંયોગના અસવાયિ કારણરૂપ સાંબેલાના તથા હાથના કર્મને અપક્ષેપણ કહે છે. ('अपक्षेपण : શબ્દ જુઓ.),

**उत्तम्भकत्वम्**–प्रतिबन्धकशक्तिरोधकत्वम्। પ્રતિબંધક શક્તિને અટકાવવાપણું.

**उत्तरम्**—दोपभञ्जनवाक्यम्। દોષને દૂર કરનારૂં વાક્ય.

૨. जिज्ञासितविषयावेदकवाक्यम्। જે વિષય જાણવાની ઇચ્છા છે તે વિષયને જણાવનારૂં વાક્ય.

૩. सिद्धान्तानुकूलतर्कोपन्यासत्वम्। સિદ્ધાન્તને અનુકૂળ તર્કો કહી બતાવવા તે.

**उत्तरमीमांसा**—વેદનો કર્મકાંડનો ભાગ તે 'પૂર્વ ભાગ' કહેવાય છે, અને બાકીનો ભાગ જે ઉપનિષત્‌રૂપ છે તે 'ઉત્તર ભાગ' કહેવાય છે. તે ઉત્તર ભાગની મીમાંસા પાંચ અંગવાળા ન્યાયયુક્ત વાક્યોના સમુદાયરૂપ જે વિચાર તે ઉત્તરમીમાંસા વાય છે. એનેજ 'બ્રહ્મમીમાંસા' પણ કહે છે.

**उत्तरा** (दिक्)—स्वापेक्षया मेरुसन्निविता दिक्। પોતાની અપેક્ષાથી મેરૂ પાસેની (તરફની) જે દિશા તે.

**उत्तेजकत्वम्**—प्रतिबन्धककोटिप्रविष्टाभाव प्रतियोगित्वमुत्तेजकत्वम् । કાર્યની પ્રતિબંધક કોટિ વિષે પ્રવિષ્ટ જે અભાવ, તે અભાવનું જે પ્રતિયોગીપણું, તેનું નામ ઉત્તેજકત્વ. જેમ—અગ્નિમાં દાહક શક્તિ છે, પણ મણિમંત્રાદિથી તે શક્તિનો પ્રતિબંધ થાય ત્યારે અગ્નિદાહ કરતો નથી પણ દાહની પ્રતિબંધકતા કેવળ મણિમંત્રાદિકમાંજ નથી, પણ ઉત્તેજક રૂપ મણિમંત્રાદિકોના અભાવ વિશિષ્ટ તે મણિમંત્રાદિકમાં દાહની પ્રતિબંધકતા છે. જો કદાચિત્ મણિમંત્રાદિકમાં દાહથી પ્રતિબંધકતા હોય તો ઉત્તેજક રૂપ મણિમંત્રાદિકોના વિદ્યમાન કાળમાં, તે પ્રતિબંધક મણિમંત્રાદિક છતાં પણ જે દાહકાર્ય ઉત્પન્ન થાય છે, તે ન થવું જોઇએ. ( અહીં આમ સમજવાનું છેઃ—મણિમંત્રાદિક બે પ્રકારના હોય છેઃ એક દાહશક્તિનો પ્રતિબંધ કરનાર (રોકનાર) અને બીજો રોકાયલી દાહશક્તિને ચાલુ કરનાર. પહેલાને પ્રતિબંધક મણિમંત્રાદિ અને બીજાને ઉત્તેજક મણિમંત્રાદિ કહે છે. ) માટે ઉત્તેજક મણિમંત્રાદિકોના અભાવ વિશિષ્ટ મણિમંત્રાદિકોનેજ પ્રતિબંધક માનવા જોઇએ. આ રીતે તે ઉત્તેજકરૂપ મણિમંત્રાદિકોનો અભાવ તે દાહરૂપ કાર્યની પ્રતિબંધક કોટિમાં પ્રવિષ્ટ છે. તે પ્રતિબંધક કોટિ પ્રવિષ્ટ અભાવનું પ્રતિયોગીપણું તે ઉત્તેજક મણિમંત્રાદિકોમાં છે. એજ તે મણિમંત્રાદિકોનું ઉત્તેજકપણું છે.

૨. शक्त्यनुकूलत्वम् । અગ્નિની દાહાદિક શક્તિને અનુકૂળપણું

૩. प्रतिबन्धकविद्यमाने सति कार्यजनकत्वम् । પ્રતિબંધક ( મણિમંત્રાદિક ) વિદ્યમાન છતાં પણ (દાહાદિ) કાર્યજનકપણું.

૪. प्रतिबन्धकस्य प्रतिबन्धकत्वम् । ( દાહાદિની શક્તિના ) પ્રતિબંધકનું (મણિમંત્રાદિનું) પ્રતિબંધક, તે ઉત્તેજક.

**उत्पत्तिः—जनिः**—उत्तरक्षणसम्बन्धः । (ઉત્પત્તિ અને જનિ એ પર્યાય શબ્દો છે) તેની પછીની ક્ષણનો સંબંધ તે ઉત્પત્તિ.

૨. स्वकारणसंसर्गः । પોતાના કારણની સાથે સંસર્ગ (સંબંધ) તે ઉત્પત્તિ.

૩. कार्यस्याद्यक्षणसम्बन्धो वा । અથવા કાર્યની પહેલી ક્ષણની સત્તાનો સંબંધ તે ઉત્પત્તિ.

૪. प्राथमिकप्रतीतिविषयप्रवृत्तिसाधनम् । પહેલ વહેલી પ્રતીતિના વિષયની પ્રવૃત્તિનું સાધન તે ઉત્પત્તિ

૫. स्वाधिकरणक्षणसम्बन्धः । કાર્યના પોતાના અધિકરણની જે ક્ષણ (જે ક્ષણમાં કાર્ય અધિકરણરૂપ છે તે ક્ષણ ) ની સાથે કાર્યનો સંબંધ તે ઉત્પત્તિ.

**उत्पत्तिपरतस्त्वम्** (प्रमात्वे)—ज्ञानमात्रजनकसामग्र्यतिरिक्तकारण प्रयोजनत्वम् । કેવળ જ્ઞાન માત્રની જનક જે સામગ્રી છે, તે સામગ્રીથી ભિન્ન કારણ વડે જે પ્રયોજ્યત્વ છે એજ તે પ્રમાત્વમાં ઉત્પત્તિપરતસ્ત્વ છે. ( 'उत्पत्तिस्वस्त्व' શબ્દ જુઓ. )

**उत्पत्तिविधिः**—कर्मस्वरूपबोधको विधिः । કર્મના સ્વરૂપનો બોધક જે વિધિ તે. જેમ—"आग्नेयोऽष्टकपालो भवति"—"અગ્નિ છે દેવના જેનો એવો અષ્ટાકપાલ હોય છે." ઇત્યાદિ.

**उत्पत्तिस्वतस्त्वम्** ( प्रामाण्यम् )—दोषाभावसहकृतज्ञानसामान्यसामग्रीप्रयोज्यत्वमुत्पत्तिस्वतस्त्वम । ભ્રમ જ્ઞાનના કારણીભૂત જે દોષ છે, તે દોષના અભાવે કરીને સહકૃત જે જ્ઞાન માત્રની ઉત્પત્તિની સામગ્રી તે સામગ્રી વડે જે પ્રયોજ્યત્વ છે, તે પ્રયોજ્યત્વ પ્રમાત્વમાં ઉત્પત્તિસ્વતસ્ત્વ કહેવાય છે. ( પ્રમાત્વ અને અને પ્રામાણ્ય એકજ વસ્તુ છે. ) ( જ્ઞાન સામાન્યની સામગ્રી આત્મા, આત્મમનઃ—સંયોગ, ઇંદ્રિય, અનુમાન ઇત્યાદિ છે. )

**उत्पत्त्यादिषट्कम्**—उत्पत्तिर्निधनं चैव भूतानामागतिर्गतिः । विद्याऽविद्या तथैतत्स्यादुत्पत्त्यादीह षड्विधम् ॥१॥ પ્રાણીઓની ઉત્પત્તિ તથા નાશ, મોક્ષાભાવ (અનિષ્ટ સંબંધ ) અને મોક્ષ (ઇષ્ટ સંબંધ), વિદ્યા (મોક્ષનું સાધનભૂત તત્ત્વજ્ઞાન)

અને અવિદ્યા (અનિષ્ટનું સાધન—અતત્ત્વ જ્ઞાન), એ ૭ વાનાં ઉત્પત્ત્યાદિ ષટ્ક કહેવાય છે.

**उत्सर्गः**—भूयोदर्शनमुत्सर्गः। પુનઃ પુનઃ દર્શનનું નામ ઉત્સર્ગ છે. જેમ—જ્યાં જ્યાં ચેતનત્વ રહે છે, ત્યાં ત્યાં કર્તૃત્વ રહે છે. જેમ, કુલાલ, સાળવી વગેરેમાં ચેતનત્વ રહે છે માટે ઘટપટાદિક કાર્યોનું કર્તૃત્વ પણ રહે છે; તેમ ઈશ્વરમાં ચેતનત્વ ધર્મ રહે છે માટે ઈશ્વરમાં જગત્કર્તૃત્વ સંભવે છે. જો ઈશ્વરમાં જગત્કર્તૃત્વનો સંભવ ન માનીએ, તો તે ઈશ્વરમાં ચેતનત્વ પણ ન હોવું જોઈએ. જેમ ઘટાદિકમાં કર્તૃત્વ સંભવતું નથી, તેથી ચેતનત્વ પણ નથી. (આ ઉત્સર્ગરૂપ તર્ક પણ એક જાતનો દોષ છે.)

**उत्साहः**—सुखविशेषजनकीभूतकर्मविषयक उत्साहः। સુખ વિશેષનું જનક એવું જે કર્મ છે, તે કર્મને વિષય કરનારો જે પ્રયત્ન, તે પ્રયત્નનું નામ ઉત્સાહ છે.

૨. अन्यैरशक्यतया ऽवधृतेऽप्यवश्यकर्तव्यता-बुद्धिः। બીજાઓએ જે કાર્ય કરવું અશક્ય છે એવો નિર્ણય કર્યાં છતાં પણ તે કાર્ય અવશ્ય કરવુંજ એવી બુદ્ધિનું નામ ઉત્સાહ છે.

**उत्साहव्यसनम्**—नृत्यगीतादिदर्शनेच्छा हेतुर्व्यसनम्। નાચ અને ગાયનાદિને જોવા સાંભળવાની ઇચ્છાનો હેતુ જે વ્યસન તે.

**उदानः**—મૃત્યુ વખતે ઊર્ધ્વ ગતિ કરનારો વાયુ. ૨. કંઠ દેશમાં રહીને ખાંસી વગેરેને આણનારો વાયુ.

**उदासीनत्वम्**—विवदमानयोरुभयोरुपेक्षकत्वम्। બે જણ વિવાદ કરતા હોય ત્યાં તે બન્નેની ઉપેક્ષા કરવાપણું તે.

૨. विवदमानयोरेकतरपक्षानवलम्बकत्वम्। બે વિવાદીઓમાંના એકેનો પક્ષ ન લેવાપણું તે.

**उदाहरणवाक्यम्**-व्याप्तिप्रतिपादकं दृष्टान्त वचनमुदाहरणम्। હેતુ વિષે સાધ્યની વ્યાપ્તિનું પ્રતિપાદક એવું જે દૃષ્ટાન્ત બોધક વચન છે, તે વચન ઉદાહરણ વાક્ય કહેવાય છે. જેમ—“ यो यो धूमवान् स स वह्निमान् यथा महानसः” જે જે ધૂમાડાવાળો હોય છે તે તે અગ્નિવાળો પણ હોય છે, જેમ, રસોડું ધૂમવાળું હોવાથી તે અગ્નિવાળું હોય છે તેમ. આ વચન ધૂમરૂપ હેતુમાં અગ્નિરૂપ સાધ્યની વ્યાપ્તિનું પ્રતિપાદક છે તથા રસોડારૂપ દૃષ્ટાન્તનું પણ પ્રતિપાદક છે, માટે એ ઉદાહરણ વાક્ય છે.

૨. साध्यसाधनव्याप्तिप्रदर्शकम्। સાધ્ય (અગ્નિ) અને સાધન (ધૂમ) એ એની વ્યાપ્તિ બતાવનારૂં વાક્ય તે ઉદાહરણ.

**उद्देशः**—नाममात्रेण वस्तुसंकीर्तनमुद्देशः। નામ માત્રથી જે વસ્તુનું કથન તેને ‘ઉદ્દેશ’ કહે છે. જેમ—દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, અભાવ, એ રીતે દ્રવ્યાદિનાં નામ માત્રથી જે દ્રવ્યાદિ પદાર્થોનું કથન તે ‘ઉદ્દેશ’ કહેવાય છે.

૨. वस्तुप्रतिपादकनाममात्रमुद्देशः। વસ્તુનું પ્રતિપાદન કરનાર નામ માત્ર ઉદ્દેશ.

**उद्देश्यत्वम्**—विधेयतानिरूपत्वम्। જેના સંબંધમાં કાંઇ વિધાન કરવાનું હોય તે વિધેય કહેવાય; એ વિધેયનો ધર્મ તે વિધેયતા અને તેનું નિરૂપક એટલે જણાવનાર તે વિધેયતા નિરૂપક કહેવાય. એવું નિરૂપકપણું જેમાં રહ્યું હોય તે ઉદ્દેશ્યત્વ કહેવાય.

**उद्भिज्जशरीरम्**—જે શરીરો પૃથ્વીને ફાડીને પોતપોતાનાં બીજમાંથી ઉત્પન્ન થાય છે, તે શરીરો ઉદ્ભિજ્જ કહેવાય છે. વૃક્ષ, લતા, ઔષધિ વગેરેના શરીરો એવાં છે.

**उद्भूतत्वम्**—रूपादिविशेषगुणगतो जातिविशेषः। રૂપાદિ વિશેષ ગુણમાં રહેલો જે જાતિ વિશેષ તે ઉદ્ભૂતત્વ.

૨. प्रत्यक्षज्ञानयोग्यत्वम्। પ્રત્યક્ષ જ્ઞાનનું યોગ્યત્વ. અર્થાત્ જેમાં રૂપ સ્પર્શ વગેરે પ્રત્યક્ષ જ્ઞાનને યોગ્ય છે તે ઉદ્ભૂત કહેવાય છે.

**उद्भूतरूपानुद्भूतस्पर्शी**—(तेजः) જે તેજનું રૂપ ઉદ્ભૂત હોય અને સ્પર્શ અનુદ્ભૂત હોય તે તેજ ઉદ્ભૂત રૂપાનુદ્ભૂત સ્પર્શવાળું કહેવાય.

**उद्भूतस्पर्शानुद्भूतरूपम्** ( तेज: )— જે તેજ તો સ્પર્શ ઉદ્‌ભૂત હોય અને રૂપ અનુદ્‌ભૂત હોય તે તેજ ઉદ્‌ભૂતસ્પર્શાનુદ્‌ભૂત રૂપવાળું કહેવાય છે. જેમ–અગ્નિથી તપેલા પાણી વગેરેમાં જે તેજ છે તે.

**उपकरणम्**—प्रधानसाधकम् । મુખ્ય વસ્તુને સિદ્ધ કરનાર (મદદ કરનાર) જે સાધન તે.

**उपकार:**—सहकारिलाभः । કોઇ કાર્ય થવામાં જે મુખ્ય કારણ હોય તેને મદદ કરનાર બીજાં જે સાધનો હોય તે સહકારી કહેવાય. એવા સહકારીથી થતો લાભ તેને ઉપકાર કહે છે.

૨. कार्यस्य कार्योत्पादनार्थमानुगुण्यम् । કાર્ય ઉત્પન્ન કરવામાં કારણનું જે અનુગુણપણું તે. મુખ્ય કારણને અનુકૂળ હોય એવા ગુણો ઉત્પન્ન કરનારાં બીજાં સહાયક કારણો તે અનુગુણ કહેવાય છે. એ અનુગુણપણું તે ઉપકાર.

**उपकुर्वाणो ब्रह्मचारी**—विवक्ष्यन् गृहीतब्रह्मचर्यः । વિવાહ કરવાની ઇચ્છા મનમાં હોવા છતાં જેણે બ્રહ્મચર્યવ્રત લીધું હોય તે ઉપકુર્વાણ બ્રહ્મચારી કહેવાય.

**उपक्रमोपसंहारौ**—प्रकरणप्रतिपाद्याद्वितीयवस्तुन आद्यन्तयोः प्रतिपादनम् । પ્રકરણ વડે પ્રતિપાદિત અદ્વિતીય બ્રહ્મવસ્તુનું પ્રકરણના આદિમાં જે પ્રતિપાદન તે ઉપક્રમ, અને અંતમાં તેજ વસ્તુનું પ્રતિપાદન તે ઉપસંહાર છે. (બીજા કોઇ વિષયના પ્રતિપાદનમાં પણ એવીજ રીતે ઉપક્રમ અને ઉપસંહાર શબ્દો વપરાય છે)

**उपचार:**— सहचरणादि निमित्तेन अतद्भावे तद्वदभिधानम् । સાથે હોવાપણાના નિમિત્તથી જે જેવું ન હોય તેને તેવું કહેવું. એમ આખા ટોળામાં એક જણ છત્રીવાળો હોય તેને જોઇને 'પેલા છત્રીવાળા જાય છે' એમ બધાને છત્રીવાળા કહેવા એ ઉપચાર છે.

૨. शक्यार्थत्यागेनान्यार्थबोधनम् । શબ્દના શકયાર્થનો ત્યાગ કરીને બીજા અર્થનું જે બોધન તે ઉપચાર.

**उपजीवकत्वम्**—इतरालम्बकत्वम् । બીજાના ઉપર જે આધાર રાખવાપણું તે.

૨. परंपरया साक्षाद्वा कार्यत्वम् । સાક્ષાત્ કે પરંપરાવડે જે કાર્યપણું તે. (કાર્યને ઉપજીવક અને કારણને ઉપજીવ્ય કહે છે)

**उपजीवी**—પ્રયોજ્ય–નોકર.

**उपजीव्य**—परंपरया साक्षाद्वा जनकत्वम् । જે પરંપરાથી કે સાક્ષાત્ કાર્યનું જનક હોય તે. કારણ ઉપજીવ્યના બે પ્રકાર છે. (૧) સ્વસત્તા પ્રયોજક, અને (૨) સ્વજ્ઞાન પ્રયોજક.

**उपजीव्योपजीवकभावसंगति:**—જેમ–પ્રત્યક્ષ પ્રમાણના નિરૂપણ પછી જે અનુમાન પ્રમાણનું નિરૂપણ છે, તેમાં ઉપજીવ્ય ઉપજીવક ભાવ સંગતિ છે. તેમાં વ્યાપ્તિજ્ઞાનરૂપ અનુમાનની ઉત્પત્તિ ચક્ષુ આદિક પ્રત્યક્ષ પ્રમાણ વડેજ થાય છે, માટે તે અનુમાન વિષે પ્રત્યક્ષ પ્રમાણમાં અનુમાનનું જે કાર્યપણું છે તે ઉપજીવકપણું છે, અને પ્રત્યક્ષ પ્રમાણમાં અનુમાનનું જે કારણપણું છે તેજ ઉપજીવ્યપણું છે. આ પ્રમાણે ઉપજીવ્ય ઉપજીવક ભાવ સંગતિવડે પ્રત્યક્ષ પ્રમાણ પછી અનુમાન પ્રમાણનું નિરૂપણ છે. (પ્રત્યક્ષ કારણ અને અનુમાન કાર્ય છે એમ સમજવું.)

૨. ज्ञानसत्वयोः प्रयोज्यप्रयोजकभावः । એક પદાર્થ જ્ઞાનનો પ્રયોજક હોય અને બીજો જ્ઞાનનો પ્રયોજ્ય હોય; તેમજ એક સત્તા બીજી સત્તાની પ્રયોજક હોય અને બીજી પ્રયોજ્ય હોય; એવી રીતે જ્ઞાન અને સત્તાનું ઘટે તેવી રીતે પ્રયોગને અનુસારે પ્રયોજ્ય પ્રયોજકપણું સમજવું.

**उपदेश:**—हितकथनमुपदेशः । હિતનું કથન તે ઉપદેશ.

૨. अपेक्षितार्थजातस्य प्रतिपादको ग्रन्थसन्दर्भः। અપેક્ષિત એવા અર્થને પ્રતિપાદન કરનારો જે ગ્રંથનો સંદર્ભ તે ઉપદેશ.

**उपधा**—કામ, ક્રોધ, વગેરે ભાવરૂપ દોષ.

**उपधायकत्वम्–कारणत्वम्**—अव्यवहितपूर्ववृत्तित्वसम्बन्धेन फलविशिष्टत्वम्। અંતરાય વિનાનું જે પૂર્વવૃત્તિપણું, એ પૂર્વવૃત્તિપણાના સંબંધ વડે જે ફળ વિશિષ્ટપણું તે ઉપધાયકત્વ કહેવાય. એનુંજ બીજું નામ કારણપણું છે.

**उपधयः**—यत्किञ्चितद्धर्मविशिष्टो धर्मी। ધર્મના કોઇક અંશ વડે વિશિષ્ટ ધર્મી તે ઉપધેય કહેવાય.

**उपनयवाक्यम्**- उदाहृतव्याप्तिविशिष्टत्वेन हेतोः पक्षधर्मताप्रतिपादकं वचनमुपनयवाक्यम्। ઉદાહરણ વાકય વડે પ્રતિપાદન કરેલી જે વ્યાપ્તિ છે, તે વ્યાપ્તિ વિશિષ્ટત્વરૂપ વડે, હેતુમાં રહેલી પક્ષધર્મતાનું પ્રતિપાદક જે વચન છે, તે વચન ઉપનયવાકય કહેવાય છે. જેમ 'तथा चायम्' (આ પર્વત પણ પેઠે વહ્નિની વ્યાપ્તિવાળા ધૂમવાળો છે) આ વ્યાપ્તિ વિશિષ્ટ ધૂમરૂપ હેતુમાં, પર્વતરૂપ પક્ષવિષે રહેવાપણારૂપ પક્ષ ધર્મતાને પ્રતિપાદન કરનારૂં 'तथा चायम्' એ વચન ઉપનયવાકય કહેવાય છે.

૨. અનુમાન વાકયમાં ઉપસંહાર જેવું 'तथा चायम्'–'તેવુંજ આ છે' એટલે જેમ 'આ પર્વત પણ રસોડાની પેઠે ધૂમાડાવાળો છે' એવું વાકય બોલાય છે, તે ઉપનયવાકય કહેવાય છે.

**उपपत्तिः**—प्रकरणप्रतिपाद्यस्य दृष्टान्तैः प्रतिपादनमुपपत्तिः। પ્રકરણ વડે પ્રતિપાદિત વસ્તુનું અનેક દૃષ્ટાન્તો વડે જે પ્રતિપાદન તે ઉપપત્તિ કહેવાય છે.

૨. प्रकरणप्रतिपाद्यार्थनिर्णायकम्। પ્રકરણ વડે પ્રતિપાદિત અર્થનું જે નિર્ણય કરી આપનારૂં વાકય તે.

**उपपत्तिसमः**—उभयकारणोपपत्तेरुपपत्तिसमः। જ્યાં બન્ને કારણ સંભવતાં હોય એવો ઉત્તર, તે ઉપપત્તિ સમ જાતિ કહેવાય છે. જેમ જો શબ્દનું અનિત્યત્વ કારણ સંભવે છે, માટે શબ્દ અનિત્ય છે એમ કહેતા હો, તો અસ્પર્શત્વ એવું નિત્યત્વનું કારણ પણ સંભવે છે, માટે શબ્દ નિત્ય છે. આમ બન્ને કારણ ઉપપન્ન થાય છે માટે એ ઉપપત્તિ સમ કહેવાય છે.

**उपमर्दः**—पूर्वधर्मिविनाशेन धर्म्यन्तरोत्पादनम्। પૂર્વના ધર્મીનો વિનાશ કરવા વડે બીજા ધર્મીનું જે ઉપપાદન તે ઉપમર્દ કહેવાય છે.

**उपमा**—कस्मिंश्चिदेवार्थे यः प्रसिद्धो गुणस्तदन्यस्मिन्नप्रसिद्धः, तद्गुणेऽर्थे शब्दमात्रेण यद्गुपसंयोज्य तद्गुणप्रकाशनमुपमा। કોઈ પદાર્થમાંજ જે પ્રસિદ્ધ ગુણ છે તે બીજા પદાર્થમાં અપ્રસિદ્ધ હોય, તે અપ્રસિદ્ધ ગુણવાળા પદાર્થમાં શબ્દ માત્રથી તે ગુણનો આરોપ કરીને તે ગુણને પ્રકાશ કરવો તે ઉપમા.

**उपमानप्रमाणम्**—उपमितिकरणमुपमानम्। ઉપમિતિ પ્રમાનુ જે કરણ હોય તે ઉપમાન પ્રમાણ કહેવાય છે. પદ અને અર્થનો જે શક્તિરૂપ સંબંધ છે, તે સંબંધનું જ્ઞાન તે ઉપમિતિ કહેવાય છે. જેમ 'રોઝ' શબ્દ અને 'રોઝ પશુ' એ અર્થ, એ એના શક્તિરૂપ સંબંધનું જ્ઞાન તે ઉપમિતિ. એ ઉપમિતિનું 'આ શરીર બળદના જેવું છે' એ પ્રકારે ગવય (રોઝ) પિંડ વિશેષ્યક ગોસાદૃશ્યપ્રકારક જ્ઞાન કરણ છે. અર્થાત્ 'આ શરીર' એ ગવયનું શરીર છે એ વિશેષ્ય છે; તથા 'બળદના જેવું' એ તેનું પ્રકારક એટલે વિશેષણ છે, એવી રીતે 'ગોસદૃશો ગવય' (બળદના જેવો રોઝ) એવા વિશેષણ વિશેષ્યના સંબંધનું જ્ઞાન તે ઉપમાન પ્રમાણ કહેવાય છે.

એ ઉપમાન પ્રમાણ ત્રણ પ્રકારનું છે. (૧) સાદૃશ વિશિષ્ટ પિંડજ્ઞાન, (૨) વૈધર્મ્યવિશિષ્ટ પિંડજ્ઞાન, અને (૩) અસાધારણ ધર્મવિશિષ્ટ

પિંડજ્ઞાન. તેમાંથી પ્રથમ પ્રકાર તો ઉપર નિરૂપણ કર્યો છે. બીજો પ્રકાર ( વૈધર્મ્ય વિશિષ્ટ પિંડ જ્ઞાન) આ પ્રમાણે છેઃ—

જેમ કોઇએ ઊંટ દીઠું ન હોય તેવાએ બીજાને પૂછ્યું કે, ઊંટ કેવું હોય ? ત્યારે તે બીજાએ કહ્યું કે, તમે ઘોડો જોયો છે ? પૂછનારે કહ્યું કે 'હા' ત્યારે બીજો કહે છે કે, ઘોડાની પીઠ સમાન હોય છે તેવી ઊંટની પીઠ સમાન હોતી નથી પણ વચ્ચેથી ટેકરા જેવી ઉંચી હોય છે; તેની ડોક લાંબી અને ઉંચી હોય છે; શરીર પણ ઘોડા કરતાં ઘણું ઉંચું હોય છે; અને કઠણ કાંટાઓને પણ તે ખાઇ જાય છે. આ વચન સાંભળીને પૂછનારે ઉંચી પીઠ, લાંબી ડોક, વગેરે ઘોડાથી વિરૂદ્ધ ધર્મોવાળું પશુ તે ઊંટ એમ નક્કી કર્યું, કોઇક વખતે તેના જોવામાં ઊંટ આવ્યું. ત્યારે તેણે પોતાને બીજાએ જે કહેલું (એને નૈયાયિકો 'અતિદેશવાક્ય' કહે છે) તે અતિદેશવાક્ય સંભારીને આ પશુ 'ઊંટ' પદનું વાચ્ય છે, એમ જાણ્યું. આ રીતે વૈધર્મ્યવિશિષ્ટ પિંડ જ્ઞાન એ ઉપમાન છે.

ત્રીજા પ્રકારનું ઉપમાન આ પ્રમાણે છેઃ— ગેંડાને નહિ જાણનારા પુરૂષે બીજાને પૂછ્યું કે, ગેંડો કેવો હોય ? તેણે કહ્યું કે જેના નાક પર શીંગડું હોય તે ગેંડો. પછી એક દિવસ નાકપર શીંગડાવાળું એક પ્રાણી જોવામાં આવ્યું ત્યારે તેને પેલું અતિદેશવાક્ય યાદ આવ્યું કે ' જેના નાક પર શીંગડું હોય તે ગેંડો. ' માટે આ જાતપર ગેંડો હોવું જોઈએ. એ રીતે ' ગેંડો ' એ પદનું વાચ્ય આ જાનવર ( ગેંડો ) છે, એવી ઉપમિતિ થાય છે. આ ઉપમિતિમાં એક શીંગડાપણા રૂપ અસાધારણ ધર્મનું જ્ઞાન એ ઉપમાન છે.

२. संज्ञासंज्ञिसम्बन्धप्रमाकरणम् । પદ અને અર્થનો જે શક્તિરૂપ સંબંધ છે, તેના જ્ઞાનનું જે કરણ તે ઉપમાન.

३. सदृशदर्शनादसन्निकृष्टार्थज्ञानम् । પાસેનો પદાર્થ જોવાથી તેને મળતા આવતા બીજા દૂરના ( પાસે નહિ એવા ) પદાર્થનું જ્ઞાન તે ઉપમાન.

४. व्यापारवत्तासम्बन्धेनोपमित्य साधारण कारणत्वम् । વ્યાપારપણારૂપ સંબંધ વડે ઉપમિતિ જ્ઞાનનું જે અસાધારણ કારણ તે ઉપમાન.

**ઉપમિતિપ્રમા**—संज्ञासंज्ञिसम्बन्धज्ञानमुपमितिः । ( સંજ્ઞા એટલે પદ, અને સંજ્ઞી એટલે અર્થ. ) સંજ્ઞા અને સંજ્ઞીનો—અર્થાત્ પદ અને અર્થનો જે શક્તિરૂપ સંબંધ છે, તે સંબંધને વિષય કરનારૂં ગવય ( રોઝ ) જાનવર ગવય પદનું વાચ્ય છે, એવા પ્રકારનું જ્ઞાન તેનું નામ ઉપમિતિ કહેવાય છે.

२. परोक्षधर्मिकं सादृश्यज्ञानाजन्यं । ' મેં જે ગવય ( રોઝ ) જોયું હતું તેના જેવી મારી ગાય છે ' એવા જ્ઞાનને પરોક્ષ ધર્મિક સાદશ્ય જ્ઞાન કહે છે. એવા સાદશ્ય જ્ઞાનથી જન્ય જે જ્ઞાન, તેને ઉપમિતિ પ્રમા કહે છે.

३. सादृश्यज्ञानादपरत्रासन्निकृष्टेऽर्थे सादृश्यज्ञानम् । સરખાપણાના જ્ઞાન વડે બીજે સ્થળે દૂર રહેલા પદાર્થમાં સાદશ્ય જ્ઞાન થાય તે ઉપમિતિ.

४. सादृश्यवैसादृश्यान्यतधीकरणिका । સાદશ્ય અને અસાદશ્ય બેમાંથી એક પ્રકારની બુદ્ધિરૂપ કરણથી ઉપજેલી પ્રમા તે ઉપમિતિ પ્રમા.

५. सादृश्यप्रमितिरुपमितिः । સરખાપણાને વિષય કરનારી જે પ્રમા તે ઉપમિતિ પ્રમા કહેવાય છે.

**ઉપમેયત્વમ્**—सादृश्यानुयोगित्वम् । સાદશ્યનું જે અનુયોગી હોય તે ઉપમેય કહેવાય છે.

**ઉપયોગત્વમ્**—स्वजन्यावान्तरापूर्वद्वारेण निमित्तत्वम् । પોતાનાથી ઉત્પન્ન થયેલા અવાન્તર અપૂર્વદ્વારા જે નિમિત્તપણું તે ઉપયોગત્વ કહેવાય છે.

**ઉપયોગી**—इष्टसिद्धिसाधनानुकूलव्यापारवत्। ઇષ્ટસિદ્ધિના સાધનને અનુકૂળ વ્યાપારવાળું.

**ઉપરતિઃ**—વિધિપૂર્વક સર્વ કર્મનો સં-ન્યાસ તે ઉપરતિ.

૨. कर्मादौ तत्साधने च दोषदर्शनपूर्विका घृणा। કર્માદિમાં અને તેના સાધનમાં દોષ-દર્શનપૂર્વક ઘૃણા એટલે દયાપૂર્વક તિરસ્કાર.

૩. ज्ञानार्थविहितनित्याद्यागमजन्यकसंन्यासः। જ્ઞાનને માટે શાસ્ત્રમાં કહેલાં નિત્યાદિ વિહિત કર્મનો ત્યાગ.

**ઉપરતિપૂર્ણતા**—સુષુપ્તિની પેઠે સઘળા પદાર્થોની જે વિસ્મૃતિ તે ઉપરતિપૂર્ણતાનો અવધિ છે.

**ઉપરતિફલમ્**—લૌકિક-વૈદિક સર્વ વ્ય-વહારોનો અભાવ (ન હોવાપણું) તે ઉપરતિનું ફળ છે.

**ઉપરતિસાધનમ્**—યમનિયમાદિક એ ઉપરતિ ( સંસારથી વિરામ પામવાપણાનું સાધન છે. )

**ઉપરતિસ્વરૂપમ્**—મનની બધી વૃત્તિ-ઓનો નિરોધ ( રોકવાપણું ) એ ઉપરતિનું સ્વરૂપ છે.

**ઉપલક્ષણમ્**—कादाचित्कत्वे सति व्यावर्त-कमुपलक्षणम्। જે લક્ષણ લક્ષ્યમાં કોઇક વખત હોઇને વ્યાવર્તક હોય તે ઉપલક્ષણ કહેવાય. જેમ-કોઈએ પૂછ્યું કે, દેવદત્તનું ઘર કયું? તેના જવાબમાં બીજાએ કહ્યું કે, પેલું કાગડાવાળું ( કાગડો બેઠો છે તે ઘર. ) અહીં કાગડો દેવદત્તના ઘરને બીજા ઘરથી જૂદું બતાવી આપનાર હોવાથી વ્યાવર્તક તો છે, પણ તે કોઇક વખતજ. ( કેમકે કાગડો તે ઘર ઉપર હંમેશ હોતો નથી. ) માટે 'કાગડો' એ દેવદત્તના ઘરનું ઉપલક્ષણ છે.

૨. स्वप्रतिपादकत्वे सति स्वेतरप्रतिपादकत्वम्। પોતાનું ( લક્ષ્યનું ) પ્રતિપાદક હોઈને પોતા-નાથી અન્યનું પણ જે પ્રતિપાદક હોય તે ઉપલક્ષણ.

૩. स्वार्थबोधकत्वे सतीतरार्थबोधकत्वम्। જે સ્વાર્થનું બોધક હોઇને બીજા અર્થનું પણ બોધક હોય તે ઉપલક્ષણ.

**ઉપલબ્ધિઃ**—જે જે અધિકરણમાં જે જે ઇંદ્રિય વડે જે જે પ્રતિયોગીના અભાવનું પ્રત્યક્ષ થાય છે, તે તે અધિકરણમાં તે તે ઇંદ્રિય વડે તે તે પ્રતિયોગીનું જે જ્ઞાન તેને ઉપલબ્ધિ અથવા ઉપલંભ કહે છે. એ ઉપ-લબ્ધિના અભાવનું નામ અનુપલબ્ધિ અથવા અનુપલંભ છે.

૨. ( સાંખ્ય મતે )—ચેતન પુરૂષના અવા-સ્તવ સંબંધવાળું વૃત્તિજ્ઞાન. જેમ-દર્પણમાં રહેલા માલિન્ય સાથે મુખનો અવાસ્તવ સંબંધ છે, તેમ ચેતન પુરૂષનો બુદ્ધિની સાથે અવાસ્તવ સંબંધ છે. એવા સંબંધથી ઉપ-જેલું બુદ્ધિની વૃત્તિનું જ્ઞાન તે ઉપલબ્ધિ.

**ઉપલમ્ભઃ**—( 'ઉપલબ્ધિ' શબ્દ જુઓ. )

**ઉપવાયુપઞ્ચકમ્**—नागः कूर्मस्तथा देवदत्त-श्चाथ धनंजयः। कृकलश्चेति विज्ञेयास्तथा पञ्चो-पवायवः ॥१॥ નાગ વગેરે પાંચને ઉપવાયુ કહે છે. જેમઃ—

(૧) **નાગ**—ઓડકાર આણનારો વાયુ.

(૨) **કૂર્મ**—આંખને ઉઘાડમીંચ કરાવ-નારો વાયુ.

(૩) **કૃકલ**—ભૂખ લગાડનારો વાયુ.

(૪) **દેવદત્ત**—બગાસું આણનારો વાયુ.

(૫) **ધનંજય**—બધા દેહમાં વ્યાપી રહે-નારો અને મરણ પછી પણ દેહમાં રહે-નારો વાયુ.

**ઉપવ્યાખ્યાનમ્**—फलमाहात्म्योपासना प्रका-रादिकथनम्। આખ્યાનને અંતે તેનું ફળ, માહાત્મ્ય, અને ઉપાસનાના પ્રકાર વગેરેનું કથન તે ઉપવ્યાખ્યાન.

**ઉપસંહાર**—सामान्यप्राप्तस्य विशेषे निय-मनम्। સામાન્યપણે પ્રાપ્ત થયેલા અર્થને વિશેષમાં નિયમે કરીને લાગુ પાડવો તે ઉપસંહાર.

૨. एकत्रश्रुतार्थस्यान्यत्रान्वयार्थमुपक्षेपः । એક જગ્યાએ શ્રુતિમાં કહેલા અર્થને સંબંધને અર્થે બીજે સ્થળે પણ ગણી લેવો-લાવી મૂકવો તે. જેમ-શાંકર ભાષ્યના ત્રીજા અધ્યાયમાં કહેલો 'ગુણોપસંહાર'

**उपसंख्यानम्**—ગ્રંથમાં ન કહ્યો હોય એવા અર્થનું જે બીજા કોઈ ગ્રંથમાંથી કથન કરવું તે ઉપસંખ્યાન કહેવાય છે.

૩. **उपसर्जनम्**—ગૌણ, અપ્રધાન. ૨. (શાબ્દિકોને મતે) વિગ્રહ વાક્યમાં જે નિયત વિભક્તિવાળું પદ હોય તેને ઉપસર્જન કહે છે.

૩. પદના પોતાના મુખ્ય અર્થના વિશેષણવાળું અર્થાન્તનું બોધક પદ તે પણ ઉપસર્જન કહેવાય છે.

**उपस्थः**—સુખ ક્રિયાનું સાધન ઇન્દ્રિય. અથવા—व्यावायानन्दसाधनमिन्द्रियम् । સ્ત્રી ભોગના આનંદનું સાધન ઇંદ્રિય.

**उपहितम्**—ઉપાધિમાં પ્રતિબિંબિત; ઉપાધિવાળું.

**उपाख्यानम्**—पूर्ववृत्तान्तकथनम् । પૂર્વના વૃત્તાંતનું કથન. ૨. तस्यार्थस्य कथनम् । સાંભળેલી હકીકત કહી બતાવવી તે.

**उपाङ्गानि** (वेदस्य)—પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર, એ ચાર વેદનાં ઉપાંગ ગણાય છે.

**उपादानम्**—જેમાંથી કોઈ પદાર્થ ઉત્પન્ન થાય તે. જેમ પટનું ઉપાદાન તંતુઓ (તાંતણા.)

૨. જે કારણ કાર્યમાં મળેલું જોવામાં આવે છે તે ઉપાદાન કારણ જેમ—માટીએ ઘડાનું ઉપાદાન કારણ છે, કેમકે ઘડામાં માટી મળેલી જોવામાં આવે છે

૩. कार्यान्वितं कारणमुपादानम् । કાર્યમાં અન્વિત એટલે તાદાત્મ્યપણાને પ્રાપ્ત થયેલું જે કારણ છે, તે ઉપાદાન કારણ કહેવાય છે.

૪. कार्याभिन्नकारणम् । કાર્યથી અભિન્ન (જુદું નહિ) એવું જે કારણ તે ઉપાદાન કારણ.

૫. स्वतादात्म्यापन्नकार्यजनकम् । પોતાની સાથે તાદાત્મ્યપણાને પામેલા કાર્યનું જે જનક હોય તે.

૬. स्वाभिन्नकार्यजनकम् પોતાનાથી અભિન્ન એવા કાર્યનું જે જનક હોય તે.

૭ कार्याधारत्वे सति कार्यजनिहेतुत्वम् । કાર્યના આધાર રૂપ હોઇને જે કાર્યની ઉત્પત્તિનો હેતુ હોય તે ઉપાદાન કારણ.

**उपादानकारणत्रयम्**—અનાત્મ વસ્તુઓની ઉત્પત્તિમાં ઉપાદાન કારણો ત્રણ પ્રકારનાં છેઃ-(૧) આરંભી=ઉપાદાન, (૨) પરિણામી ઉપાદન, અને (૩) વિવર્તોપાદાન. (લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

**उपादेयम्**—ઉપાદાનમાંથી ઉપજેલું કાર્ય તે ઉપાદેય. જેમ તંતુઓમાંથી ઉપજેલું પટ તે ઉપાદેય કહેવાવ છે.

૨. आदानक्रियाविषयत्वम् । ગ્રહણ કરવાની ક્રિયાનો જે વિષય હોય તે ઉપાદેય.

**उपाधिः**—નિમિત્ત, પ્રયોજક, કારણ. ૨. ધર્મ માત્રને પણ ઉપાધિ કહે છે. જેમ 'આકાશત્વ' એ અખંડોપાધિ છે; અને 'પ્રમેયત્વ' 'કુંડલિત્વ', 'પ્રતિયોગિત્વ' એ આદિ અખંડોપાધિ છે.

(૩) જે પદાર્થ પોતાનામાં રહેલા ધર્મોને પોતાના સંબંધવાળા આરોપણ કરે છે તેને પણ 'ઉપાધિ' કહે છે. જેમ રાતું ફૂલ પોતાનામાં રહેલી રતાશને પોતાના સંબંધવાળા સ્ફટિકમાં આરોપણ કરે છે માટે 'રાતું ફૂલ' એ ઉપાધિ છે.

૪. अनेकसमवेतत्वाभावः उपाधिः । અનેક વ્યક્તિઓમાં જે ધર્મ સમવાય સંબંધ વડે રહે છે તે ધર્મ જાતિ કહેવાય છે. એવા જાતિરૂપ ધર્મના અભાવ રૂપ જે ધર્મ હોય તે ઉપાધ. જેમ આ ઘડો, આ ઘડો, એ પ્રકારની ઘટત્વ ધર્મ પ્રકારક એકાકાર પ્રતીત થાય છે, એ પ્રતીતિ અનેક વ્યક્તિઓમાં થાય છે—એક વ્યક્તિમાં થતી નથી. માટે તે

એકાકાર પ્રતીતિરૂપ સાધક (હેતુ)ના અભાવથી તે આકાશાદિકત્વ ધર્મ જાતિ રૂપ નથી પણ ઉપાધિરૂપ છે.

૫. જાતિરૂપ સામાન્યથી ભિન્ન ધર્મ તે ઉપાધિ. અર્થાત જાતિબાધક દોષને લીધે જેને જાતિ કહી શકાય નહિ, એવા ધર્મને ઉપાધિ કહે છે. જેમ આકાશત્વ, કાલત્વ, દિકત્વ, ભૂતત્વ, શરીરત્વ, ઇંદ્રિયત્વ, સામાન્યત્વ, અભાવત્વ, ઇત્યાદિક ધર્મ જાતિરૂપ નથી, પણ ઉપાધિરૂપ છે. જો કે ધર્મ માત્ર ઉપાધિ છે, અને તેથી દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ એ ત્રણ જાતિઓને પદાર્થ વિભાજક ઉપાધિ કહે છે, તથાપિ અહીં ઉપાધિ શબ્દવડે જાતિથી ભિન્ન ધર્મ સમજવો.

૬. साध्यव्यापकत्वे सति साधनाव्यापक उपाधिः । જે પદાર્થ સાધ્યમાં વ્યાપક હોય, અને હેતુરૂપ સાધનમાં અવ્યાપક હોય, તે પદાર્થ ઉપાધિ કહેવાય છે. જેમ "પર્વત ધૂમવાળો છે, અગ્નિવાળો હોવાથી, રસોડાની પેઠે." જ્યાં જ્યાં ધૂમાડો હોય છે, ત્યાં ત્યાં લીલા બળતણનો સંયોગ અવશ્ય હોય છે, લીલા બળતણના સંયોગ વિના ધૂમાડો થતો નથી. એ રીતે લીલા બળતણના સંયોગને ધૂમરૂપ સાધ્યનું વ્યાપકપણું છે. અને જ્યાં જ્યાં અગ્નિરૂપ સાધન હોય છે, ત્યાં ત્યાં લીલા બળતણનો સંયોગ નિયમથી હોતો નથી, અગ્નિથી તપેલા લોઢાના ગોળામાં અગ્નિરૂપ સાધન છતાં પણ લીલા બળતણનો સંયોગ હોતો નથી. એ રીતે લીલા બળતણનો સંયોગ અગ્નિરૂપ સાધનનું અવ્યાપકપણું છે. માટે લીલા બળતણનો સંયોગ ઉપાધિ કહેવાય છે. અને લીલા બળતણના સંયોગરૂપ ઉપાધિવાળો હોવાથી અગ્નિમત્ત્વ ( અગ્નિવાળા હોવાપણું હેતુ વ્યાપ્યત્વાસિદ્ધ કહેવાયછે. )

**उपाधिः**—એકજ કાળ ઉપાધિના સંબંધથી ક્ષણાદિક વ્યવહારનો વિષય થાય છે. માટે અહીં ક્ષણની ઉપાધીઓનું વર્ણન કર્યું છે.

૧. **प्रथमक्षणोपाधिः**—स्वजन्यविभागप्रागभावच्छिन्न कर्म प्रथमक्षणोपाधिः । જે ક્રિયારૂપ કર્મ જે વિભાગ ઉત્પન્ન કર્યો છે તે વિભાગના પ્રાગભાવવાળું જે તેજ કર્મ છે, તે વિભાગ પ્રાગભાવ વિશિષ્ટ કર્મ કહેવાય; એ કર્મ પ્રથમ ક્ષણનો ઉપાધિ છે. જેમ ઘટાદિક મૂર્તદ્રવ્યોમાં જે ક્રિયારૂપ કર્મ ઉત્પન્ન થાય છે, તે કર્મ બીજી ક્ષણમાં તે ઘડાનો પૂર્વ દેશથી વિભાગ ઉત્પન્ન કરે છે. (ઘડાને એક જગ્યાએથી લેઈ બીજી જગોએ મૂકતાં આરંભમાં જે ક્રિયા થાય છે તેને ઉદ્દેશીને આ કથન છે.) તે વિભાગની ઉત્પત્તિ ક્ષણમાં તે વિભાગનો પ્રાગભાવ નાશ થઈ જાય છે. માટે સ્વજન્ય વિભાગના પ્રાગભાવથી વિશિષ્ટ થએલું તે કર્મ એકજ ક્ષણ રહે છે. જો કે તે કર્મ પોતાની ઉત્પત્તિ ક્ષણથી પાંચમી ક્ષણમાં નાશ પામે છે, તથાપિ તેટલા વખત સુધી વિભાગનું પ્રાગભાવરૂપ વિશેષણ રહેવાનું નથી, પણ તે કર્મની ઉત્પત્તિની બીજી જ ક્ષણમાં તે વિભાગનો પ્રાગભાવ નાશ થઇ જાય છે. વળી જો કે તે વિભાગપ્રાગભાવરૂપ વિશેષણ અનાદિ હોવાથી તે કર્મરૂપ વિશેષ્યની ઉત્પત્તિ પહેલાં પણ વિદ્યમાન હતું, તથાપિ તે પૂર્વકાળમાં પેલું કર્મરૂપ વિશેષ્ય નહોતું, અને વિશેષણ તથા વિશેષ્ય બન્ને વિદ્યમાન હોય તો જ 'વિશિષ્ટ' વ્યવહાર થઇ શકે છે, એમાંથી એક હોય તો વિશિષ્ટ વ્યવહાર થતો નથી માટે જે ક્ષણમાં કર્મ ઉત્પન્ન થાય છે, તે ક્ષણમાંજ તે કર્મ, સ્વજન્યવિભાગ પ્રાગભાવરૂપ વિશેષણ વડે વિશિષ્ટ થાય છે. તેથી સ્વજન્ય વિભાગ પ્રાગભાવ વિશિષ્ટ પ્રથમ ક્ષણની ઉપાધિરૂપતા સંભવે છે.

૨. **द्वितियक्षणोपाधिः**—स्वजन्यविभागनाश्य पूर्वसंयोगविशिष्टं स्वजन्यविभागो द्वितीयक्षणोपाधिः। ( આ વાકયમાં स्व શબ્દનો અર્થ બન્ને જગોએ 'કર્મરૂપ ક્રિયા' એવો કરવાનો છે.) એ ક્રિયા વડે જન્ય જે વિભાગ છે, વિભાગ

વડે નાશ થવા યોગ્ય જે પૂર્વસંયોગ છે, તે પૂર્વસંયોગે કરીને વિશિષ્ટ એવો જે ક્રિયાજન્ય વિભાગ છે, એ વિભાગ તે બીજા ક્ષણની ઉપાધિ છે. જેમ—પ્રથમ ક્ષણમાં ઘટ વિષે ક્રિયા ઉત્પન્ન થાય છે, અને બીજી ક્ષણમાં તે ઘટનો પૂર્વદેશથી વિભાગ ઉત્પન્ન થાય છે. તે ઘટગત વિભાગ ગુણનું ઘટની ક્રિયા અસમવાયિ કારણ હોય છે, માટે તે વિભાગ તે ક્રિયા વડે જન્ય કહેવાય છે; અને બીજી ક્ષણમાં તે વિભાગ, ઘટનો પૂર્વદેશ સાથે સંયોગ હતો તે સંયોગનો નાશ કરે છે. માટે તે પૂર્વસંયોગ વિભાગ વડે નાશ્ય કહેવાય છે. એવા પૂર્વસંયોગે કરીને વિશિષ્ટ ક્રિયાજન્ય વિભાગ એક ક્ષણ માત્ર રહે છે. એ દ્વિતીય ક્ષણની ઉપાધિ છે.

૩. तृतीयक्षणोपाधिः—पूर्वसंयोगनाशावच्छिन्नोत्तरसंयोगप्रागभावस्तृतीयक्षणोपाधिः । પૂર્વસંયોગના નાશવડે વિશિષ્ટ જે ઉત્તર સંયોગનો પ્રાગભાવ તે ત્રીજા ક્ષણની ઉપાધિ છે. જેમ—પ્રથમ ક્ષણ વિષે તે ઘટમાં ક્રિયા ઉત્પન્ન થાય છે; બીજી ક્ષણમાં તે ક્રિયાવડે ઘટનો પૂર્વદેશ સાથે વિભાગ ઉત્પન્ન થાય છે. તે ઘડાનો જે પૂર્વદેશ સાથે સંયોગ છે તેનો નાશ કરનારો તે ક્રિયાજન્ય વિભાગજ છે. માટે ત્રીજી ક્ષણમાં તે વિભાગે કરીને તે તે પૂર્વસંયોગનો નાશ થાય છે. અને ચોથી ક્ષણમાં તે ઘડાનો ઉત્તરદેશ સાથે સંયોગ થવાનો છે. તે ઉત્તર સંયોગનો પ્રાગભાવ તે ત્રીજી ક્ષણમાં તે ઘટ વિષે વિદ્યમાન છે, અને પેલો પૂર્વસંયોગનો નાશ પણ વિદ્યમાન છે. માટે એ પૂર્વસંયોગ નાશરૂપ વિશેષણ વડે વિશિષ્ટ એવો ઉત્તરસંયોગનો પ્રાગભાવ એક ક્ષણ પર્યંતજ રહે છે. આ તૃતીય ક્ષણની ઉપાધિ છે.

૪. चतुर्थक्षणोपाधिः—उत्तरसंयोगावच्छिन्नकर्म चतुर्थक्षणोपाधिः । જે ક્રિયારૂપ કર્મ વડે તે ઘડાનો જે ઉત્તરદેશ સાથે સંયોગ થયો છે તે ઉત્તરસંયોગ વડે વિશિષ્ટ એવું કર્મ તે ચોથા ક્ષણની ઉપાધિ છે. જેમ પ્રથમ ક્ષણમાં ઘટાદિક મૂર્તદ્રવ્યમાં ક્રિયા ઉત્પન્ન થાય છે; બીજી ક્ષણમાં તે ક્રિયાવડે ઘટનો સ્થળથી વિભાગ ઉત્પન્ન થાય છે; ત્રીજી ક્ષણમાં તે વિભાગ વડે ઘટના પૂર્વદેશના સંયોગનો નાશ થાય છે; અને ચોથી ક્ષણમાં તેજ ક્રિયાવડે ઘટનો ઉત્તરદેશ સાથે સંયોગ ઉત્પન્ન થાય છે. તે ઉત્તરસંયોગ એજ તે ક્રિયાનો નાશક છે. માટે ઉતરસંયોગવડે તે ક્રિયા પંચમ ક્ષણમાં નષ્ટ થઈ જાય છે. જે ચોથી ક્ષણમાં તે ક્રિયાજન્ય ઉત્તરસંયોગ ઉત્પન્ન થયો છે, તે ચોથી ક્ષણમાં તે ક્રિયા વિદ્યમાન છે, માટે ઉતરસંયોગવડે વિશિષ્ટ તે ક્રિયારૂપ કર્મ એક ચોથી ક્ષણમાંજ રહે છે, માટે એ ચતુર્થ ક્ષણની ઉપાધી છે.

**उपाधिप्रकाराः**—એ ઉપાધિ ચાર પ્રકારનો છે. કેવળસાધ્યવ્યાપક, (૨) પક્ષધર્માવચ્છિન્ન સાધ્યવ્યાપક (૩) સાધનાવચ્છિન્નસાધ્યવ્યાપક, અને (૪) ઉદાસીનધર્માવચ્છિન્નસાધ્યાવ્યાપક. એના લક્ષણ નીચે બતાવ્યાં છે.

૧. **કેવળસાધ્યવ્યાપક**—"પર્વત ધૂમાડાવાળો છે; અગ્નિવાળો હોવાથી, રસોડાની પેઠે." આ અનુમાનમાં જે લીલા બળતણના સંયોગરૂપ ઉપાધિ ઉપર કહેલો છે. તે ઉપાધિ 'કેવળ સાધ્યવ્યાપક' છે. વળી બીજું ઉદાહરણ—क्रत्वन्तर्वर्तिनि हिंसा अधर्मसाधनं; हिंसात्वात्; क्रतुबाह्यहिंसावत् । યજ્ઞની અંદર જે પશુની હિંસા થાય તે અધર્મનું સાધન છે, હિંસા છે તેથી, જે જે હિંસા થાય છે તે તે અધર્મનુંજ સાધન હોય છે; જેમ યજ્ઞની બહારની હિંસા હિંસારૂપ હોવાથી અધર્મનું સાધન હોય છે, તેમ યજ્ઞની અંદર થનારી હિંસા પણ હિંસારૂપ હોવાથી અધર્મનું સાધન હોવીજ જોઈએ. સાંખ્યવાળાઓના આ અનુમાનમાં નિષિદ્ધત્વ ઉપાધિ છે. જ્યાં જ્યાં અધર્મનું સાધનત્વ હોય છે ત્યાં ત્યાં

શાસ્ત્રવડે નિષિદ્ધત્વ અવશ્ય હોય છે. જેમ યજ્ઞની બહાર થનારી હિંસામાં અધર્મનું સાધનત્વ હોવાથી નિષિદ્ધત્વ પણ છે. એ રીતે નિષિદ્ધત્વ ઉપાધિનું અધર્મના સાધનરૂપ સાધ્યમાં વ્યાપકપણું છે, અને જ્યાં જ્યાં હિંસાત્વ હોય છે ત્યાં ત્યાં એ નિષિદ્ધત્વ નિયમથી હોતું નથી. જેમ યજ્ઞ સંબંધી હિંસામાં હિંસાત્વરૂપ સાધન વિદ્યમાન છતાં પણ એ નિષિદ્ધત્વ રહેતું નથી. પણ "पशुना यजेत्" "પશુ વડે યજ્ઞ કરવો." ઇત્યાદિક શ્રુતિવડે વિહિતત્વજ હોય છે. અને "न हिंस्यात्सर्वाभूतानि" "કોઇપણ પ્રાણીની હિંસા કરવી નહિ." એ શ્રુતિ તો યજ્ઞ સંબંધી હિંસાથી ભિન્ન સર્વ ભૂતોની હિંસાનો નિષેધ કરે છે. એ રીતે એ નિષિદ્ધત્વ ઉપાધિને હિંસાત્વરૂપ સાધનનું અવ્યાપકપણું પણ છે. એ નિષિદ્ધત્વ ઉપાધિ પણ 'કેવળ સાધ્યવ્યાપક ઉપાધિ' કહેવાય છે.

૨. **પક્ષધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક ઉપાધિ**—જે ઉપાધિ કેવળ સાધ્યનો વ્યાપક નથી, પણ પક્ષવૃત્તિધર્મવડે અવચ્છિન્ન જે સાધ્ય છે તે સાધ્યનો વ્યાપક હોય છે તે ઉપાધિ પક્ષધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક ઉપાધિ કહેવાય છે. જેમ "वायुः प्रत्यक्षः प्रत्यक्षस्पर्शाश्रयत्वात्, घटवत्।" "વાયુ પ્રત્યક્ષ છે, પ્રત્યક્ષ સ્પર્શનો આશ્રય હોવાથી. જે જે દ્રવ્ય પ્રત્યક્ષ સ્પર્શનો આશ્રય હોય છે તે તે દ્રવ્ય પ્રત્યક્ષજ હોય છે. જેમ ઘડો. આ અનુમાનમાં ઉદ્‌ભૂતરૂપત્વ ઉપાધિ છે. જ્યાં જ્યાં પ્રત્યક્ષત્વ હોય ત્યાં ત્યાં ઉદ્‌ભૂત રૂપવત્ત્વ હોય એવી રીતે ઉદ્‌ભૂતરૂપવત્ત્વરૂપ ઉપાધિને કેવળપ્રત્યક્ષત્વ સાધ્યનું વ્યાપકપણું તો સંભાવતું નથી, કેમકે રૂપાદિકોમાં તે પ્રત્યક્ષત્વરૂપ સાધ્ય વદ્યમાન છતાં પણ ઉદ્‌ભૂતરૂપવત્ત્વ ઉપાધિ રહેતો નથી, પણ વાયુરૂપ પક્ષમાં વર્તનારો જે બહિર્દ્રવ્યત્વરૂપ પક્ષધર્મવડે અવચ્છિન્ન જે પ્રત્યક્ષરૂપ સાધ્ય છે, તે સાધ્યમાંજ ઉદ્‌ભૂતરૂપવત્ત્વ ઉપાધિ વ્યાપક છે. એટલે જ્યાં જ્યાં બહિર્દ્રવ્યત્વાવચ્છિન્ન પ્રત્યક્ષ રહે છે ત્યાં ત્યાં ઉદ્‌ભૂતરૂપવત્ત્વ પણ અવશ્ય કરીને રહે છે. જેમ-ઘટાદિક બહિર્દ્રવ્યત્વાવચ્છિન્નપ્રત્યક્ષવાળા હોવાથી ઉદ્‌ભૂતરૂપવાળા પણ છે. આ પ્રમાણે ઉદ્‌ભૂતરૂપવત્ત્વ ઉપાધિને બહિર્દ્રવ્યત્વાવચ્છિન્નપ્રત્યક્ષરૂપ સાધ્યનું વ્યાપકપણું છે. અને જ્યાં જ્યાં પ્રત્યક્ષસ્પર્શનું આશ્રયત્વ રહે છે, ત્યાં ત્યાં એ ઉદ્‌ભૂતરૂપવત્ત્વ નિયમથી રહેતું નથી. જેમ વાયુમાં પ્રત્યક્ષસ્પર્શાશ્રયત્વ વિદ્યમાન હોય છે છતાં પણ ઉદ્‌ભૂતરૂપવત્ત્વ રહેતું નથી. આ રીતે ઉદ્‌ભૂતરૂપવત્ત્વ ઉપાધિનું પ્રત્યક્ષ સ્પર્શાશ્રયત્વરૂપ સાધનમાં અવ્યાપકપણું છે. માટે ઉક્ત અનુમાનમાં ઉદ્‌ભૂતરૂપવત્ત્વ એ, પક્ષધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક ઉપાધિ કહેવાય છે.

૩. **સાધનાવચ્છિન્નસાધ્યવ્યાપક ઉપાધિ**—જે ઉપાધિ હેતુરૂપ સાધનવડે અવચ્છિન્ન સાધ્યનો વ્યાપક હોય છે, તે ઉપાધિ સાધનાવચ્છિન્નસાધ્યવ્યાપક કહેવાય છે. જેમ- "ध्वंसः विनाशी, जन्यत्वात्, घटवत्." ધ્વંસ એ વિનાશવાળો છે, જન્ય હોવાથી, ઘડાની પેઠે." આ અનુમાનમાં ભાવત્વ ઉપાધિ છે. હવે જ્યાં જ્યાં વિનાશિત્વ હોય છે, ત્યાં ત્યાં ભાવત્વ હોય છે. એ રીતે ભાવત્વ ઉપાધીને કેવળ વિનાશિત્વ રૂપ સાધ્યનું વ્યાપકપણું તો સંભવતું નથી, કેમકે પ્રાગભાવમાં વિનાશિત્વ વિદ્યમાન છતાં પણ ભાવત્વ નથી, પણ જન્યત્વરૂપ સાધનવડે અવચ્છિન્ન જે વિનાશિત્વ છે, તે વિનાશિત્વ રૂપ સાધ્યમાંજ તે ભાવનાનું વ્યાપકત્વ છે, એટલે જ્યાં જ્યાં જન્યત્વવિશિષ્ટવિનાશિત્વ છે ત્યાં ત્યાં ભાવત્વ પણ અવશ્ય કરીને રહે છે. જેમ ઘટાદિક જન્યત્વવિશિષ્ટ-વિનાશીતવવાળા હોવાથી ભાવત્વવાળા પણ છે. આ રીતે ભાવરૂપ ઉપાધિને જન્યત્વરૂપ સાધનાવચ્છિન્નવિનાશિત્વરૂપ સાધ્યનું વ્યાપકપણું છે; અને જ્યાં જ્યાં તે

જન્યત્વ રહે છે ત્યાં ત્યાં તે ભાવત્વ નિયમથી રહેતું નથી, કેમકે પ્રધ્વંસાભાવમાં જન્યત્વ હોવા છતાં પણ ભાવત્વ રહેતું નથી. આ રીતે ભાવત્વ ઉપાધિનું જન્યત્વરૂપ સાધનમાં અવ્યાપકપણું છે, માટે ઉક્ત અનુમાનમાં ભાવત્વરૂપઉપાધિ સાધનાવચ્છિન્નસાધ્યવ્યાપક કહેવાય છે.

૪. **ઉદાસીનધર્માવચ્છિન્નસાધ્યવ્યાપક ઉપાધિ**–જે ઉપાધિ કોઇ ઉદાસીન ધર્મ-વડે અવચ્છિન્ન સાધ્યનો વ્યાપક હોય છે, તે ઉપાધિ ઉદાસીનધર્માવચ્છિન્નસાધ્ય વ્યાપક કહેવાય છે. જેમ—“प्रागभावः विनाशी प्रमेयत्वात्, घटवत्।” “પ્રાગભાવ વિનાશી છે. પ્રમેય હોવાથી, ઘડાની પેઠે” આ અનુ-માનમાં પણ ભાવત્વ ઉપાધિ છે. હવે, જ્યાં જ્યાં વિનાશિત્વ હોય છે ત્યાં ત્યાં ભાવત્વ હોય છે; એ રીતે ભાવત્વ ઉપાધિને કેવળ વિનાશિત્વ રૂપ સાધ્યનું વ્યાપકપણું તો સંભવતું નથી. કેમકે પ્રાગભાવમાં વિનાશિત્વ વિદ્યમાન છતાં પણ ભાવત્વ હોતું નથી, પણ જન્યત્વ ધર્મ વડે અવચ્છિન્ન વિનાશિત્વ રૂપ સાધ્યનુંજ તે ભાવત્વ વ્યાપક છે, એટલે જ્યાં જ્યાં જન્યત્વવિશિષ્ટ વિનાશિત્વ રહે છે ત્યાં ત્યાં ભાવત્વ ધર્મ અવશ્ય રહે છે. જેમ ઘટાદિક એ જન્યત્વવિશિષ્ટવિનાશિત્વવાળા હોવાથી ભાવત્વ ધર્મવાળા પણ છે. આ રીતે ભાવત્વ ઉપાધિને જન્યત્વધર્માવચ્છિન્ન વિનાશિત્વ રૂપ સાધ્યનું વ્યાપકપણું છે. અને જ્યાં જ્યાં પ્રમેયત્વ રહે છે, ત્યાં ત્યાં ભાવત્વ નિયમથી રહેતું નથી; કેમકે પ્રાગભા-વમાં પ્રમેયત્વ ધર્મ વિદ્યમાન છતાં પણ ભાવત્વ ધર્મ રહેતો નથી. આ રીતે ભાવત્વ ઉપાધિને પ્રમેયત્વ રૂપ સાધનનું અવ્યાપકપણું છે. અને એ ઉક્ત અનુમાનમાં તે જન્યત્વ ધર્મ તે પ્રાગભાવ રૂપ પક્ષનો ધર્મ પણ નથી તથા સાધનરૂપ પણ નથી. એ જન્યત્વ ઉદાસીન ધર્મ છે. માટે એ ઉક્ત અનુમાનમાં ભાવત્વ ઉપાધિ ઉદાસીનધર્માવચ્છિન્નસાધ્ય-વ્યાપક કહેવાય છે. ( આ ચારમાંથી કોઇ પણ હેતુ વ્યાપ્યત્વાસિદ્ધ જાણવો, તથા તેનું જ્ઞાન પણ વ્યાપ્તિનું પ્રતિબંધક છે.)

**उपाधिरूपधर्मः**—આકાશત્વ, કાલત્વ, દિશાત્વ, સામાન્યત્વ, વિશેષત્વ, સમવાયત્વ, અભાવત્વ એ ધર્મો જાતિરૂપ કહેવાતા નથી, પણ ઉપાધિરૂપ કહેવાય છે.

**उपाध्यायः**—एकदेशन्तु वेदस्य वेदाङ्गान्यपिवा पुनः। योऽध्यापयति वृत्त्यर्थेनुपाध्यायः स उच्यते ॥ १ ॥ જે વિદ્વાન પોતાની વૃત્તિને અર્થે વેદનો એક દેશ અથવા વેદના અંગો ભણાવે છે તે ઉપાધ્યાય કહેવાય છે.

**उपायेच्छा**—સુખ તથા દુઃખાભાવરૂપ ફળની ઇચ્છામાં સુખ તથા દુઃખાભાવરૂપ ફળનું જ્ઞાન એ કારણ છે, અને સુખરૂપ ફળની પ્રાપ્તિ કરનારા જે ભોજનાદિક ઉપાય છે, તથા દુઃખાભાવરૂપ ફળની પ્રાપ્તિ કરનારા જે ઔષધપાનાદિક ઉપાય છે, તે ઉપાયોને વિષય કરનારી જે ઇચ્છા છે, અર્થાત્ આ ભોજન અથવા ઔષધાદિક અમને પ્રાપ્ત થાઓ એ પ્રકારની જે ઇચ્છા છે, તે ઉપાયેચ્છા કહેવાય છે. ઉપાયેચ્છાનું કારણ ઇષ્ટસાધનતા જ્ઞાન છે.

**उपासना**—निकृष्टेषूत्कृष्टबुद्धिः। નિકૃષ્ટ (નીચા દરજાની–ઉતરતી) વસ્તુમાં ઉત્કૃષ્ટ વસ્તુની બુદ્ધિનું નામ ઉપાસના છે.

૨. चिन्तनापरपर्यायमननात्मिका मानसी क्रिया। જેને ચિંતન અથવા મનન કહે છે. તે રૂપ માનસી ક્રિયા તે ઉપાસના.

वस्तुस्वरूपानपेक्षं पुरुषेच्छामात्रतन्त्रं मानसप्रवाहरूपम्। વસ્તુના સ્વરૂપની અપેક્ષા રાખ્યા સિવાય જે પુરૂષની ઇચ્છાને માત્ર અધીન હોય એવું મનના પ્રવાહનું રૂપ તે ઉપાસના. તે બે પ્રકારની છે. (૧) પ્રતીક ઉપાસના (૨) અહંગ્રહ ઉપાસના. [ લક્ષણો તે તે સ્થળે જોવાં. ]

**उपासनाकाण्डः**—મંત્રોમાં જે અર્થ કહ્યો હોય તેની ઇતિકર્તવ્યતા (તે કરવાની પદ્ધતિ)નું બોધન કરનાર કાંડ.

**उपेक्षा**—पापेषु सत्कारतिरस्कारयोरौदासीन्यम् પાપીઓના તરફ સત્કાર કે તિરસ્કાર કરવાથી અલગ રહેવું તે.

૨. કોઇ સારૂં કે માઠું કાર્ય કરવામાં અથવા સુખ કે દુઃખનાં સાધન પ્રાપ્ત કરવામાં બેદરકારી અથવા ઉદાસીનપણું તે ઉપેક્ષા.

**उपोद्घातः**—प्रतिपाद्यमर्थं बुद्धौ संगृह्य प्रागेव तदर्थमर्थान्तरवर्णनम् । પ્રતિપાદન કરવાના અર્થને ધ્યાનમાં રાખીને, તે અર્થનું પ્રતિપાદન કરતા પહેલાંજ પ્રતિપાદ્ય અર્થને ઉદ્દેશીને બીજા અર્થનું કથન તે ઉપોદ્દ્ઘાત.

૨. प्रकृतोपपादकत्वमुपोद्घातः । પ્રકૃત વિષયનું ઉપપાદન તે ઉપોદ્દ્ઘાત.

૩. निर्दिष्टोपसाधकत्वम् । નિર્દિષ્ટ કરેલા અર્થને સિદ્ધ કરવાને જે લાગતી વળગતી બાબતો કહેવી તે ઉપોદ્દ્ઘાત.

**उपोद्घातसङ्गतिः**—प्रकृतोपसाधकत्वमुपोद्घातसङ्गतिः । પ્રકૃત અર્થનું જે ઉપસાધકપણું છે તે ઉપોદ્દ્ઘાત સંગતિ કહેવાય છે. જેમ પ્રમાકારણ રૂપ પ્રમાણના નિરૂપણમાં ઉપોદ્દ્ઘાત સંગતિવડે કરણનું નિરૂપણ છે. ત્યાં "प्रमाकरणं प्रमाणम्" એ પ્રમાણનું લક્ષણ કરણ વડે ઘટિત છે. માટે પ્રકૃત પ્રમાણનું ઉપસાધકપણું' કરણમાં રહેલું હોવાથી પ્રમાણ નિરૂપણમાં ઉપોદ્દ્ઘાત સંગતિ વડે કરણનું નિરૂપણ સંભવે છે.

**उभयकर्मजविभागः**—જે વિભાગ બંને દ્રવ્યોની ક્રિયાવડે જન્ય હોય તે. જેમ પરસ્પર સંયુક્ત બે મલ્લોની ક્રિયાવડે તે બન્ને છૂટા પડે છે તે ઉભય કર્મજ વિભાગ જાણવો.

૨. स्वजनकक्रियाऽभाववदसमवेतविभाग उभयकर्मज विभागः । જે વિભાગ સ્વજનક ક્રિયાના અભાવવાળા દ્રવ્યમાં સમવાય સંબંધે કરીને રહેતો નથી, તે ઉભય કર્મજ વિભાગ કહેવાય છે. જેમ–બે ઘેટાની ક્રિયાવડે ઉત્પન્ન થયેલો જે બે ઘેટાનો વિભાગ છે, તે વિભાગસ્વજનક ક્રિયાના અભાવવાળા દ્રવ્યમાં રહેતો નથી, પણ સ્વજનક ક્રિયાવાળા તે બે ઘેટાઓમાં સમવાય સંબંધે કરીને રહે છે, માટે તે બન્ને ઘેટાઓનો વિભાગ તે ઉભયકર્મજ વિભાગ કહેવાય છે.

**उभयकर्मजसंयोगः**—જે સંયોગ બે દ્રવ્યોની ક્રિયાવડે જન્ય હોય તે. જેમ–મલ્લોનો પરસ્પર સંયોગ એ ઉભય કર્મજ સંયોગ છે.

૨. स्वजनकक्रियाभाववदसमवेतसंयोग उभयकर्मजसंयोगः । જે સંયોગ સ્વજનક ક્રિયાના અભાવવાળા દ્રવ્યમાં સમવાય સંબંધે કરીને રહેતો નથી, તે સંયોગ ઉભય કર્મજ સંયોગ કહેવાય છે. જેમ બે ઘેટાની ક્રિયાવડે જન્ય જે બે ઘેટાંનો સંયોગ છે, તે સંયોગ સ્વજનક ક્રિયાના અભાવવાળા દ્રવ્યમાં રહેલો નથી, માટે બે ઘેટાંનો સંયોગ 'ઉભયકર્મજ સંયોગ' કહેવાય છે.

**उल्लापः**—शोकरोगादिना ध्वनिविकारः શોક કે રોગ આદિ વડે જે વિકૃત ઉચ્ચારણ થાય તે.

**उल्लेखः**—इदं कर्त्तव्यमित्यादिना संकल्पितार्थप्रतिपादकशब्दोच्चारणम् । 'આ કરવું છે' ઇત્યાદિરૂપ સંકલ્પિત અર્થને પ્રતિપાદન કરનારા શબ્દનું ઉચ્ચારણ તે ઉલ્લેખ કહેવાય.

**उल्लेखनम्**—संकल्पितार्थकवाक्योच्चारणम् । સંકલ્પિત અર્થવાળા વાક્યનું ઉચ્ચારણ.

**उर्ध्वधावन्यनवस्था**—અનવસ્થાના દોષના બે પ્રકારમાંનો 'ઊર્ધ્વધાવન્તી' નામે એક દોષ છે. જેમાં એકની અપેક્ષા તેની પછીના અર્થમાં, એમ ચાલ્યાજ કરે છે તે જેમ—

**પ્રશ્ન**—ભેદ એ પોતાનાથી ભિન્ન ધર્મીમાં રહ્યો છે કે અભિન્ન ધર્મીમાં?

**ઉત્તર**—ભિન્નધર્મીમાં.

પ્ર૦—ક્યાભેદ વડે ભિન્ન ધર્મીમાં કયો ભેદ રહેલો છે ?

ઉ૦—બીજા ભેદ વડે ભિન્ન ધર્મીમાં પ્રથમ ભેદ રહ્યો છે.

પ્ર૦—અને એ બીજો ભેદ કયા ધર્મીમાં રહ્યો છે અને ધર્મી કયા ભેદ વડે ભિન્ન છે.

ઉ૦—ત્રીજા ભેદ વડે ભિન્ન ધર્મીમાં બીજો ભેદ રહ્યો છે.

એ રીતે ચોથા ભેદ વડે ભિન્ન ધર્મીમાં ત્રીજો ભેદ, વગેરે ધારા ચાલ્યા કરવાની. એને ઊર્ધ્વધાવન્ત્યનવસ્થા કહે છે.

**ऊर्मिषट्कम्**—જરા, મરણ, ક્ષુધા, તૃષા, અને શોક, મોહ, એ છ ઊર્મિઓ કહેવાય છે, કેમકે એ છ સમુદ્રની ઊર્મિઓ (લહેરો)ની પેઠે ચિત્તને ક્ષોભ પમાડનાર છે, તેમાં:—

જરા, મરણ—એ બે દેહના ધર્મ છે;

ક્ષુધા, તૃષા—એ બે પ્રાણના ધર્મ છે;

શોક, મોહ—એ બે મનના ધર્મ છે, (શોક, મોહ, ને ઠેકાણે કોઇ સુખ, દુઃખ, એમ પણ ગણાવે છે.)

**ऊहः**—पदान्तरेणाकाङ्क्षापूरणार्थाध्याहारः—વાક્યના અર્થમાં જો કોઇ પદની આકાંક્ષા રહેતી હોય તો બીજું પદ મૂકીને તે પૂર્ણ કરવારૂપ અધ્યાહાર તે ઊહ.

૨. उपदेशसमये शिष्यप्रतिपत्त्यनुकूलापूर्वयुक्तिकल्पनम्। ઉપદેશ કરતી વખતેજ, શિષ્યને બોધ થવાને અનુકૂળ એવી અપૂર્વ યુક્તિની કલ્પના તે ઊહ.

૩. अनन्वितार्थविभक्तिलिङ्गत्यागपूर्वकत्वे सत्यन्वययोग्यविभक्त्यादिकल्पनम्। શબ્દનાં જે વિભક્તિ કે લિંગનો વાક્યમાં અન્વય ન થઇ શકતો હોય તેને તજીને તેને ઠેકાણે અન્વય યોગ્ય વિભક્તિ અને લિંગ કલ્પવાં તે ઊહ.

૪. प्रकृताम्नातस्य विकृतौ समवेतार्थत्वाय तदुचितपदान्तरस्य पाठः। પ્રકૃતિ યાગમાં કહેલા પદાર્થનો વિકૃતિ યાગમાં સંબંધ અનુકૂળ થાય એટલા માટે તેને ઉચિત બીજા પદને મૂકીને જે પાઠ કરવો તે ઊહ.

**ऋक्**—यत्रार्थवशेन पादव्यवस्थितिः सा ऋक्। જેમાં અર્થને અનુસરીને પાદની વ્યવસ્થા હોય તે ઋક્.

૨. नियताक्षरपादावसाना ऋक्। પાદમાં નિયમિત સંખ્યા વાળા અક્ષરો હોય તે ઋક્.

૩. पादबद्धगायत्र्यादिछन्दोविशिष्टमन्त्रः। પાદબદ્ધ ગાયત્રી વગેરે છંદવાળો મંત્ર તે ઋક્.

**ऋक्संहिता**—"अग्निमीळे" ઇત્યાદિ ૧૦૪૭૨ મંત્રોનો સમુદાય.

**ऋग्वेदः**—ऋग्बहुलो वेदः। જેમાં 'ઋક્' મંત્રો ઘણા હોય એવો વેદ.

૨. ऋगवयवको वेदः। 'ઋક્' મંત્રોરૂપ અવયવવાળો વેદ.

**ऋतंभराप्रज्ञा**—અતીત, અનાગત, દૂર, વ્યવધાનવાળું એટલે વચમાં અંતરાયવાળું, સૂક્ષ્મ, ઇત્યાદિ સર્વ પદાર્થોને જાણનારૂં જે યોગીઓનું પ્રત્યક્ષ ને ઋતંભરા પ્રજ્ઞા કહેવાય છે.

**ऋषिः**—अतीन्द्रियार्थदर्शी। જે બાબતો ઇંદ્રિયોથી જાણવામાં આવતી નથી તે તે જાણનાર તે 'ઋષિ' કહેવાય છે.

૨ **मंत्रद्रष्टा**—વેદના મંત્રોની જેને સ્ફુરણા થઇ હોય તે. (જેવા કે વસિષ્ટ, વામદેવ, વિશ્વામિત્ર, દધ્યઙ્ઙાથર્વણ. ઇત્યાદિ.)

एकं (लक्षणम)-एकत्वसंख्यायोगि एकम्। જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને એકત્વ સંખ્યાવાળું હોય છે તે દ્રવ્ય 'એક' કહેવાય.

૨. द्वित्वाद्यभाववदेकम्। જે દ્રવ્ય, દ્વિત્વ, ત્રિત્વ, આદિક સંખ્યાના અભાવવાળું હોય તે દ્રવ્ય 'એક' કહેવાય છે.

૩. सजातीयमात्रवृत्तिद्वित्वाभाववदेकम्। સમાન જાતિવાળા દ્રવ્યમાત્રમાં રહેનારૂં જે દ્વિત્વ છે, તે દ્વિત્વના અભાવવાળું દ્રવ્ય 'એક' કહેવાય છે.

**एकत्वम्**—स्वप्रतियोगिकभेदासमानाधिकरणाकाशत्ववत्त्वमेकत्वम्। 'સ્વ' એટલે આકાશ છે

પ્રતિયોગી જેનું, એવો જે અન્યોન્યાભાવરૂપ ભેદ છે, તે ભેદ એક આકાશને છોડીને બીજા પૃથ્વી વગેરે સર્વ પદાર્થોમાં રહે છે; અને તે પૃથ્વી વગેરેમાં તે આકાશત્વ ધર્મ રહેતો નથી, પણ આકાશત્વ ધર્મ તો કેવળ આકાશમાંજ રહે છે. માટે તે આકાશત્વ ધર્મ તે આકાશ પ્રતિયોગી ભેદનો અસમાનાધિકરણ છે. એવું આકાશત્વ ધર્મવાળું જે આકાશ છે, તેજ આકાશમાં એકત્વ છે.

૨. प्रथमसंख्यान्वितत्वम् । 'પ્રથમ' એવી સંખ્યાના સંબંધવાળાપણું તે એકત્વ.

૩. द्वित्वाद्यभावत्त्वकत्वमेम् । 'બેપણું' આદિના અભાવવાળાપણું તે એકત્વ.

૪. सजातीयविजातियस्वगतभेदशून्यत्वम् । સજાતીય, વિજાતીય, અને સ્વગત ભેદથી રહિતપણું તે એકત્વ.

**एकवाक्यत्वम्**—एकार्थबोधकानां शब्दानां मिथ आकाङ्क्षयैकस्या बुद्धावारूढत्वम् । એક અર્થનો બોધ કરનારા શબ્દોનું પરસ્પરની આકાંક્ષાથી એક બુદ્ધિમાં આરૂઢ થવાપણું તે એક વાક્યત્વ. એના બે ભેદ છેઃ (૧) પદૈક-વાક્યતા અને (૨) વાક્યૈકવાક્યતા. (લક્ષણ 'एकवाक्यताप्रकारौ' એ શબ્દમાં જોવાં.)

**एकवाक्यताप्रकारौ**—એક વાક્યતાના પ્રકાર-તે બે પ્રકારની છેઃ (૧) પદૈકવાક્યતા અને (૨) વાક્યૈકવાક્યતા.

(૧) **પદૈકવાક્યતા**—અર્થવાદ વાક્યોને પદ જેવાં ગણેલાં છે. માટે અર્થવાદ વાક્યોની વિધિવાક્યો સાથે 'પદૈકવાક્યતા' કહેવાય છે.

(૨) **વાક્યૈકવાક્યતા**—જ્યાં પ્રત્યેક ભિન્ન ભિન્ન સંબંધ પ્રતિપાદન કરનારાં બે વાક્યોમાં આકાંક્ષાને લીધે મહાવાક્યાર્થ બોધકત્વ હોય, ત્યાં વાક્યૈવાક્યતા જાણવી. જેમ—"दर्शपौर्णमासाभ्यां स्वर्गकामो यजेत ।" આ વિધિવાક્ય છે. તથા "समिधो यजात" આ અંગભૂત યાગપ્રતિપાદક વાક્ય છે. એ યાગ દર્શપૌર્ણમાસનું અંગ હોવાથી અંગી વાક્ય સાથે તેની વાક્યૈકવાક્યતા કહેવાય છે

**एकाग्रता**—વિજાતીય વૃત્તિયોનો તિરસ્કાર કરીને લક્ષ્ય વસ્તુ તરફ સજાતીય વૃત્તિઓનો જે પ્રવાહ તે ચિત્તની એકાગ્રતા જાણવી.

**एकाग्रभूमिः**—યોગની પાંચ ભૂમિકાઓ, જે ચિત્તપંચક કહેવાય છે, તેમાંની ચોથી ભૂમિ. ભૂમિ એટલે અવસ્થા. ચિત્તની સંપ્રજ્ઞાત સમાધિઅવસ્થાનું નામ એકાગ્રભૂમિ છે.

૨. एकविषयकवारावाहिकवृत्तिसमर्थम् । પાણીની અખંડ ધારાની પેઠે એક વિષય ઉપર સતત વહેનારી વૃત્તિ રાખવાને જે સમર્થ હોય તે મન. (અથવા તેવો યોગી પણ એકાગ્રભૂમિ કહેવાય છે)

**एकार्थसमवायसम्बन्धः** । ('भावत्व' શબ્દ જુઓ.)

**एकेन्द्रियवैराग्यम्** । पक्कसर्वकषायज्ञानेन चित्तोत्सुकता । પક્વ થયેલા સર્વકષાયનેના જ્ઞાન વડે જે ચિત્તની ઉત્સુકતા તે એકેન્દ્રિય વૈરાગ્ય.

૨. इन्द्रियान्तरेषुपसंहृतेष्वप्यनुपसंहृतस्य मनसो वृत्तिजिहासा । બધી ઇંદ્રિયોનો ઉપસંહાર કર્યા છતાં પણ મનનો ઉપસંહાર ન થવાથી તેની વૃત્તિયોનો ત્યાગ કરવાની ઇચ્છા તે એકેન્દ્રિય વૈરાગ્ય.

૩. મનમાં વિષયોની ઇચ્છા હોવા છતાં ઇંદ્રિયોને વિષયથી રોકવાનો જે પ્રયત્ન, તે એકેન્દ્રિય વૈરાગ્ય.

**एव**—સંસ્કૃત ભાષામાં વપરાતા एव અવ્યયનો અર્થ બે પ્રકારનો છેઃ (૧) अयोग-व्यच्छेदः અને (૨) अन्ययोगव्यच्छेदः । अन्ययोगव्यवच्छेदના વળી બે ભેદ છેઃ (૧) केवला-योगव्यवच्छेदः અને (૨) अन्यन्तायोगव्यवच्छेदः (એનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

**एषणा**—અભિમાન ૨. ચાહના.

**एषणात्रयम्**—(એષણા ત્રણ પ્રકારની છેઃ (૧) પુત્રૈષણા, વિત્તૈષણા, અને લોકૈષણા, એ ત્રણ એષણાઓ કહેવાય છે.

**ऐकान्तिकत्वम्**—साधनानन्तरमवश्यं भावित्वम् । સાધન કર્યા પછી જે અવસ્ય થવું જોઇએ તે ઐકાન્તિક કહેવાય.

**ऐतिह्यं** ( प्रमाणम् )—विशिष्यानिर्णीतप्रथमवक्तृकः शब्दविशेष एतिह्यम् । વિશેષ કરીને નથી નિર્ણીત થયો પ્રથમ વક્તા જેનો, એવો જે શબ્દ વિશેષ તે ઐતિહ્ય પ્રમાણ કહેવાય છે. જેમ–'આ વડમાં યક્ષ રહે છે.' ઇત્યાદિ લૌકિક ઇતિહાસ 'ઐતિહ્ય' કહેવાય છે. તેમાં આ પુરૂષે આ વડમાં યક્ષને જોઇને 'આ વડમાં યક્ષ રહે છે' એવું વચન કહ્યું હતું, એ પ્રકારે તે વચનનો પ્રથમ વક્તા પુરૂષનો નિર્ણય થતો નથી, લોકપરંપરાથી એ પ્રવાદ ચાલ્યો આવે છે, એવા ઐતિહ્ય પ્રમાણથી પણ વડમાં યક્ષનું જ્ઞાન થાય છે.

**ऐश्वर्यम्**-इच्छानभिघातात्मकत्वम् । ઇચ્છાનું ન રોકાવાપણું. એટલે ઇચ્છા પ્રમાણે થવામાં કોઇના તરફથી અડચણ થઇ શકે નહિ, એમ હોવાપણું.

**ऐश्वर्यादिषट्कम्**—ऐश्वर्यं श्रीर्यशोवीर्यं ज्ञानं वैराग्यमेव च । एतद्वेदान्तिकैः प्रोक्तमैश्वर्याषड्विधम् ॥१॥ ઐશ્વર્ય, શ્રી, યશ, વીર્ય જ્ઞાન અને વૈરાગ્ય એ છ ઐશ્વર્ય (કે છ ભગ) કહેવાય છે, (અને એ છ ભગવાળા નારાયણ તે ભગવાન્ કહેવાય છે)

**औत्सुक्यम्**—रमनीयफलसाधनेनोत्कटेच्छा। રમણીય ફલ પ્રાપ્તિના સાધનવડે તે તે ફળ મેળવવાને જે ઉત્કટ ઇચ્છા થાય છે તે ઔત્સુક્ય.

२. कार्याकार्यविचारेण प्रवृत्ताह्लादविशेषः । કાર્ય એ અકાર્યના અવિચારને લીધે પ્રવૃત્ત થયેલો એક પ્રકારનો ઉમંગ, તે ઔત્સુક્ય.

**औदर्यं तेजः**—पार्थिवजलोभयेन्धनं तेज औदर्यम्। પાર્થિવ (અન્ન) તથા જળ એ બન્ને જેનાં ઇંધન છે એવું તેજ ઔદર્યતેજ કહેવાય છે. (જાઠરાગ્નિ એ એવું તેજ છે.)

## क

**कथा**—नानाकर्तृकपूर्वोत्तरपक्षप्रतिपादकवाक्यविस्तरः। જૂદા જૂદા પુરૂષોએ પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષને પ્રતિપાદન કરનારાં વાકયોનો વિસ્તાર તે કથા.

२. नाना प्रवक्तृकत्वे सति तद्विचारवस्तुविषया वाक्यसंदर्भः । અનેક વક્તાઓ હોઇને તેમના વિચારની વસ્તુવિષયક વાકયોની ગુંથણી–રચના.

३. तत्त्वनिर्णयविजयान्यतरस्वरुपयोग्यो न्यायानुगतवचनसंदर्भः । તત્ત્વનિર્ણય અથવા વાદીને જીતવું, એ બેમાંથી ગમે તે એકના સ્વરૂપને યોગ્ય એવી ન્યાયને અનુસરીને જે વાકયોની રચના, તેને કથા કહે છે. (એના ત્રણ પ્રકાર છેઃ (૧) વાદ, (૨) જલ્પ અને (૩) વિતંડા. લક્ષણ તે તે શબ્દોમાં જોવાં.)

**कन्था**—त्यक्तं वस्त्रं गृहस्थेन वहिः प्रक्षाल्य यत्नतः। सहस्रडोरकादिग्धा सा कन्था च विधीयते ॥१॥ ગૃહસ્થ પુરૂષે જે વસ્ત્ર જૂનું જાણીને બહાર ફેંકી દીધું હોય તેને શ્રમ કરીને ધોવું અને પછી એક હજાર દોરા (ના ટાંકા)થી તેને સીવી લેવું. એવી કન્થા કરવાનું શાસ્ત્રોમાં વિધાન કરેલું છે.

**कमण्डल्वादिधरः संन्यासः**—એ વિદ્વત્સંન્યાસનો એક પ્રકાર છે. એમાં પ્રૈષોચ્ચારપૂર્વક દંડ કમંડલુ ધારણ કરીને શિખાસૂત્રનો ત્યાગ કરવામાં આવે છે.

**करणत्रयम्**—મન, વાણી, અને શરીર, એ ત્રણ ક્રિયાને નિષ્પાદન કરવાનાં સાધન હોવાથી તે ત્રણ કરણ કહેવાય છે.

**करणम्**—व्यापारवदासाधारणंकारणं करणम्। વ્યાપારવાળું એવું જે અસાધારણ કારણ છે, તે કરણ કહેવાય છે. જેમ ઘડારૂપ કાર્યની પ્રતિ દંડ એ કરણ છે. એ દંડ ભ્રમણ કરાવવા રૂપ વ્યાપારવાળો છે તથા અસાધારણ કારણરૂપ પણ છે, માટે ઘટરૂપ કાર્યની પ્રતિદંડ એ કરણ કહેવાય છે. એજ પ્રકારે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચારે પ્રમાણ પણ વ્યાપારવાળાં છે તથા તે તે પ્રત્યક્ષાદિક પ્રમાનાં અસાધારણ કારણ પણ છે, માટે પ્રત્યક્ષાદિક ચારે પ્રત્યક્ષાદિક પ્રમાનાં કરણ કહેવાય છે.

૨. क्रियादिनिष्पादकं करणम्। કોઇપણ ક્રિયાનું નિષ્પાદક જે હોય તે કરણ.

૩. व्यापारभिन्नत्वे सति असाधारणं कारणम्। વ્યાપારથી ભિન્ન હોઇને જે અસાધારણ કારણ હોય તે કરણ.

**करणापाटवत्त्वम्**—इच्छाविषयीभूतवर्णोच्चारणाननुकूलत्वम्। ઇચ્છાના વિષય જે વર્ણોચ્ચારાદિ, તેને અનનુકૂલપણું અર્થાત જિહ્વાદિનું વર્ણોચ્ચાર કરવામાં અસામર્થ્ય, શ્રોતાદિ કરણનું શ્રવણ વગેરેમાં અસામર્થ્ય, ઇત્યાદિ.

**करुणा**—દુઃખી પ્રાણી જોઇને, જેમ અમને દુઃખ ઇષ્ટ નથી તેમ આ પ્રાણીઓને પણ દુઃખ ન થવું જોઇએ, એવી જે ભાવના તે કરુણા. ૨. દુઃખીનું દુઃખ દૂર કરવા માટે દયા. ૩. બીજાનું દુઃખ દૂર કરવું તે.

**कर्त्तव्यम्**—कर्त्तुं योग्यम्। કરવાયોગ્ય. ૨. अवश्यं करणीयम्। જે અવશ્ય કરવું જોઇએ તે.

**कर्त्ता**—क्रियायां स्वतंत्रः कर्त्ता। ક્રિયા કરવામાં જે સ્વતંત્ર હોય તે કર્ત્તા કહેવાય છે.

૨. क्रियानुकूलकृतिमत्त्वम्। ક્રિયાને અનુકૂળ કૃતિવાળા હોવાપણું તે કર્તૃત્વ (કર્તાપણું).

૩. इतरकारकाप्रयोज्यत्वे सति सकलकारकप्रयोक्ता। જે પોતે બીજા કોઇ કારકથી પ્રેરાવા યોગ્ય ન હોઇને સઘળાં કારકોનો જે પ્રયોક્તા હોય તે કર્ત્તા. (કર્મ, કરણ, સંપ્રદાન અપાનદાન અને અધિકરણ એ દ્વિતીયાદિ વિભક્તિના અર્થોને કારક કહે છે. કર્તા પણ કારક છે.)

૪. ज्ञानचिकीर्षाप्रयत्नाधारः कर्त्ता। કાર્યના ઉપાદાનનું જ્ઞાન, કાર્ય કરવાની ઇચ્છા, અને ઇચ્છાજન્ય પ્રયત્ન, એ ત્રણનો જે આધાર હોય, એટલે એ ત્રણ જેનામાં હોય, તે કર્ત્તા કહેવાય છે.

૫. વિજ્ઞાનમય કોશની ઉપાધિવાળો આત્મા કર્ત્તા કહેવાય છે.

**कर्तृत्वम्**—उपादानगोचरी परोक्षज्ञान-चिकीर्षाकृतिमत्वं कर्तृत्वम्। કાર્યના ઉપાદાન વિષયક જે અપરોક્ષ જ્ઞાન છે, તથા કાર્ય કરવાની ઇચ્છારૂપ જે ચિકીર્ષા છે, તથા પ્રયત્નરૂપ જે કૃતિ છે, એ ત્રણના સમવાય સંબંધે કરીને જે આશ્રયપણું છે, તેનું નામ કર્તૃત્વ છે. (આ લક્ષણ કર્ત્તાનું પણ છે. કર્ત્તાનાં બીજાં લક્ષણો પણ ભાવ પ્રત્યયથી અહીં સમજી લેવાં.)

**कर्म**—संयोगविभागासमवायिकारणं कर्म। જે પદાર્થ સંયોગ તથા વિભાગનું અસમવાયિ કારણ હોય છે તે પદાર્થ કર્મ કહેવાય છે. જેમ—"ઘડો એક સ્થળેથી બીજી જગોએ મૂકયો." એ ઉદાહરણમાં ઘડામાં રહેલું કર્મ પૂર્વ દેશથી વિભાગનું તથા ઉત્તર દેશના સંયોગનું અસમવાયિ કારણ છે.

૨. संयोगभिन्नत्वे सति संयोगासमवायिकारणं कर्म। જે પદાર્થ સંયોગથી ભિન્ન હોય છે, તથા સંયોગનું અસમવાયિ કારણ હોય છે, તે પદાર્થ કર્મ કહેવાય છે. જેમ ઘટાદિક મૂર્ત દ્રવ્યોમાં રહેલું કર્મ સંયોગનું અસમવાયિ કારણ પણ છે, માટે કર્મનું આ લક્ષણ પણ સંભવે છે.

૩. विभागभिन्नत्वे सति विभागासमवायिकारणं कर्म। જે પદાર્થ વિભાગથી ભિન્ન હોઇને વિભાગનું અસમવાયિ કારણ હોય છે, તે કર્મ. જેમ, ઘડાને તેના પૂર્વ સ્થળથી ખસેડી ઉત્તર સ્થળમાં લેઇ જવો હોય ત્યારે તે કર્મ ઘડામાં થાય છે; માટે એ ઘટનિષ્ઠ કર્મ વિભાગથી ભિન્ન છતાં પૂર્વ સ્થળથી વિભાગ થવાનું અસમવાયિ કારણ પણ છે. માટે કર્મનું આ લક્ષણ ઘટે છે.

૪. मूर्त्तत्वव्याप्यतावच्छेदकपदार्थविभाजकोपाधिमत् कर्म। મૂર્ત્તત્વ ધર્મની વ્યાપ્યતાનું અવચ્છેદક, તથા પદાર્થનો વિભાજક એવો જે ઉપાધિ (કર્મત્વ) છે તે ઉપાધિવાળો પદાર્થ તે કર્મ કહેવાય છે. અર્થાત્,—પૃથ્વી,

જળ, તેજ વાયુ, મન એ પાંચ દ્રવ્યોમાં મૂર્તત્વ ધર્મ રહે છે, તથા કર્મ પણ એ પાંચ દ્રવ્યોમાં રહે છે. માટે કર્મ એ મૂર્તત્વ ધર્મનું વ્યાપ્ય કહેવાય છે. જે ધર્મ જે ધર્મને છોડીને રહેતો નથી, તે ધર્મ તે ધર્મનું વ્યાપ્ય કહેવાય છે. એવા કર્મમાં રહેલી જે મૂર્તત્વ ધર્મની વ્યાપ્યતા છે, તે વ્યાપ્યતાની અવચ્છેદક કર્મત્વ જાતિ છે, અને તે કર્મત્વ જાતિ પદાર્થ વિભાજક ઉપાધિરૂપ પણ છે. એવી મૂર્તત્વની વ્યાપ્યતાની અવચ્છેદક તથા પદાર્થ વિભાજક ઉપાધિરૂપ કર્મત્વ જાતિ સમવાય સંબંધે કરીને સર્વ કર્મોમાં રહે છે, માટે કર્મનું આ લક્ષણ સંભવે છે.

૫. निर्गुणवृत्तिगुणावृत्तिजातिमत्कर्म । નિર્ગુણ પદાર્થમાં રહેનારી તથા ગુણ વિષે નહિ રહેનારી એવી (કર્મત્વ) જાતિવાળો પદાર્થ કર્મ કહેવાય છે. જેમ કર્મમાં કોઈપણ રૂપાદિક ગુણ સમવાય સંબંધે કરીને રહેતો નથી. માટે કર્મ નિર્ગુણ કહેવાય છે; એવા નિર્ગુણ કર્મમાં રહેનારી કર્મત્વ જાતિ છે, માટે તે નિર્ગુણવૃત્તિ કહેવાય છે. વળી એ કર્મત્વ જાતિ ગુણ પદાર્થમાં રહેતી નથી માટે તે 'ગુણઅવૃત્તિ' કહેવાય છે. એવી નિર્ગુણવૃત્તિ તથા ગુણઅવૃત્તિ કર્મત્વ જાતિ સમવાય સંબંધથી સર્વ કર્મોમાં રહે છે, માટે ઉક્ત લક્ષણ સંભવે છે.

૬. करणव्यापारविषयः कर्म । કરણના વ્યાપારનો વિષય તે કર્મ. જેમ, વાંસલો કરણ છે; તેને ઉંચો કરી લાકડા ઉપર અફાળવારૂપ વ્યાપારનો વિષય લાકડું છે માટે 'લાકડું' એ કર્મ.

૭. संयोगविभागयोरनपेक्षकारणं कर्म । સંયોગ અને વિભાગ એ બન્નેનું (દ્રવ્યાદિ) નિરપેક્ષ જે કારણ તે કર્મ,

૮. शुभाशुभक्रियाजन्यमदृष्टं कर्म । શુભ કે અશુભ ક્રિયાથી જન્ય જે અદૃષ્ટ તે કર્મ, (એ અદૃષ્ટ પુણ્યપાપથી મિશ્ર હોય છે.)

૯. शुभाशुभादृष्टजनको व्यापारः कर्म । શુભ કે અશુભ અદૃષ્ટને ઉત્પન્ન કરનારો વ્યાપાર તે કર્મ. (એ વ્યાપાર નિત્ય, નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત્ત અને નિષિદ્ધ એમ પાંચ પ્રકારનો હોવાથી કર્મના એ પાંચ પ્રકાર છે. (લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

૧૦. धात्वर्थनावच्छेदकपरसमवेतक्रियाफलशालित्वं कर्मत्वम् । જે ધાતુના અર્થનું અવચ્છેદક હોઇને, જે ક્રિયાનું ફળ અન્યને (તેના કર્તાને) પ્રાપ્ત થતું હોય તે કર્મ. જેમ–'पुस्तकं लिखति' –'પુસ્તક લખે છે.' એમાં लिख् ધાતુનો અર્થ જે લેખનક્રિયા, તે ક્રિયાનું અવચ્છેદક પુસ્તક છે, અને તે પુસ્તક લેખનનો ફલશાલી અર્થાત્ ફલભોક્તા લેખક છે, અને તે લેખક પુસ્તકથી પર છે. માટે એ લેખનફલશાલીએ કરેલી લેખનરૂપ ક્રિયાનું નામ 'કર્મ' છે.

૧૧. (પાતંજલમતે) વિહિતનિષિદ્ધ ક્રિયાથી જન્ય જે ધર્માધર્મ તે કર્મ.

**कर्मकाण्डम्**—कर्मणां कर्त्तव्यताप्रतिपादकं काण्डम् । કર્મો કર્તવ્ય છે એમ પ્રતિપાદન કરનારો વેદનો જે કાણ્ડ તે.

૨. द्रव्यदेवताद्यर्थस्मारकः । દ્રવ્ય અને દેવતા વગેરે અર્થનું સ્મરણ કરાવનાર વેદનો જે કાણ્ડ તે કર્મકાંડ.

**कर्मजतादात्म्यम्**—અહંકારનું સ્થૂલ દેહ સાથે તાદાત્મ્ય તે કર્મજ તાદાત્મ્ય કહેવાય છે.

**कर्मजविभागः**—ક્રિયારૂપ કર્મ વડે જન્ય વિભાગ તે કર્મજ વિભાગ.

**कर्मत्रयम्**—પારબ્ધ, સંચિત, અને આગામી એવા કર્મના ત્રણ પ્રકાર છે. (લક્ષણો તે તે શબ્દોમાં જોવાં).

**कर्मधारयसमासः**—तुल्यविभक्तिलिङ्गयोरुभयोः पदयोः समानाधिकरणः । જે શબ્દોની વિભક્તિ અને લિંગ સમાન હોય એવા શબ્દોનું જે સમાનાધિકરણ તે કર્મધારય સમાસ, જેમ कृष्णमृगः, श्वेतपताका, ઇ૦.

**कर्मपञ्चकम्**—"नित्यं नैमित्तिकं काम्यं प्रायश्चित्तं तथाविधम् । निषिद्धं चेति कर्माणि पञ्च स्युः सर्वदेहिनाम् ॥१॥ (૧) નિત્ય કર્મ, (૨) નૈમિત્તિક કર્મ, (૩ કામ્યકર્મ, (૪) પ્રાયશ્ચિત્ત કર્મ અને (૫) નિષિદ્ધ કર્મ એવા કર્મનો પાંચ પ્રકાર છે.

**कर्मपदार्थः**—કર્મ પદાર્થનો પાંચ પ્રકાર છે: (૧) ઉત્ક્ષેપણ, (૨) અપક્ષેપણ, (૩) આકુંચન, (૪) પ્રસારણ, અને (૫) ગમન. એ કર્મ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન, એ પાંચ મૂર્ત દ્રવ્યોમાં રહે છે. બધાંજ કર્મ અનિત્ય હોય છે.

**कर्मप्रकारौ** ( જૈન મતે )—કર્મ બે પ્રકારનું છે: (૧, ઘાતિ કર્મ અને (૨) અઘાતિ કર્મ.

**कर्मफलव्यतिकरः**—એકના સુખી કે દુઃખી હોવાથી બધાજ સુખી કે દુઃખી થાય તે.

**कर्ममिमांसा**—कर्मकाण्डवेदविचारग्रन्थः । કર્મકાંડને પ્રતિપાદન કરનાર વેદભાગનો જેમાં વિચાર કર્યો હોય તે ગ્રંથ.

**कर्मषट्कम्**—स्नानं संध्या जपो होम आतिथ्यं देवतार्चनम् । वैश्वदेवस्तथैतानि प्राहुः कर्माणि षड्बुधाः ॥१॥ સ્નાન, સંધ્યા, જપ, હોમ, આતિથ્ય, દેવપૂજા અને વૈશ્વદેવ એ છ કર્મ છે એમ પંડિતો કહે છે. ( આતિથ્યનો સમાવેશ વૈશ્વદેવમાં કરીને તેને ઠામે કોઇ યજ્ઞ ( બ્રહ્મયજ્ઞાદિક ) શબ્દ પણ બોલે છે.

**कर्मेन्द्रियम्**—वदनादिव्यापारकरणमिन्द्रियम् । બોલવા વગેરેને વ્યાપારનુ કરણરૂપ ઇંદ્રિય.

૨. अपञ्चीकृतपञ्चमहाभूतकार्यत्वे सति वचनादि क्रियासाधनम् ।—અપંચીકૃત પંચમહાભૂતોનું કાર્ય હોઇને જે બોલવા વગેરે ક્રિયાનું સાધન હોય તે.

**कर्मेन्द्रियपञ्चकम्**—વાક્, પાણિ, પાદ, પાયુ, અને ઉપસ્થ, એ પાંચ કર્મનાં સાધન હોવાથી કર્મેન્દ્રિય કહેવાય છે.

**कर्मेन्द्रियाणां देवताः**—કર્મેન્દ્રિયોની દેવતા આ પ્રમાણે છેઃ-(૧) વાક્ ( વાણી ) ઇંદ્રિયનો દેવતા અગ્નિ છે; (૨) પાણિ એટલે હાથની દેવતા ઇંદ્ર છે; (૩) પાદની દેવતા ઉપેન્દ્ર છે; (૪) વાયુ (ગુદા) ની દેવતા મૃત્યુ છે, અને (૫) ઉપસ્થની દેવતા પ્રજાપતિ છે.

**कल्पः**—मन्त्रार्थसामर्थ्य प्रकाशकः । મંત્રના અર્થના સામર્થ્યનો પ્રકાશ કરનાર ગ્રંથ.

૨. यागप्रयोगप्रतिपादकः । યાગના પ્રયોગનો પ્રતિપાદન કરનારો ગ્રંથ.

૩. यज्ञपात्रनिर्माणप्रतिपादकं शास्त्रम् । યજ્ઞમાં વપરાતાં પાત્રો બનાવવાના પ્રકારનું પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર. જેમ-કાત્યાયન સૂત્ર, આશ્વલાયન સૂત્ર, આપસ્તંબ સૂત્ર, ઇત્યાદિ.

**कल्पना**—अविद्यमानपदार्थस्यान्यत्रस्थितस्य अन्यत्र प्रतिभासरूपो मानसव्यापारः । જે પદાર્થ વિદ્યમાન નથી, અથવા જે પદાર્થ બીજી કોઇ જગોએ છતાં જોનારની સંમુખ હાજર નથી, તે પદાર્થનો જે બીજી જગોએ પ્રતિભાસરૂપ રૂપ માનસ વ્યાપાર તે કલ્પના.

**कल्पनागौरवम्**—समर्थनित्यकल्पना कल्पनागौरवम् । કોઇ કાર્યમાં એક સમર્થ કારણ છતાં તેવા બીજાં ઘણાં કારણોની કલ્પના કરવી તે કલ્પના ગૌરવ જાણવું. જેમ-સર્વ જગતની ઉત્પત્તિ કરવામાં સમર્થ એવા એક ઇશ્વર વડે સર્વ જગતની ઉત્પત્તિ સિદ્ધ થયા છતાં પણ અનેક ઇશ્વરની કલ્પના એ કલ્પના ગૌરવ છે. ( એ એક જાતનો દોષ છે. )

**कल्पनालाघवम्**—समर्थाल्पकल्पना कल्पना लाघवम् । કાર્યના ઉત્પન્ન કરવા વિષે સમર્થ વસ્તુની અલ્પતાની કલ્પના તેનું નામ કલ્પના લાઘવ છે. જેમ-સર્વ જગતના કર્તા રૂપે કલ્પેલો જે ઇશ્વર છે, તે એક માનીએ તો કલ્પનાલાઘવ છે; અને એક ન માનીએ તો કલ્પનાલાઘવ ન કહેવાય. કેમકે જ્યાં એકની કલ્પના કરવાથી કાર્યની સિદ્ધિ થાય છે, ત્યાં ઘણાની કલ્પના કરવાની જરૂર નથી.

**कषायः**—चित्तस्य रागादिनास्तब्धिभावः रागद्वेषादि वडे चित्तनो स्तब्धिभाव (जडता) ते कषाय २.

चित्तस्य रागादिना स्तब्धीभावादखण्डवस्त्वनालम्बनम्। रागद्वेषादिथी थयेली चित्तनी जडताने लीधे अखंड वस्तुनुं अग्रहण ते कषाय.

**काणत्वम्**—चक्षुरिन्द्रियशून्यैकगोलकत्वम्। नेत्रना एक गोलकनुं चक्षु इंद्रियथी रहितपणुं.

**कादाचित्कत्वम्**—सत्वे सति किञ्चित्कालवृत्त्यभावप्रतियोगित्वम्। कोई वस्तुनुं अस्तित्व छतां थोडाक वखत सुधी ते वस्तुना अस्तित्वना अभावनुं जे प्रतियोगीपणुं ते. अर्थात् वस्तुनुं अस्तित्व छतां थोडाक वखत सुधी ते वस्तु न जणावी ते.

२. प्रागभावप्रतियोगित्वध्वंसप्रतियोगित्वान्यतरत्वम्। प्रागभावनुं प्रतियोगीपणुं के ध्वंसनुं प्रतियोगीपणुं ए एमांथी एकनुं होवापणुं. अर्थात् जे वस्तुनो प्रागभाव होय अथवा ध्वंसाभाव होय ते वस्तुमां कादाचित्कत्व जाणवुं.

**कामः**—इष्टविषयाभिलाषः। इष्ट विषयनी अभिलाषा ते काम.

२. स्त्र्यादि विषयकोऽभिलाषः स्त्री आदिक आदिक विषयनी अभिलाषा ते काम.

३. आत्मनोऽनुकूलेषु सुखहेतुषु दृश्यमानेषु श्रूयमाणेषु स्मर्यमाणेषु वा तद्गुणानुसन्धानाभ्यासेन यो रत्यात्मको गर्धः स कामः। पोताने अनुकूळ सुखना हेतुरूप अर्थ जोवामां, सांभळवामां, के स्मरणमां आववाथी तेना गुणना अनुसंधानना अभ्यासथी जे रतिरूपी तृष्णा ते काम कहेवाय छे.

**कामभेदाः**—बाह्याभ्यन्तरवासनाभेदात्त्रिविधः कामः। बाह्य, आभ्यंतर, अने वासना, एवा भेदथी काम त्रण प्रकारनो छेः जेम–प्राप्त करेला मोदक विषे काम ते बाह्य काम; मनोरथरूप मोदकनी इच्छा ते आभ्यंतर काम; अने रस्तामां पडेलां तरणां जेम जनारने अनायासे प्रतीत थाय छे, तेम अनायासे प्राप्त थएला पदार्थोनी इच्छा ते वासनारूप काम कहेवाय छे.

**काम्यत्वम्**—तत्फलकामनावदधिकारिकर्त्तव्यत्वम्। ते ते फळनी कामनावाळा अधिकारीए कर्त्तव्य होवापणुं ते काम्यत्व.

**काम्यकर्म**—जे कर्म करवाथी फळनी प्राप्ति थाय, पण जे कर्म न करवाथी प्रत्यवाय लागे नहि तेने काम्य कर्म कहे छे. जेम–जेने स्वर्गनी इच्छा होय ते ज्योतिष्टोम याग करे तो तेने स्वर्गनी प्राप्ति रूप फळ मळे; पण जेने स्वर्गनी इच्छा नथी. तेने ते न करवाथी कांईपण पाप लागतुं नथी. एवा कर्मने काम्यकर्म कहे छे.

२. स्वर्गादिफलकामनादधिकारिकर्त्तव्यम्। स्वर्गादि फळनी कामनावाळा अधिकारीए करवा योग्य कर्म, ते काम्यकर्म.

३. स्वर्गादीष्टसाधनम्। स्वर्ग आदि इष्ट साधनरूप कर्म ते काम्यकर्म.

**कायत्वम्**—देहव्यापि त्वगिन्द्रियत्वम्। देहमां व्यापी रहेलुं जे त्वक् इंद्रिय, ते पणुं.

**कायव्यूहः**—तत्त्वज्ञानना प्रभावथी तत्त्वज्ञानी पुरुष संचित कर्मो भोगवी लेवाने एके वखते जे अनेक शरीरो धारण करी छे, ते शरीरोनो समुदाय ते कायव्यूह कहेवाय छे.

२. योगिरचितयुगपदनेकशरीरत्वम्। योगीओ जे एके वखते अनेक शरीरो रचे छे तेने कायव्यूह कहे छे.

**कारकम्**—व्यापारवत्करणम्। व्यापारवाळुं जे कारण ते कारक कहेवाय.

२ क्रियाजनकं कारकम्। क्रियानुं जे जनक होय ते, क्रियानुं कारक.

३. क्रियाजनकशक्तिमत्कारकम्। क्रियाने उत्पन्न करवाने जे शक्तिमान होय ते कारक कहेवाय छे.

**कारणम्**—अनन्यथासिद्धकार्यनियतपूर्ववृत्ति कारणम्। जे पदार्थ अन्यथासिद्ध वस्तुओथी

ભિન્ન હોય છે, તથા નિયમ પૂર્વક કાર્યની પૂર્વ ક્ષણમાં રહે છે તે પદાર્થ તે કાર્યના પ્રતિ કારણ કહેવાય છે. જેમ, દંડ, ચક્ર, કુલાલ, કપાલ, આદિક કારણો, ઘટના પ્રતિ અન્યથાસિદ્ધ જે રાસભાદિક તેમનાથી ભિન્ન છે, તથા ઘટરૂપ કાર્યની પૂર્વક્ષણ વિષે નિયમ પૂર્વક હોનારાં પણ છે, માટે તે દંડાદિક ઘટનાં કારણ કહેવાય છે. એજ રીતે પટરૂપ કાર્યનાં કાંઠલો, તંતુ, સાળ, આદિક કારણ કહેવાય છે.

૨. कार्याव्यहितनियतपूर्ववृत्ति कारणम्। જે પદાર્થ કાર્યની ઉત્પત્તિથી અવ્યહિત પૂર્વકાળમાં નિયમે કરીને વર્તે છે, તે પદાર્થ કારણ કહેવાય છે.

**कारणगुणोत्पन्नत्वम्**—स्वाश्रयसमवायिमात्रसमवेतजातीयगुणजन्यत्वंकारणगुणोत्पन्नत्वम् । રૂપાદિક ગુણોના આશ્રયભૂત જે પટાદિક દ્રવ્ય છે, તે પટાદિકોના સમવાયિ કારણરૂપ જે તંતુ આદિક અવયવ છે, તે તંતુ આદિક અવયવય માત્ર વિષે સમવેત જે રૂપાદિક બાર ગુણ છે, તે રૂપાદિક ગુણ તે પટાદિ અવયવી નિષ્ટ રૂપાદિ બાર ગુણોના રૂપત્વાદિક ધર્મે કરીને સજાતીયજ હોય છે. એવા તંતુ આદિક અવયવોના રૂપાદિક બાર ગુણવડે યથાક્રમે તે પટાદિક અવયવીના રૂપાદિ બાર ગુણ જન્ય હોય છે. અર્થાત્ તે અવયવી નિષ્ટ રૂપાદિ ગુણોનું તે અવયવ નિષ્ઠ રૂપાદિક ગુણ અસમવાયિ કારણ હોય છે. એ રીતે તે પટાદિ અવયવીઓના રૂપાદિ દ્વાદશ ગુણો વિષે યથાક્રમે તંતુ આદિક અવયવોના રૂપાદિક દ્વાદશ ગુણો વડે જન્યત્વ છે. એજ તે રૂપાદિ દ્વાદશ ગુણોમાં કારણ ગુણોત્પન્નત્વ છે.

**कारणताप्रकारौ**—કારણતા બે પ્રકારની છે:—ફલોપધાયકત્વરૂપ કારણતા, અને (૨) સ્વરૂપ યોગ્યત્વરૂપ કારણતા.

**कारणतावच्छेदक धर्मः**—જે ધર્મ કારણતાના ન્યૂન અથવા અધિક દેશમાં નથી રહેતો, પણ તે કારણની બરોબરના દેશમાં રહે છે તે ધર્મ. અર્થાત્ સંપૂર્ણ કારણમાં રહેલો ધર્મ તે કારણતાવચ્છેદક ધર્મ કહેવાય છે.

**कारणप्रकारौ**—કારણ બે પ્રકારનું હોય છે:—(૧) સાધારણ અને (૨) અસાધારણ કારણ, તેમાં સમવાયિ તથા અસમવાયિ કારણ—બન્ને કારણો—અસાધારણ હોય છે; અને નિમિત્ત કારણ સાધારણ અને અસાધારણ બન્ને પ્રકારનાં હોય છે.

૨. ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ એવા પણ કારણના બે પ્રકાર છે.

**कारणमात्रविभागजन्यविभागः**—જે વિભાગ કારણ માત્રના વિભાગ વડે જન્ય હોય તે. જેમ—ઘડાનાં બે કપાલો ઘડાનાં કારણ હોય છે, તેમનો પરસ્પર વિભાગ થવો તે કારણ માત્ર વિભાગ; આ વિભાગથી તે કપાલોનો પૂર્વ દેશ સાથે વિભાગ થાય છે, માટે તે કારણ માત્ર જન્ય વિભાગ કહેવાય છે.

**कारणाध्यासः**—બ્રહ્મને વિષે અવિદ્યા રૂપી અધ્યાસ તે. (અવિદ્યા જગતનું કારણ છે માટે તેને કારણાધ્યાસ કહે છે.)

**कारिका**—अल्पाक्षरत्वे सति बह्वर्थज्ञापकः श्लोकः कारिका । થોડા અક્ષરોમાં ઘણો અર્થ જણાવનારો શ્લોક, તે કારિકા.

**कार्यम्**—प्रागभावप्रतियोगि कार्यम् । જે પદાર્થ પ્રાગભાવનો પ્રતિયોગી હોય તે પદાર્થ કાર્ય કહેવાય છે. જેમ, ઘટાદિકોની ઉત્પત્તિની પહેલાં કપાલાદિકોમાં 'અહીં ઘટ થશે' ઇત્યાદિક પ્રતીતિનો વિષય જે ઘટાદિકનો પ્રાગભાવ છે, તે પ્રાગભાવનું પ્રતિયોગીપણું તે ઘટાદિકમાં છે, તેજ તે ઘટાદિકનું કાર્યપણું છે.

૨. कृति संसृष्टं कार्यम् । કૃતિના સંબંધવાળું જે હોય તે કાર્ય.

૩. कृतियोग्यत्वे सत्यलौकिकम् । જે કૃતિ યોગ્ય હોઇને અલૌકિક હોય તે.

૪. वर्तमानावस्थोपपादकत्वं कार्यत्वम् । પદાર્થની વર્તમાન અવસ્થાનું ઉપપાદનપણું તે કાર્યત્વ.

૫. ( वेदान्तमते ) कारणत्वाभिमतवस्त्वभिन्नत्वम् । કારણતા રૂપે માનેલી વસ્તુથી અભિન્નપણું તે કાર્યત્વ.

૬. कृतिसाध्यत्वे सति कृत्युद्देश्यत्वम् । કૃતિ વડે સાધ્ય હોઇને જે કૃતિનું ઉદ્દેશ્ય હોય તે કાર્ય.

૭. कालत्रयानन्वितत्वे सति प्रवृत्त्यभाव विरोधित्वम् । ત્રણે કાળના સંબંધવાળું ન છતાં જે પ્રવૃત્તિના અભાવનું વિરોધિ હોય તે કાર્ય.

૮. नियतपश्चाद्भावित्वम् । કારણની પછી નિયમે કરીને જે થવાપણું તે કાર્યત્વ.

૯ आद्यक्षणसम्बन्धित्वम् । પહેલી ક્ષણના સંબંધવાળું તે કાર્ય.

૧૦. પુરૂષના પ્રયત્નરૂપ કૃતિવડે સાધ્ય જે ક્રિયા તે કાર્ય.

**कार्यतावच्छेदकसम्बन्धः**—કારણના અધિકરણમાં જે સંબંધથી કાર્ય રહે છે તે કાર્યતાવચ્છેદક સંબંધ કહેવાય. જેમ,–દ્રવ્યનું ચાક્ષુષ પ્રત્યક્ષ થવામાં ઉદ્‌ભૂતરૂપ એ કારણ છે. હવે ઘટરૂપ અધિકરણમાં ચાક્ષુષ પ્રત્યક્ષ વિષયતારૂપ સંબંધથી રહ્યો છે, (નેત્રના પ્રત્યક્ષનો વિષય ઘટો છે માટે.) અને તેજ ઘડારૂપ અધિકરણમાં ઉદ્‌ભૂતરૂપ સમવાય સંબંધથી રહે છે. માટે એ વિષયતારૂપ સંબંધ એ કાર્યતાનો અવચ્છેદક સંબંધ છે. ( અને સમવાય સંબંધ એ કારણતાવચ્છેદક સંબંધ છે. )

**कार्याध्यासः**—અવિદ્યાજન્ય અંતઃકરણાદિરૂપ અધ્યાસ તે. કાર્યાધ્યાસ. (અંતઃકરણાદિ અવિદ્યાનું કાર્ય હોવાથી તેને કાર્યાધ્યાસ કહે છે.

૨. दोषसंप्रयोगसंस्कारजन्य ज्ञानविषयत्वम् । દોષના સંપ્રયોગથી ( સંબંધથી ) પ્રાપ્ત થયેલા સંસ્કારથી જન્ય જ્ઞાનનું જે વિષયત્વ તે કાર્યાધ્યાસ.

**कार्यान्वित**—કાર્યના સંબંધવાળું.

**कार्याविद्या**—અન્ય વસ્તુમાં અન્યની બુદ્ધિ તે કાર્યાવિદ્યા. આ કાર્યાવિદ્યાજ પુર્યષ્ટકમાં કહેલી અવિદ્યા જાણવી. જેમકે, દેહાદિકમાં આત્મત્વાદિ બુદ્ધિરૂપ જે ભ્રાંતિજ્ઞાન છે તે કાર્યાવિદ્યા છે.

**कार्याविद्याप्रकाराः**—કાર્યાવિદ્યાના ચાર ચાર પ્રકાર છેઃ—(૧) અનિત્ય સ્વર્ગાદિમાં નિત્યબુદ્ધિ; (૨) અશુચિ દેહાદિમાં શુચિબુદ્ધિ; (૩) પીડા વગેરે દુઃખમાં સુખબુદ્ધિ; અને (૪) અનાત્મ દેહાદિકમાં 'હું' એવી આત્મબુદ્ધિ.

**कार्यैक्यसङ्गतिः**—एककार्यानुकूलत्वं कार्यैक्यसंगतिः । એક કાર્યનું જે અનુકૂલપણું તેનું નામ કાર્યૈક્યસંગતિ છે. જેમ, વ્યાપ્તિ તથા પક્ષધર્મતા એ બન્ને એકજ અનુમિતિરૂપ કાર્યનાં જનક હોય છે, માટે વ્યાપ્તિના નિરૂપણ પછી જે પક્ષધર્મતાનું નિરૂપણ છે તે કાર્યૈક્ય સંગતિ વડે છે.

**कालः**—विभुत्वे सति दिग्गमत्वेनपरत्वासमवायिकारणं कालः । જે દ્રવ્ય વિભુ હોય, તથા દિશા વિષે અસમવેત એવું જે પરત્વનું અસમવાયિ કારણ છે, તેનું જે અધિકરણ હોય તે દ્રવ્ય કાળ કહેવાય છે. જેમ, નાના ભાઇની અપેક્ષાથી મોટાભાઇમાં કાલિક પરત્વ રહે છે. તે પરત્વ ગુણનું સમવાયિ કારણ મોટાભાઇનું શરીર છે, તે મોટાભાઇના શરીર સાથે કાળનો જે સંયોગ સંબંધ છે, તે પરત્વ ગુણનું અસમવાયિ કારણ છે, અને તે સંયોગરૂપ અસમવાયિ કારણનો તે કાળ આધાર છે તથા વિભુ પણ છે, માટે ઉપર કહેલું કાળનું લક્ષણ સંભવે છે.

૨. परत्वानाश्रयत्वे सति विजातीयपरत्वासमवायिकारणसंयोगाश्रयः कालः । પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને મન, એ પાંચ મૂર્ત દ્રવ્યોવિષેજ પરત્વ તથા અપરત્વ એ બે ગુણો રહે છે. આકાશ, કાળ, દિશા અને આત્મા, એ ચાર વિભુ દ્રવ્યોમાં એ બન્ને ગુણ રહેલા નથી. માટે કાળ એ પરત્વ ગુણનો અનાશ્રય

પણ છે. વળી કનિષ્ઠ ભાઇની અપેક્ષાએ જ્યેષ્ઠ ભાઇમાં વિજાતીય પરત્વ રહે છે. અર્થાત્ દૈશિક પરત્વથી વિલક્ષણ કાલિક પરત્વ રહે છે, હવે એ જ્યેષ્ઠ ભાઇના શરીર સાથે કાળનો જે સંયોગ સંબંધ છે, તે સંયોગ પેલા વિજાતીય પરત્વનું અસમવાયિ કારણ છે. તે સંયોગના આશ્રયરૂપ તે કાળ છે. માટે, જે દ્રવ્ય પરત્વ ગુણનું આશ્રય ન હોવા છતાં વિજાતીય પરત્વના અસમવાય કારણરૂપ સંયોગનો આશ્રય હોય, તે કાળ, કહેવાય. એવી રીતે ઉક્ત લક્ષણ ઘટે છે.

૩. अतीतादिव्यवहारहेतुः कालः। અતીત (ભૂત), ભવિષ્યત્, અને વર્તમાન, એવા પ્રકારના વ્યવહારનો જે હેતુ હોય છે, તે કાળ કહેવાય છે.

૪. अतीतादिव्यवहारासाधारणं कारणं कालः। ભૂત વગેરે વ્યવહારનું જે અસાધારણ કારણ તે કાળ.

**कालगुणाः**—કાળમાં (૧) સંખ્યા, (૨) પરિણામ, (૩) પૃથક્ત્વ, (૪) સંયોગ, અને (૫) વિભાગ, એવા પાંચ ગુણો રહેલા છે.

**कालत्रयम्**—ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણ પ્રકારનો કાળ કહેવાય છે. (અને એ ત્રણ પ્રકારના કાળ વડે જડ વસ્તુઓ પરિચ્છેદ પામે છે.)

**कालद्रव्यम्**—કાલ દ્રવ્ય એક છે, નિત્ય છે અને વિભુ છે.

**कालपरिच्छेदः**—ध्वंसप्रागभावप्रतियोगित्वं कालपरिच्छेदः। પ્રાગભાવનું તથા પ્રધ્વંસાભાવનું જે પ્રતિયોગીપણું તે કાલપરિચ્છેદ જાણવો. જેમ ઘડાનો પોતાની ઉત્પત્તિથી પૂર્વે કપાલોમાં પ્રાગભાવ રહેલો છે; તથા નાશ પછી કપાલોમાં પ્રધ્વંસાભાવ રહેલો છે. તે બન્ને અભાવનું જે પ્રતિયોગીપણું ઘટમાં છે, જે કાલપરિચ્છેદ કહેવાય છે.

૨. यत्किंचित्कालावृत्तित्वम् कालपरिच्छेदः। કોઇ પદાર્થનું જે થોડોક (કેટલોક) કાળ ન રહેવાપણું તે કાલપરિચ્છેદ.

**कालिक अपरत्वम्**—कालसंयोगासमवायिकारणकमपरत्वं कालिकापरत्वम्। કાળનો સંયોગ છે અસમવાય કારણ જેવું એવું જે અપરત્વ, તે કાલિકાપરત્વ કહેવાય છે. (कालिकपरत्व શબ્દ જુઓ.)

**कालिकपरत्वम्**—कालसंयोगासमवायिकारणकं परत्वं कालिकपरत्वम्। કોઇ પણ જન્ય દ્રવ્ય કોઇ પણ કાળમાં જ રહેલું હોય છે, માટે તે જન્યદ્રવ્ય કાળસંયોગવાળું કહેવાય છે. તે કાળસંયોગ છે અસમવાયિ કારણ જેનું એવું જે પરત્વ તે કાલિક પરત્વ કહેવાય છે. અર્થાત બે છોકરાંઓમાં મોટો હોય તે કાલિક પરત્વ કહેવાય અને નાનો હોય તે કાલિક અપરત્વવાળો કહેવાય.

**काव्यम्**—रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्। રમણીય એટલે લોકોત્તર એવા અર્થનો પ્રતિપાદક શબ્દ તે કાવ્ય. (रसगंगाधर)

૨. रसात्मकं वाक्यं काव्यम्। રસાત્મક વાકય તે કાવ્ય. (સા. દ.)

૩. आनन्दविशेषजनकंवाक्यं काव्यम्। કોઈ એક જાતનો ખાસ આનંદ ઉત્પન્ન કરનાર વાક્ય તે કાવ્ય.

૪. निर्दोषा लक्षणवती सरीतिर्गुणभूषणा। सालङ्काररसानेकवृत्तिर्वाक् काव्यनामभाक्। કાવ્ય શાસ્ત્રમાં કહેલા દોષો વગરની, તેમાં કહેલાં લક્ષણોવાળી, તેમાં કહેલી રીતિઓવાળી, તેમાં કહેલા કાવ્ય ગુણોવાળી, તેમાં કહેલા શબ્દાલંકાર તથા અર્થાલંકારવાળી, તેમાં કહેલા રસવાળી તથા તેમાં કહેલી વૃત્તિઓવાળી તે જે વાણી તેને કાવ્ય કહે છે. (કાવ્યાદર્શ.)

**काष्ठमौनम्**—इङ्गितेनापि स्वाभिप्रायाप्रकाशनम्। ચેષ્ટા (નિશાની) વડે પણ પોતાના અભિપ્રાયનો પ્રકાશ નહિ કરવારૂપ મૌન તે કાષ્ઠમૌન; લાકડાથી પેઠે મૌન રાખવું તે.

**किन्तु**—पूर्ववाक्यसङ्कोचज्ञापनम्। પૂર્વના વાકયમાં કહેલા અર્થનો સંકોચ જણાવવો તે. અથવા—

૨. प्रागुक्तविरुद्धार्थम्। પૂર્વે કહેલા અર્થથી વિરુદ્ધ અર્થ જણાવો તે. ( किन्तु=પણ ).

**कीर्तनमैथुनम्**—ભોગ્ય માનેલી સ્ત્રીઓના ગુણનું કથન કરવું તે.

**कुटीचकः**—એ એક સંન્યાસનો પ્રકાર છે. આ સંન્યાસીઓ સંન્યાસ લીધા પછી ઘરમાંજ આશ્રમ કરીને રહે છે, માટે તેઓ ‘ કુટીચક ’ કહેવાય છે.

**कुतर्कः**—શ્રુતિથી વિરોધી તર્ક.

**कुब्जशक्तिः**—જે શક્તિ જાતિસામાન્ય વિષે તો જ્ઞાત થઇને ઉપયોગી થાય થાય છે; અને વ્યક્તિ વિષે તો સ્વરૂપથીજ ઉપયોગી થાય છે–જ્ઞાત થઇને નહિ–તે કુબ્જશક્તિ કહેવાય છે.

**कुम्भकः**—पीतस्य वायोश्चतुः षष्टिमात्राभिः संयमनम्। નાકવડે ખેંચેલા શ્વાસવાયુને ચોસઠ માત્રા સુધી રોકી રાખવો તે કુંભક. ( એક હ્રસ્વ અક્ષરને બોલતાં જેટલો કાળ લાગે તેને એક માત્રા કહે છે. )

૨. अन्तःस्तम्भवृत्तिः। વાયુને શરીરની અંદર સ્થિર રહેવા દેવો તે.

**कूर्मवायुः**—આંખોને ઉઘાડવા તથા મીંચવામાં મદદ કરનારો વાયુ.

**कृकलवायुः**—છીંક આણનારો વાયુ.

**कृतघ्नत्वम्**-कृतोपकारस्यापकारकत्वम्। જેણે ઉપકાર કર્યો હોય તેનો અપકાર કરવાપણું.

**कृतज्ञत्वम्**—कृतोपकारज्ञातृत्वम्। કરેલા ઉપકારને જાણવાપણું.

**कृतनाशः**—कृतयोः पुण्यपापयोर्भोगमन्तरेण नाशः। વેદ વિહિત યાગદાનાદિ ક્રિયાઓ કરીને સંપાદન કરેલો જે ધર્મ; તથા વેદ નિષિદ્ધ હિંસાદિ ક્રિયાઓ કરીને સંપાદન કરેલો જે અધર્મ, તે ધર્માધર્મના ફળરૂપ સુખદુઃખ ભોગવ્યા વિનાજ તે ધર્માધર્મનો નાશ, તે કૃતનાશ કહેવાય છે.

**कृतिः**—( પ્રયત્ન શબ્દ જુઓ. )

**कृतिसाध्यः**—જે કાર્ય પ્રયત્ન રૂપ કૃતિ વડે સાધ્ય હોય તે કાર્ય.

**कृतोपास्तिः**—उपास्यसाक्षात्कारपर्यन्तोपास्तिः। આત્મ સાક્ષાત્કાર થતા પહેલાં જેણે સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં સુધી ઉપાસના કરી છે, એવો જ્ઞાનવાન્ મનુષ્ય ‘ કૃતોપાસ્તિ ’ કહેવાય છે. ( એનેજ મુખ્યાધિકારી પણ કહે છે. )

**कृपा**—स्वार्थमनपेक्ष्य परदुःखप्रहाणेच्छा कृपा। સ્વાર્થની અપેક્ષા રાખ્યા સિવાય બીજાના દુઃખનો નાશ કરવાની ઇચ્છા તે કૃપા કહેવાય.

**कृष्णकर्म**—શાસ્ત્રનિષિદ્ધ પાપ કર્મ.

**केलिमथुनम्**—ભોગ્ય બુદ્ધિથી સ્ત્રીઓની સાથે દ્યતાદિક ક્રીડા કરવી તે.

**केवलप्रारब्धम्**—ફલાભિસંધિ વિના કરેલાં કર્મથી ઉપજેલું પ્રારબ્ધ.

**केवलप्रकृतिः** ( સાંખ્યમતે )-પ્રધાન. કેમકે તે કોઇની વિકૃતિ ( કાર્ય ) નથી.

**केवललक्षणा**—शक्यसाक्षात्सम्बन्धः केवललक्षणा। પદના શક્ય અર્થની સાથે લક્ષ્યમાણ અર્થનો જે સાક્ષાત્ સંબંધ તે કેવલ લક્ષણા. એના જહત્, અજહત્ અને અને જહદજહત્, એવા ત્રણ ભેદ છે. ( તે તે શબ્દ જુઓ ).

**केवलविकृतिः**—( સાંખ્યમતે ) આકાશાદિ પાંચ મહાભૂત તથા શ્રોત્રાદિ અગિયાર ઇંદ્રિયો, એ સોળ તત્ત્વો અનુક્રમે તન્માત્રાઓ અહંકારનું કાર્ય હોવાથી કેવળ વિકૃતિ કહેવાય છે, કેમકે તેઓ કોઇનાં પ્રકૃતિ (ઉપાદાન) નથી.

**केवलव्यतिरेकि अनुमानम्**—असत्सपक्षः केवलव्यतिरेकि। જે અનુમાનમાં કોઇ પણ સપક્ષ હોતો નથી, તે કેવળવ્યતિરેકિ અનુમાન કહેવાય છે. જે–“पृथिवी इतरेभ्यो भिद्यते, गन्धवत्त्वात्, यन्नेतरेभ्यो न भिद्यते न तद्गन्धवत्, यथा जलम्, न चेयं तथा, तस्मान्न।”–“પૃથ્વી જલાદિક ઇતર પદાર્થોથી ભેદવાળી છે, ગંધગુણવાળી હોવાથી, જે જે પદાર્થ જલાદિક

ઇતર પદાર્થોમાં ભેદવાળો નથી હોતો તે તે પદાર્થ ગંધવાળો પણ નથી હોતો, જેમ જળ. તે ઇતર ભેદવાળું નથી માટે ગંધવાળું પણ નથી. આ પૃથ્વી તેવી એટલે ગંધના અભાવવાળી નથી (પણ ગંધવાળી છે), માટે (અર્થાત્ ગંધવાળી છે તેથી) તેવી નથી, એટલે ઇતર ભેદના અભાવવાળી નથી પણ ઇતર ભેદના ભાવવાળી છે, અર્થાત્ ઇતર પદાર્થોથી ભેદવાળી છે.

આ અનુમાનમાં પૃથ્વી માત્ર પક્ષ છે; અને જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિક્, આત્મા, મન. ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, એ તેર પદાર્થોના જે તેર અન્યોન્યાભાવરૂપ ભેદ છે તે તેર ભેદ સાધ્ય છે. એ તેર ભેદ એકલી પૃથ્વીમાજ એકઠાં રહે છે; પૃથ્વીરૂપ પક્ષથી ભિન્ન કોઇ પણ પદાર્થ તે તેર ભેદરૂપ સાધ્યવાળો નથી. અને નિશ્ચિત સાધ્યવાનનેજ સપક્ષ કહે છે. (सपक्ष શબ્દ જુઓ.) માટે આ અનુમાન તેવા સપક્ષના અભાવવાળું હોવાથી 'કેવળ વ્યતિરેકિ' કહેવાય છે.

૨. अन्वयव्याप्ति शून्यत्वे सति व्यतिरेकव्याप्तिमत्त्वम्। જેમાં હેતુની અન્વયવ્યાપ્તિ ન હોય પણ વ્યતિરેકવ્યાપ્તિ હોય તે કેવળ-વ્યતિરેકિ.

૩. જે અનુમાનના સાધ્યનું તથા હેતુનું કોઇ પણ જગોએ સહચાર દર્શન હોય નહિ, પરંતુ તે સાધ્ય તથા હેતુના અભાવનું સહચાર દર્શન હોય, તો તે અનુમાન કેવલવ્યતિરેકિ કહેવાય. જેમ—"પૃથ્વી બીજા દ્રવ્યોથી ભિન્ન છે; ગંધવાળી છે તેથી; જે દ્રવ્ય ગંધવાળું નથી હોતું તે પૃથ્વી પણ નથી હોતું, જેમ પાણી વગેરે.

**केवलव्यतिरेकिलिङ्गम्**—व्यतिरेकमात्र व्याप्तिकं लिङ्गम् केवलव्यतिरेकि। જે લિંગમાં સાધ્યની કેવળ વ્યતિરેક વ્યાપ્તિજ હોય છે. અન્વયવ્યાપ્તિ હોતી નથી—તે લિંગ કેવળ વ્યતિરેક કહેવાય છે. જેમ—'पृथ्वी इतरेभ्यो भिद्यते, गन्धवत्त्वात्'—'પૃથ્વી જલાદિક ઇતર પદાર્થોના ભેદવાળી છે, ગંધવાળી છે તેથી" આ અનુમાનમાં ગંધવત્ત્વરૂપ હેતુમાં ઇતરભેદરૂપ સાધ્યની કેવળ વ્યતિરેક વ્યાપ્તિ જ છે. (व्यतिरेकव्याप्ति શબ્દ જુઓઃ), માટે એ કેવળ વ્યતિરેકિ લિંગ છે એમાં 'સપક્ષે સત્ત્વ' હોતું નથી.

**केवलान्वयि अनुमानम्**—असद्विपक्षः केवलान्वयि। જે અનુમાનમાનમાં કોઇ વિપક્ષ હોતો નથી, તે અનુમાન કેવલાન્વયિ કહેવાય છે. જેમ—घटः अभिधेयः, प्रमेयत्वात्, पटवत्. (આ ઘડો અભિધેય છે, પ્રમેય હોવાથી, જે જે પદાર્થ પ્રમેય હોય છે તે તે પદાર્થ અભિધેયજ હોય છે, જેમ પટ પ્રમેય હોવાથી અભિધેય પણ છે. (અહીં ઇશ્વિરની પ્રમાના વિષયત્વનું નામ અભિધેયત્વ છે.) તે અભિધેયત્વ તથા પ્રમેયત્વનો કોઇ પણ પદાર્થમાં અત્યંતાભાવ રહેતો નથી, (ઇશ્વિરની ઇચ્છારૂપ પદશક્તિના વિષયત્વનું નામ અભિધેયત્વ છે.) પણ દ્રવ્યાદિક સર્વ પદાર્થ તે અભિધેયત્વવાળા તથા પ્રમેયત્વવાળા છે. અને જે પદાર્થમાં સાધ્યના અભાવનો નિશ્ચય હોય છે, તે પદાર્થને વિપક્ષ કહે છે. (विपक्ष શબ્દ જુઓ.) માટે ઉક્ત અનુમાન વિપક્ષના અભાવવાળું હોવાથી કેવલાન્વયિ છે.

૨. अत्यन्ताभावाप्रतियोगित्वं केवलान्वयित्वम्। જે અનુમાનના સાધ્યનો કોઇ જગોએ પણ અત્યંતાભાવ ન હોય તે અનુમાન કેવલાન્વયિ કહેવાય. જેમ—'ઘડો અભિધેય છે, પ્રમેય હોવાથી.' એમાં અભિધેયત્વ અને પ્રમેયત્વ સર્વત્ર હોવાથી તેનો અત્યંતાભાવ નથી.

**केवलान्वयिलिङ्गम्**—अन्वयमात्रव्याप्तिकं लिङ्गं केवलान्वयि। જે હેતુરૂપ લિંગમાં સાધ્યની કેવળ અન્વયવ્યાપ્તિજ રહે છે—વ્યતિરેકવ્યાપ્તિ રહેતી નથી—તે લિંગ કેવલાન્વયિ કહેવાય છે. જેમ 'घटोऽभिधेयः, प्रमेयत्वात्, पटवत्।' (ઘડો અભિધેય છે, પ્રમેય છે તેથી, પટની પેઠે.) આ અનુમાનમાં પ્રમેયત્વરૂપ હેતુમાં

અભિધેયત્વરૂપ સાધ્યની કેવળ અન્વય વ્યાપ્તિજ છે–વ્યતિરેકવ્યાપ્તિ નથી–માટે એ પ્રમેયત્વરૂપ લિંગ કેવલાન્વયિ કહેવાય છે. ( अन्वयव्याप्ति શબ્દ જુઓ. ) આ લિંગમાં વિપક્ષથી વ્યાવૃત્તિ હોતી નથી.

**केवलायोगव्यवच्छेदः**—જેમ, 'શંખ ધોળોજ હોય છે.' એમાં શંખ રાતો કે પીળો હોતો નથી, અને કેવળ ધોળાપણાનો 'જ' શબ્દથી નિર્ણય કર્યો છે માટે એ કેવલાયોગવ્યવચ્છેદ છે.

**कैवल्यम्**—विद्यया निरस्ताविद्यातत्कार्य ब्रह्मभावापत्तिः। ( નિઃશ્રેયસ્ એ કૈવલ્યનું બીજું નામ છે. ) વિદ્યાવડે અવિદ્યા અને તેનું કાર્ય જગત્ એ સહુનો બાધ કરીને બ્રહ્મભાવની પ્રાપ્તિ તે કૈવલ્ય. સર્વ દુઃખની નિવૃત્તિ અને આત્મસુખની પ્રાપ્તિ, એવા બે પ્રકાર કૈવલ્યના છે; અથવા જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ એવા બે પ્રકાર કૈવલ્યના છે.

**कैवल्यमोक्षः**—( પાતંજલમતે )-ક્લેશાદિકનું આધારભૂત જે ચિત્ત છે, તે ચિત્તનો વિલય થયે પુરૂષનું જે પોતાના વાસ્તવ અસંગ નિર્વિકાર રૂપે અવસ્થાન છે, તેજ પુરૂષનો મોક્ષ છે.

**कैशोरावस्था**—દશથી પંદર વર્ષની વયને કૈશોર અવસ્થા કહે છે.

**कोशः**—शब्दार्थप्रतिपादकः। શબ્દના અર્થને પ્રતિપાદન કરનાર ( સંગ્રહરૂપ ગ્રંથ. )

૨. शब्दार्थनिर्वचनपरिज्ञानम्। શબ્દના અર્થની નિરુક્તિનું જ્ઞાન.

૬. असिकोशवदात्माच्छादकत्वं कोशत्वम्। તરવારનું મ્યાન ( કોશ ) જેમ તરવારને ઢાંકે છે, તેમ આત્માને ઢાંકનારા હોવાપણું તે કોશત્વ.

**कोशपञ्चकम्**—તરવારને જેમ મ્યાન ( કોશ ) ઢાંકે છે તેમ આત્માને ઢાંકનારા કોશ પાંચ છેઃ (૧) અન્નમય કોશ, એટલે સ્થૂલ શરીર; (૨) પ્રાણમય કોશ–પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિયો; (૩) મનોમય કોશ–પાંચ કર્મેન્દ્રિયો સહિત મન; (૪) વિજ્ઞાનમય કોશ–પાંચ જ્ઞાનેન્દ્રિયોસહિત બુદ્ધિ; અને (૫) આનંદમય કોશ–કારણ શરીર અથવા સુષુપ્તિ.

**कोशिकाषट्कम्**—(૧) ત્વક્, (૨) માંસ, (૩) રૂધિર, (૪) મેદ, (૫) મજ્જા, અને (૬) હાડકાં. એ છ સ્થૂલદેહના ઘટક પદાર્થોને 'ષટ્કોશિકા' કહે છે.

**कोपीनम्**—पुरुषलिङ्गावरको वस्त्रखण्डः। પુરૂષના ગુહ્ય સ્થાનને ઢાંકનાર વસ્ત્રનો ચીંદરડો તે કૌપીન.

૨. कुत्सितस्य पीनस्य मांसस्यावरणम्। નિંદિત અને પુષ્ટ માંસને ઢાંકવાનું સાધન તે કૌપીન.

૩. एकहस्तप्रविस्तारं करद्वंद्वंसमायतम्। विलम्बिततृतीयांशं गुह्याच्छादनमीरितम्॥ એક હાથ પહોળું, બે હાથ લાંબુ, અને તેનો ત્રીજો ભાગ લટકતો રહે એવું ગુહ્યાચ્છાદન હોવું જોઇએ એમ કહેલું છે.

**कौमारम्**—દાંત આવે ત્યારથી તે પાંચ વર્ષનું વય થતાં સુધીની અવસ્થા.

**क्रमः**—चिन्त्यमानार्थसम्प्राप्तिः। ઇચ્છિત અર્થની પ્રાપ્તિ.

૨. पौर्वापर्यरूपः क्रमः। આ પૂર્વે જોઇએ અને આ તેની પછી જોઇએ, એ નિયમને ક્રમ કહે છે.

૩. पूर्वापरावस्थानम्। પ્રથમ અને પછી એવી ગોઠવણી કે સ્થિતિ.

૪. सामर्थ्यहेतुकव्यापारः। સામર્થ્યરૂપ હેતુથી કરાતો વ્યાપાર.

**क्रमनिग्रहः**—ઇંદ્રિયોને વિષયોથી રોકવી તે નિગ્રહ કહેવાય છે; બળાત્કારથી ઇંદ્રિયોને રોકવી તે હઠનિગ્રહ કહેવાય છે; અને શાસ્ત્રમાં કહેલા ક્રમે કરીને રોકવી તે ક્રમનિગ્રહ કહેવાય છે.

**क्रमसृष्टिः**—એ નામનો એક વાદ અથવા મત. આ મતને સૃષ્ટિદૃષ્ટિવાદ કહે છે. એ

મતમાં આકાશાદિક તેમ માતાપિતાદિક સર્વ પોતપોતાના કારણમાંથી ક્રમે કરીને ઉત્પન્ન થાય છે એમ માન્યું છે.

**क्रिया**—संयोगविभागयोरसाधारणो हेतुः। સંયોગ અને વિભાગનો અસાધારણ હેતુ તે ક્રિયા.

૨. करणव्यापारनिष्पाद्याक्रिया । ઇંદ્રિયાદિક કરણના અથવા વાંસલા આદિક સાધનના વ્યાપાર વડે જે ઉત્પન્ન થાય તે ક્રિયા.

**क्रियानिवृत्तिमैथुनम्**—સ્ત્રી સાથે સંભોગ.

**क्रियाशक्तिः**—ક્રિયાની જનક શક્તિ.

૨. સત્વગુણવડે નહિ અભિભવ પામેલા જે રજોગુણ અને તમોગુણ તે ક્રિયાશક્તિ કહેવાય છે.

**क्रियाशक्तिव्यापारौ**—ક્રિયાશક્તિના બે વ્યાપાર છે: (૧) આવરણ શક્તિ અને (૨) વિક્ષેપ શક્તિ.

**क्रीडा**-बाह्यसाधनसापेक्षाक्रीडा—જે બહારનાં સાધનની અપેક્ષા રાખે છે તે ક્રીડા (રમત).

**क्रोधः**—द्विष्टार्थसाधनीभूतचेतनविषयकद्वेषः क्रोधः। દુઃખાદિ રૂપ દ્વિષ્ટ (અણગમતા–દ્વેષ કરાયલા) અર્થની સાધનભૂત જે ચેતન વસ્તુ છે, તે ચેતન વસ્તુવિષયક જે દ્વેષ છે, તેનું નામ ક્રોધ.

૨. परानिष्टाभिलाषः। બીજાનું અનિષ્ટ કરવાનો અભિલાષ તે ક્રોધ.

૩. अनिष्टविषयद्वेषहेतुकः क्रोधः। જે વિષય પોતાને અનિષ્ટ હોય તે વિષે દ્વેષરૂપ હેતુથી ઉત્પન્ન થયેલો મનોવિકાર તે ક્રોધ.

૪. कामितार्थविघातजन्यो बुद्धिक्षोभः। ઇચ્છેલા અર્થનો નાશ થવાથી ઉપજેલો જે બુદ્ધિમાં ક્ષોભ તે ક્રોધ.

૫. आत्मनः प्रतिकूलेषु दुःखेषु दुःखहेतुषु दृश्यमानेषु श्रूयमाणेषु स्मर्यमाणेषु वा तत्तद्दोषानुसन्धानाभ्यासेन यः प्रज्वलनात्मको मन्युः स क्रोधः। પોતાને પ્રતિકૂલ એવાં દુઃખ કે દુઃખના હેતુઓ જોવામાં, સાંભળવામાં કે સ્મરણમાં આવતાં તે તે દોષોના અનુસંધાનરૂપ અભ્યાસથી જે પરિતાપ ઉપજાવે એવો મન્યુ નામે ચિત્તવિકાર ઉપજે છે તે ક્રોધ.

**क्रोधनिवृत्त्युपायः**—ક્રોધની નિવૃત્તિનો ઉપાય દયા, અહિંસા અને ક્ષમા છે.

**क्लेशः**—बाधनालक्षणः क्लेशः। પીડારૂપ લક્ષણવાળો મનોવિકાર તે ક્લેશ.

૨. अविद्याद्यन्यतमत्वं क्लेशत्वम्। અવિદ્યાદિ પાંચમાંથી ગમે તે એક ક્લેશ કહેવાય છે.

**क्लेशपञ्चकम्**—યોગ દર્શનમાં આ પ્રમાણે પાંચ ક્લેશ કહ્યા છે; (૧) અવિદ્યા, (૨) અસ્મિતા, (૩) રાગ, (૪) દ્વેષ, અને (૫) અભિનિવેશ. (તે તે શબ્દ જુઓ.)

**क्षत्रियविशोविद्वत्संन्यासः**—अपरोक्षात्मविद्विहितत्वे सति ससाधनवैधाखिलकर्मसु निष्फलत्वबुद्धिदार्ढ्येन तदास्थाराहित्यम्। અપરોક્ષ આત્મજ્ઞાનીને શાસ્ત્રે જે દંડ ધારણાદિની આજ્ઞા કરી છે, તેમ છતાં પણ સાધનસહિત તમામ વિધિયુક્ત કર્મોમાં નિષ્ફલત્વ બુદ્ધિદૃઢ થયેલી હોવાથી તેમાં આસ્થા રહિતપણું તેને ક્ષત્રિય અને વૈશ્યનો વિદ્વત્સંન્યાસ કહે છે.

**क्षणः**—निमेषक्रियावच्छिन्नस्य कालस्य चतुर्थोभागः। નિમેષણ (આંખ મીંચકારો) રૂપ ક્રિયાવડે અવચ્છિન્ન જે કાળ તેનો ચોથો ભાગ તે ક્ષણ.

૨. (બૌદ્ધમતે) स्वाधेयपदार्थप्रागभावानाधारः समयः। જેટલો સમય પોતાના પર આધાર રાખતા પદાર્થના પ્રાગભાવનો આધાર ન હોય તેટલો સમય તે ક્ષણ. અર્થાત્ જે સમય પદાર્થના પ્રાગભાવ વખતે હોતો નથી, પણ પ્રાગભાવનો નાશ થતાં તરતજ હોય છે તે ક્ષણ કહેવાય છે.

**क्षणिकत्वम्**—तृतीयक्षणवृत्तिध्वंसप्रतियोगित्वं क्षणिकत्वम्। શબ્દ અને જ્ઞાનાદિકનો ત્રીજા ક્ષણમાં રહેલો જે ધ્વંસ છે, તે ધ્વંસનું તે શબ્દ અને જ્ઞાનાદિકમાં જે

પ્રતિયોગિપણું છે, તે (શબ્દ અને જ્ઞાનાદિકમાં) ક્ષણિકત્વ છે.

૨. क्षणान्तरासम्बन्धित्वे सति क्षणसम्बन्धित्वम्। જેનો બીજી ક્ષણ સાથે સંબંધ ન છતાં ક્ષણની સાથે સંબંધ હોય, એવા સંબંધીપણાને ક્ષણિકત્વ કહે છે.

૩. उत्पत्तिक्षणानन्तरक्षणवृत्तिध्वंसप्रतियोगित्वम्। ઉત્પત્તિ ક્ષણની પછીની ક્ષણમાં રહેલું જે ધ્વંસનું પ્રતિયોગિત્વ તે ક્ષણિકત્વ.

૪. જે પદાર્થનો પોતાની ઉત્પત્તિક્ષણથી પછીની ક્ષણ સાથે સંબંધ ન હોય તે પદાર્થ ક્ષણિક કહેવાય. (યોગાચાર્ય બૌદ્ધોને મતે તમામ ભાવ પદાર્થો ક્ષણિક છે.)

**क्षणिकविज्ञानप्रकारा:**—ક્ષણિક વિજ્ઞાનના બે પ્રકાર છે; આલયવિજ્ઞાન અને પ્રવૃત્તિવિજ્ઞાન.

**क्षमा**—आक्रुष्टस्य ताडितस्य वाऽविकृतचित्तता। કોઈ ગાળો દે કે મારે તથાપિ ચિત્તમાં વિકાર ન ઉપજવાપણું તે ક્ષમા;

૨. सत्यपि सामर्थ्ये परिभवहेतुं प्रति क्रोधस्यानुत्पत्तिर्वा। અથવા, પોતાની અવહેલના કરનારને શિક્ષા કરવાનું સામર્થ્ય છતાં પણ તેના પ્રતિ જે ક્રોધની ઉત્પત્તિ ન થવી તે ક્ષમા.

**क्षयताप:**—पुण्यकर्मक्षये पतनभीतिजन्यस्तापः। પુણ્યકર્મનો ક્ષય થવાથી સ્વર્ગાદિ લોકમાંથી નીચે પડવાના ભયથી જે પરિતાપ થવો તે ક્ષયતાપ કહેવાય છે.

**क्षेपक:**—ग्रन्थकृदकृतांशस्य तद्ग्रन्थमध्ये सन्निवेशकः। ગ્રંથકર્તાએ જે અંશ ગ્રંથમાં લખ્યા નથી, તે અંશને તે ગ્રંથમાં ગોઠવી દે તેવો તે ક્ષેપક.

૨. એવી રીતે જે ક્ષેપક કરે તે પણ ક્ષેપક કહેવાય છે.

**क्षेम:**—स्थितरक्षणम्। જે હોય તેનું રક્ષણ કરવું તે.

૨. लब्धपरिपालनम्। પ્રાપ્ત કરેલાનું રક્ષણ કરવું તે.

## ख

**खण्डनम्**—शब्दार्थानिर्वचनीयता प्रतिपादकम्। શબ્દાર્થની અનિર્વચનીયતાનું પ્રતિપાદક તે ખંડન.

૨. परमतपदार्थनिराकरणत्वे सति स्वमतदोषपरिहारः। બીજાએ માનેલા પદાર્થનું નિરાકરણ કરીને (તે પદાર્થને ખોટા ઠરાવીને) પોતાના મતમાં વાદીએ કહેલા દોષોના પરિહાર કરવા તે ખંડન.

**खण्डप्रलय:**—जन्यद्रव्यानधिकरणकालः। જે કાળમાં કોઈ કોઈ જન્ય દ્રવ્ય રહેતું નથી તે કાળ ખંડપ્રલય કહેવાય.

**खिलकाण्डत्वम्**—कर्मोपासनब्रह्मकाण्डेषु त्रिष्वपि यद्वक्तव्यमवशिष्टं तस्य सर्वस्याभिधानेन प्रकीर्णत्वम्। કર્મકાંડ, ઉપાસના કાંડ, અને બ્રહ્મકાંડ, એ ત્રણે કાંડોમાં જે કાંઈ કહેવાનું બાકી રહી ગયું હોય તે સર્વ જેમાં કહેલું હોવાથી જે પ્રકીર્ણપણું તે ખિલકાંડ.

૨. પરિશિષ્ટ.

**ख्यातिपंचकम्**—ખ્યાતિ એટલે ભ્રમજ્ઞાન. એ ભ્રમજ્ઞાનનું પ્રતિપાદન જૂદા જૂદા શાસ્ત્રકારો જૂદી જૂદી રીતે કરે છે. તે બધાની મળીને પાંચ ખ્યાતિઓ છે માટે તેને ખ્યાતિપંચક કહે છે. એ પાંચ ખ્યાતિઓ આ પ્રમાણે છેઃ—

(૧) આત્મખ્યાતિ—વિજ્ઞાનવાદી બૌદ્ધોને મતે.

(૨) અસત્ખ્યાતિ—શૂન્યવાદી બૌદ્ધોને મતે.

(૩) અખ્યાતિ—સાંખ્યોને મતે.

(૪) અન્યથાખ્યાતિ—નૈયાયિકોને મતે.

(૫) અનિર્વચનીયખ્યાતિ—વેદાન્તીઓને મતે.

## ग

**गन्ध:**—घ्राणग्राह्यवृत्तिगुणत्वव्याप्यजातिमान् गन्धः। ઘ્રાણ ઈંદ્રિયવડે ગ્રાહ્ય વસ્તુમાં રહેનારી એવી જે ગુણત્વ જાતિની વ્યાપ્ય

જાતિ છે, તે જાતિવાળો (ગંધત્વવાળો) ગુણ ગંધ કહેવાય છે.

२. घ्राणग्राह्यो गुणो गन्धः। ઘ્રાણ ઇંદ્રિય વડે ગ્રહણ કરાતો જે ગુણ તે ગંધ.

३. पृथिवीमात्रवृत्तिगुणत्वसाक्षाद्व्याप्य जातिमत्त्वं गन्धत्वम्। માત્ર પૃથ્વીમાંજ રહેનારૂં જે ગુણત્વ તે જેમાં સાક્ષાત્ વ્યાપક હોય એવા પદાર્થનું (ગંધ ગુણનું) જે જાતિમાન્ પણું તે ગંધત્વ કહેવાય.

**गन्धगुणप्रकारौ**—(૧) સૌરભ અને (૨) અસૌરભ, એવા બે પ્રકારનો ગંધ ગુણ છે. તે એકલી પૃથ્વીમાં રહે છે અને નિત્યજ હોય છે.

**गमनम्**—(कर्म) अनियतोत्तरदेशसंयोगासमवायिकारणं कर्म गमनम्। મૂર્ત દ્રવ્યનો નિયમથી રહિત (ગમે તે તરફ) ઉત્તર દેશ સાથે (પ્રથમના સ્થાનને છોડીને પછીના સ્થાન સાથે) સંયોગ થાય છે, તે સંયોગનું અસમવાયિ કારણ જે તે મૂર્ત દ્રવ્યનું કર્મ છે, તે કર્મને 'ગમન' કહેવામાં આવે છે. (વસ્તુ પ્રથમ જે સ્થળે હોય તે સ્થળને પૂર્વ દેશ કહે છે, અને ત્યાંથી જે બીજે સ્થળે જાય તેને ઉત્તર દેશ કહે છે. પૂર્વ અને ઉત્તરનો પહેલાંનો અને પછીનો, એવો અર્થ સામાન્યતઃ કરવો.)

**गर्वः**—अभिमानात्मिका चित्तवृत्तिः। અભિમાનરૂપ ચિત્તની વૃત્તિ.

**गाथा** – सुभाषितत्वेन सर्वैर्गीयमाना। સુભાષિતપણાને લીધે સર્વ કોઇ જેને ગાય છે તે ગાથા.

**गीतम्**— स्वरतालग्रामभेदरागरागाङ्गभूषितम्।
संस्कृतं वा प्राकृतं वा गीतं गीतविदो विदुः ॥१॥
સંસ્કૃત કે પ્રાકૃત જે કાંઇ સ્વર, તાલ, ગ્રામભેદ, રાગ અને રાગનાં અંગોવાળુ હોય તેને ગાયન જાણનારા ગીત કહે છે.

**गुणः**—द्रव्यकर्मभिन्नत्वे सति सामान्यवान् गुणः। જે પદાર્થ દ્રવ્ય તથા કર્મથી ભિન્ન હોય તથા સમવાય સંબંધથી જાતિરૂપ સામાન્યવાળો હોય, તે પદાર્થ ગુણ કહેવાય છે. અથવા—

२. द्रव्यत्वव्यापकतावच्छेदकसत्ताभिन्नजातिमान् गुणः। દ્રવ્યત્વ જાતિની અવચ્છેદક (એટલે સમાન દેશમાં રહેલી) અને સત્તા જાતિથી ભિન્ન એવી ગુણત્વ જાતિવાળો પદાર્થ તે ગુણ. દ્રવ્યત્વ જાતિ પૃથ્વી આદિક નવ દ્રવ્યોમાં રહે છે; અને ગુણ પણ પૃથ્વી આદિક નવ દ્રવ્યોમાં રહે છે, માટે ગુણ એ દ્રવ્યત્વ જાતિનો વ્યાપક કહેવાય છે, અને તે રૂપાદિક ગુણમાં રહેલી જે દ્રવ્યત્વ જાતિની વ્યાપકતા, તે વ્યાપકતાની અવચ્છેદક ગુણત્વ જાતિ છે, અને તે ગુણત્વ જાતિ સત્તા જાતિથી ભિન્ન પણ છે. એવી ગુણત્વ જાતિ રૂપાદિ સર્વ ગુણોમાં સમવાય સંબંધથી રહે છે, માટે ગુણનું આ લક્ષણ સંભવે છે.

३. द्रव्यसमवेतमात्रवृत्ति–नित्यानित्यवृत्ति पदार्थविभाजकोपाधिमान् गुणः। દ્રવ્ય સમવેત માત્રમાં રહેનારો, તથા નિત્ય અને અનિત્યમાં રહેનારો, એવો જે પદાર્થ વિભાજક ઉપાધિ છે, તે ઉપાધિવાળો પદાર્થ ગુણ કહેવાય છે. જેમ, રૂપાદિક ચોવીશ ગુણ યથાયોગ્ય પૃથ્વી આદિક નવ દ્રવ્યોમાંજ સમવાય સંબંધથી રહે છે, માટે તે રૂપાદિક ગુણ દ્રવ્ય સમવેત કહેવાય છે, એવા દ્રવ્ય સમવેત રૂપાદિક ગુણોમાંજ ગુણત્વ જાતિ સમવાય સંબંધથી રહે છે–ગુણથી ભિન્ન બીજા કોઇ પદાર્થમાં રહેતી નથી માટે ગુણત્વ જાતિ દ્રવ્યસમવેત માત્ર વૃત્તિ કહેવાય છે. વળી તે ગુણત્વ જાતિ નિત્ય દ્રવ્યોમાં રહે છે, તેમ અનિત્ય દ્રવ્યોમાં પણ રહે છે, માટે તે નિત્યાનિત્યવૃત્તિ કહેવાય છે, અને તે ગુણત્વ જાતિ પદાર્થ વિભાજક ઉપાધિરૂપ પણ છે. (पदार्थविभाजक उपाधि શબ્દ જુઓ.) માટે ગુણનું આ લક્ષણ સંભવે છે.

૮. गुणत्वजातिमान् गुणः। જે પદાર્થ સમવાય સંબંધે કરીને ગુણત્વ જાતિવાળો હોય તે ગુણ કહેવાય છે.

૫. निर्गुणत्वे निष्क्रियत्वे सति सामान्यवान् गुणः । જે ગુણરહિત અને ક્રિયારહિત છતાં સામાન્ય (ગુણત્વ જાતિસામાન્ય) વાળો હોય 'ગુણ' કહેવાય.

**ગુણઃ**—અન્ય શાસ્ત્રોવાળાઓની 'ગુણ' શબ્દની પરિભાષા નીચે લખી છેઃ—

(૧) **શબ્દશાસ્ત્રીઓ**—अ, ए, ओ એ અક્ષરોને ગુણ કહે છે.

(૨) **સાંખ્યો**—સત્વ, રજસ્ અને તમસ્‌ને ગુણ કહે છે.

(૩) **મીમાંસકો**—હવનમાં ઉપયોગી જે દહીં આદિક દ્રવ્ય છે તેને ગુણ કહે છે.

(૪) **યોગશાસ્ત્રમાં**—શમ, દમ, તિતિક્ષા વગેરેને ગુણ કહે છે.

(૫) **ધર્મશાસ્ત્રમાં**—અકૃપણતા, અસ્પૃહતા વગેરેને ગુણ કહે છે.

**કાવ્યશાસ્ત્રીઓ**—શ્લેષાદિકને ગુણ કહે છે.

**વૈદ્યો**—આરોગ્યાદિકને ગુણ કહે છે.

**શિલ્પીઓ**—ચિત્રાદિક કાર્યોની કુશળતાને ગુણ કહે છે.

**સામાન્ય લોકો**—સત્યવચન, આર્જવ, વગેરેને ગુણ કહે છે.

**મોક્ષવાદીઓ**—બંધન કરનારી વસ્તુને તથા દોરીને પણ ગુણ કહે છે.

**गुणत्रयम्**—(૧) સત્ત્વ, (૨) રજસ્ અને (૩) તમસ્, એવા ત્રણ પ્રકૃતિના ત્રણ ગુણો છે.

**गुणपदार्थः**-ગુણ પદાર્થ ચોવીસ પ્રકારનો છેઃ-(૧) રૂપ, (૨) રસ, (૩) ગંધ, (૪) સ્પર્શ, (૫) સંખ્યા, (૬) પરિમાણ, (૭) પૃથક્‌ત્વ, (૮) સંયોગ, (૯) વિભાગ, (૧૦) પરત્વ, (૧૧) અપરત્વ, (૧૨) ગુરુત્વ, (૧૩) દ્રવત્વ, (૧૪) સ્નેહ, (૧૫) શબ્દ, (૧૬) બુદ્ધિ, (૧૭) સુખ, (૧૮) દુઃખ, (૧૯) ઇચ્છા, (૨૦) દ્વેષ, (૨૧) પ્રયત્ન, (૨૨) ધર્મ, (૨૩) અધર્મ, અને (૨૪) સંસ્કાર, એ ચોવીસ પદાર્થ ગુણ કહેવાય છે.

**गुणवादः**—प्रमाणान्तरविरुद्धार्थज्ञापकः शब्दः गुणवादः । પ્રત્યક્ષાદિક પ્રમાણુથી વિરુદ્ધ જે અર્થ છે, તે અર્થનું બોધક જે વાક્યને ગુણવાદ કહેવાય છે. જેમ—"आदित्यो यूपः यजमानः प्रस्तरः ।" (યજ્ઞમાં પશુને બાંધવાનો જે લાકડાનો થાંભલો હોય છે, તેને યૂપ કહે છે.) "આ યૂપ એ સૂર્ય છે, અને આ યજમાન એ દર્ભનો કસ્લો છે." આ વાક્ય યૂપ અને આદિત્યના અભેદનું પ્રતિપાદન કરે છે; અને યજમાન તથા દર્ભના કસ્લાના અભેદનું પ્રતિપાદન કરે છે. એ બન્નેનો અભેદ પ્રત્યક્ષ પ્રમાણુથી બાધિત છે; માટે એવા પ્રત્યક્ષ પ્રમાણુથી વિરુદ્ધ અભેદ અર્થનું બોધક હોવાથી એ વાક્ય 'ગુણવાદ' નામે અર્થવાદ કહેવાય છે. (ઉદાહરણમાં આપેલા ગુણવાદનું તાત્પર્ય એ છે કે, યૂપ સૂર્યના જેવો ચળકતો છે અને યજમાન દર્ભના કસ્લા જેવો પવિત્ર છે.) અથવા—

૨. प्रमाणान्तरविरोधे सत्यर्थवादो गुणवादः । બીજા પ્રમાણુથી વિરુદ્ધ હોઇને જે અર્થવાદરૂપ વાક્ય હોય તે ગુણવાદ.

**गुणविभाजक उपाधिः**—જે ધર્મોને લીધે રૂપાદિ ગુણના વિભાગ કરાય છે તે ધર્મ ગુણવિભાજક ઉપાધિ કહેવામાં આવે છે.

**गुणोपसंहार**—भिन्नशाखागतानां गुणानां महानां विशेषणानां वा एकस्मिन्नुपारोहणम् । જુદી જુદી શાખાઓમાં કહેલા ગુણો, અંગો કે વિશેષણોને એક અર્થમાં લાગુ કરવાં કે ઉમેરી લેવાં કે એક બુદ્ધિમાં (જ્ઞાનમાં) આરૂઢ કરવાં તે ગુણોપસંહાર કહેવાય છે.

**गुरुत्वम्**—आद्यपतनासमवायिकारणं गुरुत्वम् । જે ગુણ આદ્યપતનનું અસમવાયિ કારણ હોય છે તે ગુણ ગુરુત્વ કહેવાય છે.

૨. आद्यपतनासमवायिकारणवृत्तिगुणत्वव्याप्यजातिमद्गुरुत्वम् । આદ્યપતનના અસમવાયિ કારણમાં રહેનારી તથા ગુણત્વ જાતિની વ્યાપ્ય એવી જાતિ (ગુરુત્વત્વ) વાળો ગુણ તે ગુરુત્વ.

३. पृथिवीवृत्तिप्रत्यक्षविषयावृत्तिगुणत्वसाक्षाद्व्याप्यजातिमद्गुरुत्वम्। પૃથ્વી વિષે વર્તનારૂં જે ગુરુત્વ છે, તે ગુરુત્વમાં ગુરુત્વજાતિ રહે છે માટે તે પૃથ્વીવૃત્તિ વૃત્તિ કહેવાય છે. તથા તે ગુરુત્વનું પ્રત્યક્ષ થતું નથી માટે તે માટે તે પ્રત્યક્ષના વિષયરૂપ રૂપાદિ ગુણોમાં અવૃત્તિ (ન રહેનાર) પણ છે. એવી ગુણત્વ જાતિની સાક્ષાત્ વ્યાપ્ય જે ગુરુત્વત્વ જાતિ, તે જાતિવાળો ગુણ તે ગુરુત્વ.

૪. जलवृत्तिवृत्तिप्रत्यक्षविषयावृत्तिगुणत्वसाक्षाद्व्याप्यजातिमद्गुरुत्वम्। જળમાં રહેનારા ગુરુત્વમાં રહેનારી અને પ્રત્યક્ષ વિષય રૂપાદિમાં ન રહેનારી, એવી ગુણત્વની સાક્ષાત્ વ્યાપ્ય જે ગુરુત્વ જાતિ, તે જાતિવાળો ગુણ તે ગુરુત્વ. (લક્ષણ ૩ જું જુઓ.)

૫. हितोपदेष्टृत्वम् गुरुत्वम्। હિતનો ઉપદેશ કરવાપણું તે ગુરુત્વ.

૬. संशयापनोदकत्वं गुरुत्वम्। સંશયને દૂર કરવાપણું તે ગુરુત્વ.

**गुरुत्वगुणः**—આ ગુણ રતી, માસો, તોલો, ઇત્યાદિ ભેદ વડે અનેક પ્રકારનો હોય છે. એ ગુણ પૃથ્વી તથા જળમાં રહે છે. તેમાં પણ પરમાણુરૂપ પૃથ્વી તથા પરમાણુરૂપ જળમાં ગુરુત્વ નિત્ય હોય છે, તથા દ્વ્યણુકાદિ રૂપ પૃથ્વીમાં કે જળમાં અનિત્ય હોય છે. ગુરુત્વ ગુણ અતીન્દ્રિય છે.

**गुह्यभाषणमैथुनम्**—એકાંત દેશમાં ભોગ્યબુદ્ધિથી સ્ત્રીઓ સાથે ભાષણ કરવું તે.

**गृहस्थाश्रमः**—वैवाहिकेन विधिनाकृतपत्नीपरिग्रहः। વિવાહવિધિ વડે સ્ત્રી સાથે લગ્ન કરીને જે આશ્રમમાં રહેવામાં આવે છે તે આશ્રમ. ૨. વિવાહવિધિથી સ્ત્રી પરણ્યા પછી શ્રોતસ્માર્ત કર્મનું અનુષ્ઠાન જે આશ્રમમાં થાય છે તે આશ્રમ.

**गृहस्थाश्रमप्रकाराः**—ગૃહસ્થાશ્રમના ચાર પ્રકાર છેઃ (૧) વાર્તાક, (૨) યાયાવર, (૩) શાલીન, (૪) ઘોર સંન્યાસિક. (લક્ષણો તે તે શબ્દોમાં જોવાં)

**गोचरः**— ज्ञाननिरूपितो विषयः। જ્ઞાનવડે વ્યક્ત થયેલો વિષય.

**गोत्रम्**—पुत्रपौत्रप्रभृतिकमपत्यम्। પુત્ર, પૌત્ર, આદિકમાંનું સંતાન.

**गोत्रिककर्म** (જૈનમતે)—'હું આર્હતની શિષ્યપરંપરાના ગોત્રમાં પ્રવિષ્ટ થયો છું.' એ પ્રકારના જ્ઞાનના હેતુભૂત કર્મને ગોત્રિક કર્મ કહે છે.

૨. સ્ત્રીના ઉદરમા મિશ્ર થયેલા વીર્ય તથા રજની તત્વજ્ઞાનને અનુકૂળ જે દેહાકાર પરિણામ શક્તિ તે ગોત્રિકકર્મ કહેવાય છે.

**गोत्वम्**—गवेतरावृत्तित्वे सति सकलगोव्यक्तिवृत्तित्वम्। ગાયથી બીજા પશુમાં જે ન રહેતાં સઘળી ગાયરૂપ વ્યક્તિઓમાં રહેલું હોય તે. (સામાન્ય રૂપ જાતિ. બધી જાતિઓ માટે આ ઉદાહરણરૂપ શબ્દ છે.)

**गौणप्रयोजनम्**—अन्येच्छाधीनेच्छा विषयत्वम्। બીજાની ઇચ્છાને અધીન ઇચ્છાનો વિષય હોવાપણું.

**गौणात्मा**—પુત્ર, સ્ત્રી, વગેરે ગૌણાત્મા કહેવાય છે.

**गौणीवृत्ति**—शक्यार्थसादृश्यरूपेणाशक्यार्थबोधप्रकाशिका वृत्तिः गौणीवृत्तिः। પદના શક્ય અર્થનું જે સાદૃશ્ય છે તે સાદૃશ્ય રૂપ વડે અશક્ય અર્થના બોધની હેતુ જે વૃત્તિ, તે ગૌણીવૃત્તિ કહેવાય છે. જેમ 'सिंहो देवदत्तः। (દેવદત્ત સિંહ છે.)' આ વચનથી સિંહનો અને દેવદત્ત નામે પુરુષનો અભેદ પ્રતીત થાય છે, તે સંભવતો નથી, માટે 'સિંહ' પદના ગૌણીવૃત્તિથી શ્રોતા પુરુષને સિંહના જેવા દેવદત્ત છે, એવો બોધ થાય છે. એમાં સિંહ પદનો શક્ય અર્થ જે મૃગરાજ નામે પશુ વિશેષ છે, તેનામાં રહેલા જે શૂરતા, ક્રૂરતાદિક ધર્મ છે, તે ધર્મ દેવદત્તમાં પણ છે, એજ દેવદત્તમાં સિંહનું

સાદૃશ્ય છે. એ સાદૃશ્યરૂપ વડે તે દેવદત્ત પુરૂષનો બોધ સિંહ શબ્દની ગૌણી વૃત્તિથીજ થાય છે. સિંહ શબ્દની શક્તિવૃત્તિથી કે લક્ષણાવૃત્તિથી થતો નથી, માટે એ ગૌણીવૃત્તિ શક્તિ તથા લક્ષણાથી ભિન્ન માનવી જોઇએ. (કેટલાક આચાર્યો ગૌણીવૃત્તિનો સમાવેશ લક્ષિતલક્ષણામાં કરે છે.)

૨. लक्ष्यमाणगुणयोगेन स्वार्थादन्यत्रवृत्ति- र्गौणीवृत्तिः । લક્ષ્યમાણ (લક્ષણ રૂપે જણાતા) ગુણના યોગથી શબ્દના પોતાના અર્થથી ભિન્ન અર્થમાં જે વૃત્તિ તે ગૌણીવૃત્તિ.

૩. गुणमधिकृत्य प्रवृत्ता गौणीवृत्तिः । ગુણને અનુલક્ષીને પ્રવૃત્ત થયેલી વૃત્તિ તે ગૌણીવૃત્તિ.

**गौरवम्**—('લાઘવ' શબ્દ જુઓ.)

**ग्रन्थः**—अलौकिकैकप्रयोजनोद्देशेन प्रवृत्तवाक्य समुदायः । અલૌકિક એવા એક પ્રયોજનને ઉદ્દેશીને પ્રવૃત્તિ થયેલો જે વાક્યનો સમુદાય તે ગ્રંથ.

**ग्रहणम्**—शिष्यकृतप्रश्नाक्षेपवाक्यार्थानां सद्यो- वधारणसामर्थ्यम् । શિષ્યે કરેલા પ્રશ્ન અથવા આક્ષેપ વાક્યોના અર્થને તત્કાળ સમજી લેવાનું સામર્થ્ય. ૨. પ્રત્યક્ષજ્ઞાન.

**ग्राह्यत्वम्**—लौकिकप्रत्यक्षरूपयोग्यत्वम् । લૌકિક પ્રત્યક્ષરૂપને યોગ્ય હોવાપણું નેત્રાદિ ઇંદ્રિયથી ગ્રહણયોગ્ય હોવાપણું.

## घ

**घटत्वम्**—स्वाश्रयघटभिन्नाधिकरणावृत्ति- जातिः । પોતાના આશ્રયરૂપ જે ઘટ તેનાથી ભિન્ન અધિકરણમાં નહિ રહેનારૂં જાતિ સામાન્ય તે ઘટત્વ (આ ઉદાહરણરૂપ લક્ષણ છે.)

**घटकत्वम्**—प्रत्येकविषयताव्यापकविषयता- निरूपकत्वम् । પ્રત્યેક વિષયતામાં વ્યાપક એવી વિષયતાને જણાવવાપણું. જેમ પ્રત્યેક પટરૂપ વિષયની વિષયતામાં વ્યાપક તંતુની વિષયતાનું નિરૂપકત્વ એ પટનું ઘટકત્વ છે.

**घातिकर्मप्रकाराः**—(જૈનમતે) ઘાતિકર્મ ચાર પ્રકારનું છે: (૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) મોહનીય, (૪) અંતરાય કર્મ. એ ચાર પ્રકારનાં કર્મ શ્રેયનો નાશ કરનારાં છે માટે એમને ઘાતિકર્મ કહે છે.

**घ्राणम्**—गन्धोपलब्धिसाधनमिन्द्रियम् । ગંધજ્ઞાનનું સાધન ઇંદ્રિય તે ઘ્રાણ.

## च

**चक्रक**—(दोषः) पूर्वस्य पूर्वापेक्षितमध्य- मापेक्षितोत्तरापेक्षितत्वं चक्रकम् । પૂર્વને અપેક્ષિત જે મધ્યમ છે, તે મધ્યમને અપેક્ષિત જે ઉત્તર છે, તે ઉત્તરને વળી જે પૂર્વની અપેક્ષા તેનું નામ ચક્રક અથવા ચક્રિકા નામે દોષ અથવા બીજી રીતે કહીએ તો પહેલાને બીજાની બીજાને ત્રીજાની અને ત્રીજાને પાછી પહેલાની અપેક્ષા તે ચક્રિકા.

૨. त्रितयादिसिद्धावव्यवधानेन त्रितयाद्यपेक्षा । પહેલું બીજું અને ત્રીજું એ ત્રણની સિદ્ધિ કરવાને તે ત્રણની જે અપેક્ષા તે ચક્રિકા.

**चक्षुः**—रूपोपलब्धिसाधनमिन्द्रियम् । રૂપનું જ્ઞાન થવાનું સાધન જે ઇંદ્રિય તે ચક્ષુ.

**चरमत्वम्**—स्वसजातीयपदार्थप्रागभावानधि- करणत्वम् । પોતાના સજાતીય પદાર્થના પ્રાગભાવનું જે અધિકરણ નહિ હોવાપણું તે. અર્થાત્ જે પદાર્થ છેવટનો હોય તેમાં કોઇનો પ્રાગભાવ રહે નહિ એ સ્પષ્ટ છે.

**चरमस्मृतिः**—જે સ્મૃતિની પછી બીજી કોઇ સ્મૃતિ ઉત્પન્ન થાય નહિ તે ચરમસ્મૃતિ કહેવાય છે. એ ચરમસ્મૃતિ ભાવનાખ્ય સંસ્કારનો નાશ કરે છે. ક્વચિત્ વિલક્ષણ રોગાદિથી, અથવા કાળે કરીને પણ સ્મૃતિનો નાશ થવાથી ભાવનાખ્ય સંસ્કારનો પણ નાશ થાય છે.

**चान्द्रायणविधिः**—एकैकं वर्द्धयेत्पिण्डं शुक्ले कृष्णे च ह्रासयेत् । इन्दुक्षयेन भुंजीत एष चान्द्रायणो विधिः ॥१॥ શુક્લપક્ષમાં એકએક ગ્રાસ વધારતા જવું અને કૃષ્ણપક્ષમાં એક-

એક ગ્રાસ ઘટાડતા જવું, તથા અમાવાસ્યાને દિવસે ભોજન કરવું, એવો ચાન્દ્રાયણ વ્રતનો વિધિ છે.

**चार्वाकत्वम्**—बृहस्पतिशिष्यत्वे सति देहात्मवादित्वम्। બૃહસ્પતિના શિષ્ય હોઇને જે દેહાત્મવાદીપણું તે.

**चिकित्सा**—व्याधिनिवारणो व्यापारः—વ્યાધિને મટાડવારૂપ જે વ્યાપાર તે ચિકિત્સા.

**चिकीर्षा**—प्रवृत्तिहेतुरिच्छा चिकीर्षा। પુરૂષની પ્રવૃત્તિની હેતુભૂત જે ઇચ્છા વિશેષ, તેને ચિકીર્ષા કહે છે.

૨. सम्पादनेच्छा चिकीर्षा। સંપાદન કરવાની ઇચ્છાને ચિકીર્ષા કહે છે.

**चित्**—જ્ઞાન. જે જ્ઞાન સ્વરૂપ હોય તેને 'ચિદાત્મા' કહે છે.

**चित्तम्** (બૌદ્ધમતે)—આશય; આલયવિજ્ઞાન; 'હું, હું' એવા નિર્વિકલ્પક જ્ઞાનાની ધારા.

૨. (વેદાન્તમતે) अनुसन्धानात्मकवृत्तिमदन्तःकरणम्। સ્મરણરૂપ વૃત્તિવાળું અંતઃકરણ તે ચિત્ત.

**चिदाभासः**—चित्प्रतिबिम्बः। ચૈતન્યનું પ્રતિબિંબ.

૨. चिल्लक्षणरहितत्वे सति चिद्वद्भासमानत्वम्। ચૈતન્યનાં લક્ષણથી રહિત હોઇને જે ચૈતન્યની પેઠે ભાસમાન થતું હોય તે.

**चिन्मात्रवासना**—જગતમાં अस्ति (છે), भाति (જણાય છે), प्रिय (અમુક વસ્તુ અમુકને પ્રિય છે), नाम, અને रुप, એવા પાંચ અંશ છે. તેમાંથી છેલ્લા બે કલ્પિત હોવાથી મિથ્યા છે, એવા નિશ્ચયથી પહેલા ત્રણ રૂપે હુંજ બધે પરિપૂર્ણ છું એવી ભાવના.

**चेतनम्**—નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત, સત્ય, પરમાનંદ અને અદ્વય, એ સાત સ્વરૂપવાળું બ્રહ્મ 'ચેતન' કહેવાય છે.

**चेष्टा**—हिताहितप्राप्तिपरिहारार्था क्रिया चेष्टा। હિતની પ્રાપ્તિ માટે અથવા અહિતની નિવૃત્તિ માટે જે એક પ્રકારની ક્રિયા કરવી તેને ચેષ્ટા કહે છે.

૨. शरीरतदवयवसमवेता या काचिद्विशिष्टा क्रिया सा चेष्टा। શરીર અને તેના અવયવોમાં સમવેત એવી ગમે તે વિશિષ્ટ ક્રિયા તે ચેષ્ટા કહેવાય છે.

**चेष्टाप्रमाणम्**—(આ પ્રમાણ તાંત્રિકો માને છે.) જે પુરૂષો પરસ્પર મળીને, હાથ વગેરેની આવી ચેષ્ટાથી તમારે આ અર્થ જાણવો, એ પ્રમાણે ચેષ્ટાનો સંકેત કરે છે, તે પુરૂષને તે ચેષ્ટાથી તે તે અર્થનું જ્ઞાન થાય છે. એવા વિજાતીય જ્ઞાનનું એ ચેષ્ટા કરણ છે. માટે એ વિજાતીય પ્રમાનું કરણ હોવાથી 'ચેષ્ટા' પણ એક પ્રમાણ છે.

**चैत्तिकम्**—(બૌદ્ધમતે)—આલયવિજ્ઞાનથી ભિન્ન સઘળું જગત્ ચૈતિક કહેવાય છે. એનેજ 'બુદ્ધિબોધ્ય' પણ કહે છે.

## छ

**छलम्**—वक्तृतात्पर्याविषयार्थकल्पनेन दूषणाभिधानं छलम्। વકતા પુરૂષના તાત્પર્યના અવિષભૂત અર્થની કલ્પના કરીને વકતા પુરૂષને દૂષણનું કથન, તેનું નામ છલ. જેમ કોઇ વકતાએ કહ્યું કે "अयं पुरुषः नेपालादागतः नवकम्बलत्वात्" "આ માણસ નેપાળથી આવ્યો છે, નવકંબલ (નવીન કામળા)વાળો છે તેથી." આમાં 'નવકંબલ' એમાં નવ પદ છે, પદ વડે નવીનપણાનો બોધ કરવાનું વકતાનું તાત્પર્ય છે. પણ વકતાની અવિષયભૂત નવત્વ સંખ્યારૂપ અર્થની કલ્પના કરીને પ્રતિવાદી કહે છે કે, એ ગરીબ માણસ પાસે નવ કામળા છેજ કયાં? માટે તમે કહો છો તે યથાર્થ નથી. આવી રીતે અસિદ્ધિ દોષનું કથન તે છલ કહેવાય છે. એ છલ ત્રણ પ્રકારનો છેઃ (૧) વાક્છલ, (૨) સામાન્યછલ, અને (૩) ઉપચારછલ.

(૧) **વાક્છલ**—જે પદના બે શક્ય અર્થ સંભવતા હોય, અને એક શકય અર્થનો

निर्णय करावनार विशेषना अभावथी वक्ताना तात्पर्यना अविपर्यीभूत शक्य अर्थनी कल्पना करीने ते वक्ता प्रति जे दूषणनुं कथन तेनुं नाम वाक्छल छे. उपर आपेलुं उदाहरण वाक्छलनुं छे.

२. **सामान्य छल**—सामान्य अने विशेष बन्नेमांथी संभवे तेवा अर्थना अभिप्रायथी कथन करेलुं जे वचन छे, ते वचनना अति सामान्य योगथी असंभवित अर्थकत्वनी कल्पना करीने वक्ता पुरुष प्रति जे दूषणनुं कथन छे, तेनुं नाम सामान्य छल छे. जेम—कोइ पुरुषे "ब्राह्मणोऽयं विद्याचरणसम्पन्नः"—"आ ब्राह्मण विद्याचरणवडे संपन्न छे." आवुं वचन कह्युं. आ वचन सांभळीने प्रतिवादी, 'आ वक्ता पुरुष ब्राह्मणत्वरूप हेतु वडे विद्याचरणने सिद्ध करे छे, एवी कल्पना करीने ते वक्ता पुरुषप्रति कहे छे के, ब्राह्मणत्वरूप हेतुथी विद्याचरणनी सिद्धि संभवती नथी; केमके उपनयन संस्कारथी रहित व्रात्य ब्राह्मण विषे ब्राह्मणत्व छतां पण विद्याचरचरणनो अभाव जोवामां आवे छे. एनुं नाम सामान्यछल छे.

३. **उपचारछल**—शक्तिवृत्तिवडे के लक्षणा वृत्ति वडे प्रयोग करेला शब्दमां तेनाथी बीजी वृत्ति वडे जे प्रतिषेध ते उपचारछल. जेम—"मञ्चाः क्रोशन्ति"—"मांचडाओ बोली रह्या छे." ए वचनमां मञ्च (मांचडो) पदमां मंचस्थ पुरुष विषे लक्षणावृत्तिना अभिप्रायथी वक्ता बोल्यो छे. एम छतां मञ्च पदनी शक्तिवृत्तिनो अंगीकार करीने श्रोता पुरुष ते वक्ता पुरुषप्रति कहे छे के, मांचडो नथी बोलतो, पुरुष बोले छे; माटे तमारुं कहेवुं असत्य छे. आ उपचारछल छे.

एज रीते अहं शब्दनी आत्मा विषे शक्तिवृत्तिना अभिप्रायथी उच्चारण कर्यो जे "अहं नित्यः" एवो शब्द छे; ते अहं शब्दनी शरीर विषे लक्षणावृत्तिनी कल्पना करीने श्रोता पुरुष वक्ताने कहे के, अमुक मातापिताथी उत्पन्न थयेलो तुं शी रीते नित्य होइ शके! एनुं नाम उपचारछल छे.

२. शब्दवृत्तिव्यत्ययेन प्रतिषेधहेतुः छलम्। शब्दनी वृत्तिनो फेरफार करवाथी वक्ताना तात्पर्यनो निरास करवाना हेतुरूपने छल (उदाहरण उपचार छलमां आव्युं छे तेज अहीं समजवुं.)

## ज

**जटः**—अपरिच्छिन्नासभ्यवदनपरः। अमर्याद अने असभ्य बोलनार ते जट. (मैत्र्युपनिषत् टीकामां रामतीर्थ.)

**जडः**—वेदग्रहणासमर्थः। वेद ग्रहण करवामां असमर्थ ते जड.

२. अस्वप्रकाशत्वं जडत्वम्। पोताना रूपनो प्रकाश नहि करवापणुं ते जडत्व. अथवा जे पोते ज्ञानरूप प्रकाशवाळुं न होय ते—जाणवारूप शक्ति वगरनुं ते जड.

**जनकत्वम्**—अनन्यथासिद्धत्वे सति नियतपूर्ववृत्तित्वम्। जे अन्यथासिद्ध न होइने नियमे करीने पूर्वकाळमां रहेतुं होय ते जनक—उत्पादक—उत्पन्न करनार.

**जननम्-जन्म**—आद्यशरीरप्राणसंयोगः। शरीर अने प्राणनो आद्य संयोग ते जनन अथवा जन्म.

२. आत्मनि देहसम्बन्धः—आत्मामां देहनो संबंध ते जन्म.

३. अपूर्वशरीरेन्द्रियादिसम्बन्धः। पूर्वे न होय एवा शरीर अने इन्द्रियादिनो संबंध ते जन्म.

४. स्वादृष्टोपनिबद्धशरीरग्रहणम्। पोताना अदृष्टवडे अवश्य प्राप्त थयेला शरीरनुं ग्रहण करवुं ते जन्म.

**जयः**—शत्रुपराङ्मुखीकरणम्। शत्रुने पराङ्मुख करवो ते जय. २ उत्कर्ष थवो—वृद्धि पामवी. ३ पुराणादिक श्रेयस्कर विषय पण

એક ગ્રાસ ઘટાડતા જવું, તથા અમાવાસ્યાને દિવસે ભોજન કરવું, એવો ચાન્દ્રાયણ વ્રતનો વિધિ છે.

**चार्वाकत्वम्**—बृहस्पतिशिष्यत्वे सति देहात्मवादित्वम्। બૃહસ્પતિના શિષ્ય હોઇને જે દેહાત્મવાદીપણું તે.

**चिकित्सा**—व्याधिनिवारणो व्यापारः—વ્યાધિને મટાડવારૂપ જે વ્યાપાર તે ચિકિત્સા.

**चिकीर्षा**—प्रवृत्तिहेतुरिच्छा चिकीर्षा। પુરૂષની પ્રવૃત્તિની હેતુભૂત જે ઇચ્છા વિશેષ, તેને ચિકીર્ષા કહે છે.

૨. सम्पादनेच्छा चिकीर्षा। સંપાદન કરવાની ઇચ્છાને ચિકીર્ષા કહે છે.

**चित्**—જ્ઞાન. જે જ્ઞાન સ્વરૂપ હોય તેને 'ચિદાત્મા' કહે છે.

**चित्तम्** (બૌદ્ધમતે)—આશય; આલયવિજ્ઞાન; 'હું, હું' એવા નિર્વિકલ્પક જ્ઞાનની ધારા.

૨. (વેદાન્તમતે) अनुसन्धानात्मकवृत्तिमदन्तःकरणम्। સ્મરણરૂપ વૃત્તિવાળું અંતઃકરણ તે ચિત્ત.

**चिदाभासः**—चित्प्रतिबिम्बः। ચૈતન્યનું પ્રતિબિંબ.

૨. चिल्लक्षणरहितत्वे सति चिद्वद्भासमानत्वम्। ચૈતન્યનાં લક્ષણથી રહિત હોઇને જે ચૈતન્યની પેઠે ભાસમાન થતું હોય તે.

**चिन्मात्रवासना**—જગતમાં अस्ति (છે), भाति (જણાય છે), प्रिय (અમુક વસ્તુ અમુકને પ્રિય છે), नाम, અને रूप, એવા પાંચ અંશ છે. તેમાંથી છેલ્લા બે કલ્પિત હોવાથી મિથ્યા છે, એવા નિશ્ચયથી પહેલા ત્રણ રૂપે હુંજ બધે પરિપૂર્ણ છું એવી ભાવના.

**चेतनम्**—નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સત્ય, પરમાનંદ અને અદ્વય, એ સાત સ્વરૂપવાળું બ્રહ્મ 'ચેતન' કહેવાય છે.

**चेष्टा**—हिताहितप्राप्तिपरिहारार्था क्रिया चेष्टा। હિતની પ્રાપ્તિ માટે અથવા અહિતની નિવૃત્તિ માટે જે એક પ્રકારની ક્રિયા કરવી તેને ચેષ્ટા કહે છે.

૨. शरीरतदवयवसमवेता या काचिद्विशिष्टा क्रिया सा चेष्टा। શરીર અને તેના અવયવોમાં સમવેત એવી ગમે તે વિશિષ્ટ ક્રિયા તે ચેષ્ટા કહેવાય છે.

**चेष्टाप्रमाणम्**—(આ પ્રમાણ તાંત્રિકો માને છે.) જે પુરૂષો પરસ્પર મળીને, હાથ વગેરેની આવી ચેષ્ટાથી તમારે આ અર્થ જાણવો, એ પ્રમાણે ચેષ્ટાનો સંકેત કરે છે, તે પુરૂષને તે ચેષ્ટાથી તે તે અર્થનું જ્ઞાન થાય છે. એવા વિજાતીય જ્ઞાનનું એ ચેષ્ટા કરણ છે. માટે એ વિજાતીય પ્રમાનું કરણ હોવાથી 'ચેષ્ટા' પણ એક પ્રમાણ છે.

**चैत्तिकम्**—(બૌદ્ધમતે)—આલયવિજ્ઞાનથી ભિન્ન સઘળું જગત્ ચૈતિક કહેવાય છે. એનેજ 'બુદ્ધિબોધ્ય' પણ કહે છે.

## छ

**छलम्**—वक्तृतात्पर्याविषयार्थकल्पनेन दूषणाभिधानं छलम्। વક્તા પુરૂષના તાત્પર્યના અવિષયભૂત અર્થની કલ્પના કરીને વક્તા પુરૂષને દૂષણનું કથન, તેનું નામ છલ. જેમ કોઇ વક્તાએ કહ્યું કે "अयं पुरुषः नेपालादागतः नवकम्बलत्वात्" "આ માણસ નેપાળથી આવ્યો છે, નવકંબલ (નવીન કામળા)વાળો છે તેથી." આમાં 'નવકંબલ' એમાં नव પદ છે, પદ વડે નવીનપણાનો બોધ કરવાનું વક્તાનું તાત્પર્ય છે. પણ વક્તાની અવિષયભૂત નવત્વ સંખ્યારૂપ અર્થની કલ્પના કરીને પ્રતિવાદી કહે છે કે, એ ગરીબ માણસ પાસે નવ કામળા છેજ ક્યાં? માટે તમે કહો છે તે યથાર્થ નથી. આવી રીતે અસિદ્ધિ દોષનું કથન તે છલ કહેવાય છે. એ છલ ત્રણ પ્રકારનો છેઃ (૧) વાક્છલ, (૨) સામાન્યછલ, અને (૩) ઉપચારછલ.

(૧) **વાક્છલ**—જે પદના બે શક્ય અર્થ સંભવતા હોય, અને એક શક્ય અર્થનો

નિર્ણય કરાવનાર વિશેષના અભાવથી વક્તાના તાત્પર્યના અવિષયીભૂત શક્ય અર્થની કલ્પના કરીને તે વક્તા પ્રતિ જે દૂષણનું કથન તેનું નામ વાક્છલ છે. ઉપર આપેલું ઉદાહરણ વાક્છલનું છે.

૨. **સામાન્ય છલ**—સામાન્ય અને વિશેષ બન્નેમાંથી સંભવે તેવા અર્થના અભિપ્રાયથી કથન કરેલું જે વચન છે, તે વચનના અતિ સામાન્ય યોગથી અસંભવિત અર્થકલ્પની કલ્પના કરીને વક્તા પુરૂષ પ્રતિ જે દૂષણનું કથન છે, તેનું નામ સામાન્ય છલ છે. જેમ–કોઇ પુરૂષે "ब्राह्मणोऽयं विद्याचरणसम्पन्नः"–"આ બ્રાહ્મણ વિદ્યાચરણવડે સંપન્ન છે." આવું વચન કહ્યું. આ વચન સાંભળીને પ્રતિવાદી, 'આ વક્તા પુરૂષ બ્રાહ્મણત્વરૂપ હેતુ વડે વિદ્યાચરણને સિદ્ધ કરે છે, એવી કલ્પના કરીને તે વક્તા પુરૂષપ્રતિ કહે છે કે, બ્રાહ્મણત્વરૂપ હેતુથી વિદ્યાચરણની સિદ્ધિ સંભવતી નથી; કેમકે ઉપનયન સંસ્કારથી રહિત વ્રાત્ય બ્રાહ્મણ વિષે બ્રાહ્મણત્વ છતાં પણ વિદ્યાચરચરણનો અભાવ જોવામાં આવે છે. એનું નામ સામાન્યછલ છે.

૩. **ઉપચારછલ**—શક્તિવૃત્તિવડે કે લક્ષણા વૃત્તિ વડે પ્રયોગ કરેલા શબ્દમાં તેનાથી બીજી વૃત્તિ વડે જે પ્રતિષેધ તે ઉપચારછલ. જેમ–"मञ्चाः क्रोशन्ति"–"માંચડાઓ બોલી રહ્યા છે." એ વચનમાં मञ्च (માંચડો) પદમાં મંચસ્થ પુરૂષ વિષે લક્ષણાવૃત્તિના અભિપ્રાયથી વક્તા બોલ્યો છે. એમ છતાં मञ्च પદની શક્તિવૃત્તિનો અંગીકાર કરીને શ્રોતા પુરૂષ તે વક્તા પુરૂષપ્રતિ કહે છે કે, માંચડો નથી બોલતો, પુરૂષ બોલે છે; માટે તમારૂં કહેવું અસત્ય છે. આ ઉપચારછલ છે.

એજ રીતે अहं શબ્દની આત્મા વિષે શક્તિવૃત્તિના અભિપ્રાયથી ઉચ્ચારણ કર્યો જે "अहं नित्यः" એવો શબ્દ છે; તે अहं શબ્દની શરીર વિષે લક્ષણાવૃત્તિની કલ્પના કરીને શ્રોતા પુરૂષ વક્તાને કહે કે, અમુક માતાપિતાથી ઉત્પન્ન થયેલો તું શી રીતે નિત્ય હોઇ શકે! એનું નામ ઉપચારછલ છે.

૨. शब्दवृत्तिव्यत्ययेन प्रतिषेधहेतुः छलम् । શબ્દની વૃત્તિનો ફેરફાર કરવાથી વક્તાના તાત્પર્યનો નિરાસ કરવાના હેતુરૂપને છલ (ઉદાહરણ ઉપચાર છલમાં આવ્યું છે તેજ અહીં સમજવું.)

## ज

**जटः**—अपरिच्छिन्नासभ्यवदनपरः । અમર્યાદ અને અસભ્ય બોલનાર તે જટ. (મૈત્ર્યુપનિષત્ ટીકામાં રામતીર્થ.)

**जडः**—वेदग्रहणासमर्थः । વેદ ગ્રહણ કરવામાં અસમર્થ તે જડ.

૨. अस्वप्रकाशत्वं जडत्वम् । પોતાના રૂપનો પ્રકાશ નહિ કરવાપણું તે જડત્વ. અથવા જે પોતે જ્ઞાનરૂપ પ્રકાશવાળું ન હોય તે–જાણવારૂપ શક્તિ વગરનું તે જડ.

**जनकत्वम्**—अनन्यथासिद्धत्वे सति नियतपूर्ववृत्तित्वम् । જે અન્યથાસિદ્ધ ન હોઇને નિયમે કરીને પૂર્વકાળમાં રહેતું હોય તે જનક–ઉત્પાદક–ઉત્પન્ન કરનાર.

**जननम्–जन्म**—आद्यशरीरप्राणसंयोगः । શરીર અને પ્રાણનો આદ્ય સંયોગ તે જનન અથવા જન્મ.

૨. आत्मनि देहसम्बन्धः—આત્મામાં દેહનો સંબંધ તે જન્મ.

૩. अपूर्वशरीरेन्द्रियादिसम्बन्धः । પૂર્વે ન હોય એવા શરીર અને ઇન્દ્રિયાદિનો સંબંધ તે જન્મ.

૪. स्वादृष्टोपनिबद्धशरीरग्रहणम् । પોતાના અદૃષ્ટવડે અવશ્ય પ્રાપ્ત થયેલા શરીરનું ગ્રહણ કરવું તે જન્મ.

**जयः**—शत्रुपराङ्मुखीकरणम् । શત્રુને પરાઙ્મુખ કરવો તે જય. ૨ ઉત્કર્ષ થવો–વૃદ્ધિ પામવી. ૩ પુરાણાદિક શ્રેયસ્કર વિષય પણ

પણ 'જય' કહેવાય છે. જેમ-"ततोजयमुदीरयेत्" —"પછી જયનું કથન કરવું."

**जरायुजम्**—માતાના ઉદરમાં બાળકનું આવરણ કરનારૂં જે એક પ્રકારનું ચર્મ હોય છે તેને 'જરાયુ' કહે છે. એ જરાયુ સહિત જે શરીર ઉત્પન્ન થાય તેને જરાયુજ શરીર કહે છે. મનુષ્ય, ગાય, ઘોડો, ભેંશ, ઈત્યાદિનાં શરીર 'જરાયુજ' છે,

**जलगतगुणाः**—જલમાં રહેલા ગુણો નીચે પ્રમાણે ચોદ છેઃ-(૧) રૂપ, (૨) રસ, (૩) સ્પર્શ, (૪) સંખ્યા, (૬) પરિમાણ, (૬) પૃથક્ત્વ, (૭) સંયોગ, (૮) વિભાગ, (૯) પરત્વ, (૧૦) અપરત્વ, (૧૧) ગુરુત્વ, (૧૨) દ્રવત્વ, (૧૩) સ્નેહ, અને (૧૪) વેગ. એ ચૌદ ગુણો જળમાં રહે છે.

**जलद्रव्यम्**—જલ નામનું દ્રવ્ય બે પ્રકારનું છેઃ (૧) નિત્યજલ, અને (૨) અનિત્ય જલ. તેમાં પરમાણુરૂપ જલ નિત્ય છે, અને દ્વ્યણુકાદિ કાર્યરૂપ જલ અનિત્ય છે. અનિત્ય જલના ત્રણ પ્રકાર છેઃ (૧) જલીય શરીર, (૨) જલીય ઇંદ્રિય, અને (૩) જલીય વિષય. જલીય શરીર અયોનિજ છે અને તે વરુણ લોકમાં છે; રસનું ગ્રાહક રસન ઇન્દ્રિય તે જલીય ઇન્દ્રિય છે; અને નદી, સમુદ્ર વગેરે જલીય વિષય છે.

**जललक्षणम्**—शीतस्पर्शवज्जलम् । જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને શીતસ્પર્શવાળું હોય છે તે જળ કહેવાય છે. (જળમાં જે ઉષ્ણતા દેખાય છે તે ઉષ્ણ દ્રવ્યના સંયોગ સંબંધથી હોય છે, સમવાય સંબંધથી નહિ.

૨. शितस्पर्शसमानाधिकरणद्रव्यत्वव्याप्यजातिमत् जलम् । શીતસ્પર્શના સમાનાધિકરણ એવા દ્રવ્યત્વ વડે વ્યાપ્ય જે જલત્વ જાતિ, તે જાતિવાળું જે દ્રવ્ય તે જળ કહેવાય છે.

૩. जलत्वजातिमत् जलम् । જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને જલત્વ જાતિવાળું હોય તે જલ કહેવાય છે.

**जलीयविषयः**—शीतस्पर्शवद्विषयो जलीयविषयः । જે વિષય સમવાય સંબંધે કરીને શીતસ્પર્શવાળો હોય છે તે વિષય જલીયવિષય કહેવાય છે.

૨. शीतस्पर्शसमानाधिकरणद्रव्यत्वव्याप्यजातिमद्विषयो जलीयविषयः । શીતસ્પર્શનું સમાનાધિકરણ હોઇને દ્રવ્યત્વનું વ્યાપ્ય જે જલત્વ, તે જલત્વ જાતિવાળો વિષય તે જલીય વિષય કહેવાય છે.

**जलीयशरीरम्**—शीतस्पर्शवच्छरीरं जलीयशरीरम् । જે શરીર સમવાય સંબંધે કરીને શીતસ્પર્શવાળું હોય છે, તે શરીર જલીયશરીર કહેવાય છે.

૨. शीतस्पर्शसमानाधिकरणद्रव्यत्वव्याप्य जातिमत् शरीरं जलीयशरीरम् । શીતસ્પર્શનું સમાનાધિકરણ અને દ્રવ્યનું વ્યાપ્ય જે જલત્વ જાતિ. એ જાતિવાળું શરીર તે જલીય શરીર.

**जलीयेन्द्रियम्**—शीतस्पर्शवदिन्द्रियं जलीयेन्द्रियम् । જે ઇંદ્રિય સમવાય સંબંધે કરીને શીતસ્પર્શવાળું હોય તે ઇન્દ્રિય જલીયેંદ્રિય કહેવાય છે.

૨. शीतस्पर्शसमानाधिकरणद्रव्यत्वव्याप्यजातिमदिन्द्रियं जलीयेन्द्रियम । શીતસ્પર્શનું સમાનાધિકરણ અને દ્રવ્યનું વ્યાપ્ય જે જલત્વ તે જલત્વ જાતિવાળું ઇંદ્રિય તે જલીયેન્દ્રિય કહેવાય છે.

**जल्पः**—उभयपक्षस्थापनवती विजिगीषुकथा जल्पः । વાદી અને પ્રતિવાદી બન્ને જ્યાં પોતપોતાના પક્ષને સ્થાપન કરીને પરસ્પરને જીતવા માટે જે પ્રશ્નોત્તરરૂપ વાદરૂપ કથા કરે તેનું નામ જલ્પ.

૨. परमतनिराकरणत्वे सति स्वमतस्थापनरूपा विजिगीषोः कथा जल्पः । પ્રતિપક્ષીના મતનું ખંડન કરીને પોતાના મતનું સ્થાપન કરવારૂપ જે પરસ્પર જીતવાની ઇચ્છાવાળા વાદીપ્રતિવાદીની કથા તે જલ્પ કહેવાય છે.

**जहदजहल्लक्षणा**—शक्यतावच्छेदकपरित्यागेन व्यक्तिमात्रबोधे प्रयोजिकालक्षणा । પદની શક્યતાનો અવચ્છેદક જે ધર્મ છે, તેનો પરિત્યાગ કરીને વ્યક્તિ માત્રના બોધનો હેતુ એવી જે લક્ષણા તે જહદજહલ્લક્ષણા કહેવાય છે. એને કોઈ ભાગત્યાગ લક્ષણા પણ કહે છે. જેમ–વેદાન્તીઓના મતમાં "तत्त्वमसि" (તે તું છે) એ વાક્યમાં જહદજહલ્લક્ષણા છે. એમાં સર્વજ્ઞત્વ વિશિષ્ટ ચેતન એ तत् પદનો શક્ય અર્થ છે. અને અલ્પજ્ઞત્વ વિશિષ્ટ ચેતન એ त्वं પદનો શક્ય અર્થ છે. એ બન્ને શક્ય અર્થોનો અભેદ બની શકતો નથી. માટે સર્વજ્ઞત્વરૂપ શક્યતાવચ્છેદક ધર્મનો ત્યાગ કરવાથી तत् પદની ચેતન માત્ર વિષે લક્ષણા થાય છે; એજ રીતે અલ્પજ્ઞત્વરૂપ શક્યતાવચ્છેદક ધર્મનો પરિત્યાગ કરવાથી त्वं પદની પણ ચેતનમાત્ર વિષે લક્ષણા થાય છે. તે ચેતનોનો પરસ્પર અભેદ સંભવે છે. માટે तत् પદની તથા त्वं પદની જે ચેતન માત્રમાં લક્ષણા છે, તે લક્ષણા જહદજહલ્લક્ષણા કહેવાય છે.

નૈયાયિકો જહદજહલ્લક્ષણાનું ઉદાહરણ "सोऽयं देवदत्तः"–"તે આ દેવદત્ત" એ વાક્યથી આપે છે. અહીં પણ 'તે' દેશકાલ વિશિષ્ટ દેવદત્ત 'તે' પદનો શક્ય અર્થ છે; અને 'આ' દેશકાલ વિશિષ્ટ દેવદત્ત શબ્દનો શક્ય અર્થ છે. એ બન્ને વિશિષ્ટોની એકતાનો અસંભવ હોવાથી, તે બન્ને વિશેષણ અંશનો પરિત્યાગ કરીને તે બન્ને પદોની દેવદત્ત નામે પુરૂષ વ્યક્તિમાં લક્ષણા કરવામાં આવે છે.

૨. वाच्यार्थैकदेशत्यागेनैकदेशवृत्तिः जहदजहल्लक्षणा । વાચ્યાર્થના એક દેશના ત્યાગ કરવા વડે અર્થની જે એક દેશમાં વૃત્તિ તે જહદજહલ્લક્ષણા કહેવાય છે.

**जहल्लक्षणा**—लक्ष्यतावच्छेदकरूपेण लक्ष्यमात्रबोधप्रयोजिका लक्षणा जहल्लक्षणाः। લક્ષ્યતાવચ્છેદરૂપે લક્ષ્યમાત્રના બોધની હેતુભૂત જે લક્ષણા છે, તે જહલ્લક્ષણા કહેવાય છે. જેમ "गङ्गायां घोषः"–"ગંગામાં ગૌશાળા છે." એ વચનમાં 'ગંગા' પદની જે શક્યસંબંધરૂપ 'તીર' વિષે લક્ષણા છે, તે લક્ષણા તીરત્વરૂપ લક્ષ્યતાવચ્છેદક રૂપે તે તીરરૂપ લક્ષ્યમાત્રના બોધની હેતુ હોય છે. માટે ગંગા પદની તીર વિષે લક્ષણા તેજહત્ લક્ષણા કહેવાય છે.

એજ પ્રમાણે "मञ्चाः क्रोशन्ति" (માળાઓ બૂમો પાડે છે) અહીં જડ માળાઓ (ખેડૂતોએ ખેતરમાં ઉભા કરેલા માંચડા)માં શબ્દ કરવાપણું સંભવતું નથી. માટે માળા પદની માળા ઉપર ઉભેલા પુરૂષ વિષે લક્ષણા કરવામાં આવે છે તે પણ જહત્ લક્ષણા છે.

૨. शक्यार्थ मन्तर्भाव्यत्वे सति अर्थान्तर प्रतीतिः । શક્યાર્થનો ત્યાગ કર્યા છતાં જે બીજા અર્થની પ્રતીતિ તે જહત્ લક્ષણા જેમ, "विषं भुङ्क्ष्व" "ઝેર ખા" એ ઉદાહરણમાં વાક્યના સ્વાર્થને (શક્યાર્થને) છોડીને શત્રુને ઘેર ભોજન કરવાની નિવૃત્તિરૂપ અર્થાન્તરની પ્રતીતિ થાય છે, તે જહત્ લક્ષણા છે.

૩. शक्यार्थपरित्यागेन तत्सम्बन्ध्यर्थान्तरे वृत्तिः । પદના શક્ય અર્થનો પરિત્યાગ કરીને તે શક્ય અર્થના સંબંધવાળા અન્ય પદાર્થમાં જે તે પદની લક્ષણાવૃત્તિ છે. તેનું નામ જહલ્લક્ષણા જેમ "ગંગા ઉપર ગામ છે." તેમાં ગંગા પદનો શક્યાર્થ જે જલપ્રવાહ છે, તેનો ત્યાગ કરીને જલપ્રવાહના સંયોગ સંબંધવાળો તેનો કાંઠો છે, તેમાં 'ગંગા' પદની લક્ષણા કરવી તે જહલ્લક્ષણા છે.

**जाग्रज्जाग्रत**—પ્રમાજ્ઞાનપણું.

**जाग्रत्सुषुप्ति**—जाग्रदवस्थायां श्रमादिना स्तब्धीभावः । જાગ્રત અવસ્થામાં શ્રમાદિકવડે જે જડ જેવા થવાપણું તે સ્થિર થઇ જવાપણું તે જાગ્રતસુષુપ્તિ કહેવાય છે.

**जाग्रत्स्वप्न**—शुक्तिरजतादिभ्रमः । છીપમાં રૂપાનો જેમ ભ્રમ થાય છે. તેવો ભ્રમ.

**जाग्रदवस्था–जागरितम्**–इन्द्रियजन्यान्तःकरणवृत्त्यवस्था । ઇન્દ્રિયોવડે અંતઃકરણની વૃત્તિ જેમાં પ્રવૃત્ત થાય છે તે અવસ્થા.

૨. दिगाद्यधिष्ठातृ देवतानुगृहीतैरिन्द्रियैः शब्दादिविषयानुभवावस्थाः । શ્રોત્રાદિ ઇંદ્રિયોના-દિશા વગેરે દેવતાઓ વડે અનુગૃહીત એવાં શ્રોત્રાદિ ઇંદ્રિયો વડે શબ્દાદિ વિષયોનો અનુભવ જે અવસ્થામાં થાય છે તેને જાગ્રદવસ્થા અથવા જાગરિત કહે છે.

૩. इन्द्रियैरर्थोपलब्धिः । ઇંદ્રિયોવડે પદાર્થની ઉપલબ્ધિ (જ્ઞાન) જેમાં થાય છે તે અવસ્થા તે જાગ્રદવસ્થા એના ત્રણ ભેદ છેઃ (૧) જાગ્રજ્જાગ્રત, (૨) જાગ્રત્સ્વપ્ન, (૩) જાગ્રત્સુષુપ્તિ. (તે તે શબ્દો જોવા.)

**जातरूपधरविद्वत्संन्यासः**—જન્મ્યો હોય તેવી સ્થિતિમાં રહેવારૂપ સંન્યાસ; વસ્ત્રાદિક સર્વપરિગ્રહના ત્યાગરૂપ સંન્યાસ; અવધૂત દશા.

**जातिः**—જે ધર્મ કારણતાનો અવચ્છેદક (સમાન દેશમાં રહેનારો) હોય, અથવા કાર્યતાનો અવચ્છેદક હોય, અથવા પ્રતિબધ્યતાનો કે પ્રતિબંધકતાનો અવચ્છેદક હોય, અથવા પદશક્યતાનો અવચ્છેદક હોય, તે ધર્મના જાતિપણામાં જો કોઈ જાતિબાધક દોષ ન ન હોય તો તે ધર્મ 'જાતિ' કહેવાય છે. પણ જો કોઇ જાતિબાધક દોષ હોય તો તે ધર્મ 'ઉપાધિ' કહેવાય છે—'જાતિ' કહેવાતો નથી. જેમ આકાશત્વાદિક ધર્મોના જાતિપણામાં એક વ્યક્તિવૃત્તિત્વરૂપ દોષબાધક છે, માટે આકાશત્વ એ જાતિ નથી પણ ઉપાધિ છે. તેમજ વિભુત્વાદિક ધર્મોના જાતિપણામાં સંકરદોષબાધક છે (संकर શબ્દ જુઓ.) માટે વિભુત્વ પણ ઉપાધિ છે. ગુણત્વ ધર્મના જાતિપણામાં એવો કોઇ જાતિબાધક દોષ નથી, માટે 'ગુણત્વ' એ જાતિ છે ટુંકામાં એક વ્યક્તિમાં રહેલો ધર્મ તે ઉપાધિ અને બહુ વ્યક્તિમાં રહેલો ધર્મ તે જાતિ.

૨. અનેક વ્યક્તિઓમાં જે એક ધર્મપ્રકારક એકાકાર પ્રતીતિ થાય છે, તે પ્રતીતિનો વિષય તે જાતિ જેમ–ચંદ્ર, સૂર્ય, અગ્નિ, વિદ્યુત, વગેરેમાં આ તેજ છે, આ તેજ છે, એવા પ્રકારની એક ધર્મપ્રકારક એકાકાર પ્રતીતિ તે સર્વ તેજોમાં અનુગત થઇને રહેલી હોય છે અને તે તેજસ્ત્વ જાતિને વિષય કરે છે, માટે એ તેજસ્ત્વ એ જાતિ કહેવાય છે.

૩. અનેક વ્યક્તિઓમાં સમવાય સંબંધે કરીને રહેનારોજ જે નિત્યધર્મ છે તેને જાતિ કહેવાય છે.

૪. अनुगतबुद्धिव्यवहारहेतुभूतापरसामान्यम् । દરેક પદાર્થમાં અનુગત એવી બુદ્ધિના વ્યવહારનું હેતુપર જે અપર સામાન્ય કહેવાય છે તે જાતિ જેમ–'ઘટ' પદાર્થમાં 'આ ઘટ, આ ઘટ' એવી ઘટત્વરૂપ બુદ્ધિ દરેક ઘટમાં અનુગત છે. એવી બુદ્ધિના વ્યવહારનું હેતુભૂત જે 'ઘટત્વ' તે અપર સામાન્ય અથવા જાતિ કહેવાય છે. (સત્તા'ને અપર સામાન્ય કહે છે.)

૫. પદાર્થમાં ભાવરૂપ સામાન્યપણે રહેલો ધર્મ. જેમ, ઘટમાં ઘટત્વ, પટમાં પટત્વ, વગેરે. એને જાતિસામાન્ય કહે છે.

૬. अनिर्वचनीयबहुपदार्थघटितधर्मान्यतरधर्मरूपोपाधिभिन्नत्वे सति नित्यत्वे सत्यनेकव्यक्तिवृत्तिधर्मत्वं जातित्वम् ।

( मणिप्रभायाम् । )

અનિર્વચનીય એવા ઘણા પદાર્થોમાં રહેલા ધર્મમાંના હરકોઇ એક ધર્મરૂપ અને ઉપાધિથી ભિન્ન હોઇને, તેમજ નિત્ય હોઇને અનેક વ્યક્તિઓમાં વર્તનારો જે ધર્મ તે જાતિ. જેમ 'ઘટત્વ' એ માયાનું કાર્ય હોવાથી અનિર્વચનીય છે, તેમજ તે ઘણી વ્યક્તિઓમાં રહેલું પણ છે. તે ઘણી વ્યક્તિઓ પૈકી એક ઘટવ્યક્તિમાં રહેલો ઘટત્વ ધર્મ ઉપાધિથી ભિન્ન હોઇને નિત્ય પણ છે. માટે ઘટત્વ ધર્મ એ જાતિ છે.

**जातिबाधकदोषाः**—व्यक्तेरभेदस्तुल्यत्वं संकरोऽथानवस्थितिः । रूपहानिरसम्बन्धो जातिबाधकसङ्ग्रहः ॥१॥ (૧) વ્યક્તિનો અભેદ, (૨) તુલ્યત્વ, (૩) સંકર, (૪) અનવસ્થા, (૫)

રૂપહાનિ, અને (૬) અસંબંધ, એ છ દોષ જાતિબાધક ગણાય છે. અર્થાત્ એ છમાંનો એકાદ દોષ હોય તો તે પદાર્થનું જાતિપણું કહેવાતું નથી.

**जातिरूपधर्मः**—દ્રવ્યમાં 'દ્રવ્યત્વ' એ જાતિ અથવા સામાન્ય ધર્મ રહેલો છે. એવીજ રીતે ગુણમાં ગુણત્વ જાતિ અને કર્મમાં કર્મત્વ જાતિ છે. અર્થાત્ જે ધર્મ કારણતા અને કાર્યતાનો, પ્રતિબંધક અને પ્રતિબધ્યનો, અથવા પદની શક્યતાનો અવચ્છેદક હોય, અને તે ધર્મના જાતિપણામાં કોઇ દોષ બાધક ન હોય તો તે ધર્મ જાતિરૂપ ધર્મ કહેવાય છે.

**जात्युत्तरम्**—(दोषः) असदुत्तरं जातिः। અસત્ ઉત્તરનું નામ જાતિ છે. પ્રતિવાદી એવો ઉત્તર આપે કે જેથી સ્વપક્ષ સાધકતાની પેંઠ પર પક્ષની પણ સાધકતા થાય, અને પરપક્ષની સાધકતા વડે સ્વપક્ષનો વ્યાઘાત પણ થાય. એવું જે સ્વપક્ષ વ્યાઘાતકપણું છે એજ તે ઉત્તરમાં અસતપણું છે. માટે जात्युत्तरम्‌નું એવુંજ લક્ષણ થાય કે—

૨. स्वव्याघातकमुत्तरं जातिः। પોતાના વચનમાં વ્યાઘાત દોષ આવે, અથવા પોતાના પક્ષની સિદ્ધિનો વ્યાઘાત થાય, તેનું નામ જાતિ. એ જાતિ ચોવીશ પ્રકારની છે. જેમ,-(૧) સાધર્મ્યસમા, (૨) વૈધર્મ્યસમા, (૩) ઉત્કર્ષસમા, (૪) અપકર્ષસમા, (૫) વર્ણ્યસમા, (૬) અવર્ણ્યસમા, (૭) વિકલ્પસમા, (૮) સાધ્યસમા, (૯) પ્રાપ્તિસમા, (૧૦) અપ્રાપ્તિસમા, (૧૧) પ્રસંગસમા, (૧૨) પ્રતિદૃષ્ટાન્તસમા, (૧૩) અનુપત્તિસમા, (૧૪) સંશયસમા, (૧૫) પ્રકરણસમા, (૧૬) હેતુસમા, (૧૭) અર્થાતપત્તિસમા, (૧૮) અવિશેષસમા, (૧૯) ઉપપત્તિસમા, (૨૦) ઉપલબ્ધિસમા, (૨૧) અનુપલબ્ધિસમા, (૨૨) નિત્યસમા, (૨૩) અતિતપસમા, અને (૨૪) કાર્યસમા. (એ સઘળાંનાં લક્ષણો ગૌતમ ન્યાયશાસ્ત્રમાં જોવાં. આ કોશમાં ફક્ત પહેલી બે જાતિઓનાં લક્ષણો નમુના માટે લખ્યાં છે તે તે શબ્દોમાં જોવાં.)

૩. संदर्भेणदूषणासमर्थं वा जात्युत्तरम्। વિષયનો સંદર્ભ જોતાં જે ઉત્તર દૂષણ આપવાને અસમર્થ હોય તે જાત્યુત્તર કહેવાય.

૪. छलादिभिन्नदूषणासमर्थमुत्तरं वा। છલ નામના દોષ સિવાય બીજી રીતે દૂષણ આપવાને અસમર્થ એવો ઉત્તર તે જાત્યુત્તર. (છલનો સમાવેશ જાતિમાં નથી થતો પણ તેની એક સ્વતંત્રજ ગણના છે.)

**जिज्ञासा**—જાણવાની ઇચ્છા.

૨. अज्ञातादिबुद्धिसिद्धये प्रवर्तिका इच्छा। અજ્ઞાત પદાર્થાદિનો બોધ થવા માટે પ્રવૃત્ત કરનારી ઇચ્છા તે જિજ્ઞાસા.

**जिज्ञासुः**—જાણવાની ઇચ્છાવાળો.

૨. આત્મજ્ઞાનાથી મુમુક્ષુ.

**जितेन्द्रिय**—श्रुत्वा स्पृष्ट्वाथ दृष्ट्वा च भुक्त्वा ज्ञात्वा च यो नरः। नहृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥१॥ જે પુરૂષ કોઇ પદાર્થને સાંભળીને, અડકીને, જોઇને, ખાઇને કે જાણીને હર્ષ કે ગ્લાનિ પામતો નથી તેને જિતેંદ્રિય જાણવો.

**जीवः**—सुखादिसमवायिकारणं जीवः। સુખાદિનું જે સમવાયિ કારણ તે જીવ. (ન્યાયમતે).

૨. (વેદાન્ત મતે) अविद्यावच्छिन्नं चैतन्यं जीवः। અવિદ્યાથી પ્રતિબિંબિત ચૈતન્ય તે જીવ.

૩. अविद्याप्रतिबिम्बितं चैतन्यं जीवः। અવિદ્યામાં પ્રતિબિંબિત ચૈતન્ય તે જીવ.

૪. अविद्योपहितं चैतन्यं जीवः। અવિદ્યાની ઉપાધિવાળું ચૈતન્ય તે જીવ.

૫. चैतन्यं जीवः। ચૈતન્ય એજ જીવ.

૭. अन्तःकरणोपहितं चैतन्यं जीवः। અંતઃકરણની ઉપાધિવાળું ચૈતન્ય તે જીવ.

૭. अन्तःकरणावच्छिन्नं चैतन्यं जीवः। અંતઃકરણથી અવચ્છિન્ન ચૈતન્ય તે જીવ.

૮. व्यष्टिस्थूलसूक्ष्मकारणशरीरत्रयोपहितो जीवः। વ્યષ્ટિ એવાં સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ રૂપ ત્રણ શરીરોની ઉપાધીવાળો તે જીવ. એના વિશ્વ, તૈજસ, અને પ્રાજ્ઞ એવા ત્રણ ભેદ છે. સ્થૂલ ઉપાધિવાળો તે વિશ્વ, સૂક્ષ્મ ઉપાધિવાળો તે તૈજસ્ અને કારણ ઉપાધીવાળો પ્રાજ્ઞ કહેવાય છે.

૯. ( પાતંજલ મતે ) ક્લેશ, કર્મ, આશય અને વિપાકના સંબંધવાળો તે જીવ.

**जीवः**—( જૈન મતે ) ભોક્તાને જીવ કહે છે. એને જીવાસ્તિકાય એટલે જીવ પદાર્થ કહે છે. એ જીવ ત્રણ પ્રકારના છેઃ– ( ૧ ) નિત્યસિદ્ધ જીવ; ( ૨ ) મુક્તજીવ; અને ( ૩ ) બદ્ધજીવ. તેમાં—

( ૧ ) અર્હત્ આદિક જીવો નિત્યસિદ્ધ જીવ કહેવાય છે.

( ૨ ) અર્હત્ આદિક નિત્યસિદ્ધ જીવોના શિષ્યપણામાં રહેલા જીવો મુક્તજીવ કહેવાય છે.

( ૩ ) આ કાળના જીવો બદ્ધજીવો કહેવાય છે.

**जीवनम्**—આત્માનો મનની સાથે જે સંયોગ સંબંધ, તેનું નામ જીવન.

૨. प्राणधारणानुकूलो व्यापारो जीवनम् । પ્રાણને ધારણ કરવાને અનુકૂળ વ્યાપાર તે જીવન.

**जीवनमुक्तः**—स्वरूपज्ञानेनाज्ञानतत्कार्यसञ्चितकर्मसंशयविपर्ययादौ बाधिते सत्यखिलबन्धरहितो जीवमुक्तः। પોતાના સ્વરૂપના જ્ઞાન વડે અજ્ઞાન તથા તેનું કાર્ય જે સંચિત કર્મ તથા સંશય વિપર્યય આદિ, એને સર્વનો બાધ કરીને સર્વ બંધથી રહિત થયો હોય તે જીવન્મુક્ત કહેવાય છે.

૨. स्वस्मिन् स्वदृष्ट्याऽध्यासाप्रतिभासे सति यावत्प्रारब्धं बाधितचित्तादिमत्त्वं जीवन्मुक्तत्वम् । પોતાની દૃષ્ટિથી પોતાનામાં અધ્યાસનો પ્રતિભાસ ન થતો હોઇને જ્યાંસુધી પ્રારબ્ધ હોય ત્યાંસુધી બાધિત ચિત્તાદિવાળા હોવાપણું તે જીવન્મુક્તત્વ.

૬. स्वतः परतश्च व्युत्थानाव्युत्थानरूपपंचनीछ्याादिभूमिकवत्त्वं जीवन्मुक्तत्वम् । પાંચમી ભૂમિકામાં યોગી પોતાની પોતાની મેળે સમાધિમાંથી વ્યુત્થાન કે અવ્યુથાન પામે છે, તથા છઠ્ઠી ભૂમિકામાં યોગી પોતાની મેળે વ્યુત્થાન કે અવ્યુત્થાન પામતો નથી, પણ બીજાની મદદથી વ્યુત્થાન કે અવ્યુત્થાન પામે છે. એવી પાંચમી કે છઠ્ઠી ભૂમિકાવાળા હોવાપણું તે જીવન્મુક્તત્વ કહેવાય છે.

**जीवन्मुक्तिः**—स्वस्मिन् स्वदृशा सततध्याप्रतिभासे सति यावत्प्रारब्धं स्वचित्ताद्यवस्थितिः । પોતાની દૃષ્ટિથી પોતાનામાં નિરંતર અધ્યાસનો ભાસ ન હોઇને જ્યાંસુધી પ્રારબ્ધ હોય ત્યાંસુધી પોતાના ચિત્ત વગેરેની સ્થિતિ કાયમ રહે તે અવસ્થા તે જીવન્મુક્તિ.

૨. श्रवणादिभिरुत्पन्नसाक्षात्कारस्य विद्वत्संन्यासिनः कर्तृत्वाद्यखिलबन्धप्रतिभासनिवृत्तिः । શ્રવણાદિકથી જેને બ્રહ્મ સાક્ષાત્કાર થયો છે, એવા વિદ્વત્સંન્યાસીને જીવત અવસ્થામાં જે કર્તૃત્વ ભોક્તૃત્વાદિ રૂપ સઘળા બંધનોની પ્રતીતિની નિવૃત્તિ, તેનું નામ જીવન્મુક્તિ.

**जीवन्मुक्त्यधिकारी**—શ્રવણાદિકથી જેને બ્રહ્મસાક્ષાત્કાર થયો છે, એવો ચિત્તની વિશ્રાંતિની ઇચ્છાવાળો વિદ્વત્ સંન્યાસી જીવન્મુક્તિનો અધિકારી છે.

**जीवात्मनो योग्यविशेषगुणाः**—જ્ઞાન, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન, આ છ ગુણો જીવાત્માના યોગ્ય વિશેષ ગુણો કહેવાય છે. એટલે તે મન વડે પ્રત્યક્ષ થવા યોગ્ય વિશેષ ગુણો છે ( ધર્મ, અધર્મ અને ભાવનાખ્ય સંસ્કાર એ જો કે જીવાત્માના વિશેષ ગુણો તો છે, પણ તે પ્રત્યક્ષ યોગ્ય નથી. )

**जीवात्मगतगुणाः**—જીવાત્મામાં બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ,

ભાવનાખ્ય સંસ્કાર, સંખ્યા, પરિણામ, પૃથક્ત્વ, સંયોગ અને વિભાગ, એવા ચૌદ ગુણ રહેલા છે.

**जीवात्मा**—जन्यज्ञानाद्यधिकरणं जीवात्मा । જે દ્રવ્ય એવા જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્નનું સમવાય સંબંધે કરીને અધિકરણ હોય તે દ્રવ્ય જીવાત્મા કહેવાય છે.

૨. विभुत्वे सति ज्ञानासमवायिकारणसंयोगाश्रयो जीवात्मा। જે દ્રવ્ય વિભુ હોય, તથા જ્ઞાનના અસમવાયિ કારણરૂપ જે સંયોગો, તેનો આશ્રય હોય, તે દ્રવ્ય જીવાત્મા કહેવાયછે.

૩. सुखदुःखादिसमवायिकारणं जीवात्मा । સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન અને ભાવનાખ્ય સંસ્કાર, એ ૭ ગુણોનું જે સમવાયિ કારણ તે જીવાત્મા.

**जीवाश्रयाप्रमा**—अनधिगताबाधितविषयाकारान्तःकरणवृत्तिप्रतिबिम्बिता चित् जीवाश्रयो प्रमा ।( પહેલાં ) અજ્ઞાત અને બાધથી રહિત એવા વિષયના આકારની અંતઃકરણની વૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય તે જીવાશ્રયા પ્રમા.

**ज्ञप्तिपरतस्त्वम्** ( प्रमात्वम् )—ज्ञानमात्रग्राहकसामग्रीभिन्नसामग्रीग्राह्यत्वं ज्ञप्तिपरतस्त्वम् । કેવળ જ્ઞાનની ગ્રાહક જે સામગ્રી છે, તે સામગ્રીથી ભિન્ન સામગ્રી વડે જે ગ્રાહ્યત્વ છે, એજ તે એજ પ્રમાત્વમાં જ્ઞપ્તિ પરતસ્ત્વ છે. એનેજ પરતોગ્રાહ્યત્વ પણ કહે છે.

**ज्ञप्तिस्वतस्त्वम्** ( प्रमात्वम् )—दोषाभावसहकृतयावत्स्वाश्रयग्राहक सामग्रीग्राह्यत्वं ज्ञप्तिस्वतस्त्वम् । ( લક્ષણમાંના स्व શબ્દ વડે પ્રમાત્વ નું ગ્રહણ કરવું. ) એ પ્રમાત્વનું આશ્રયભૂત જે પ્રમાજ્ઞાન છે, તે પ્રમાજ્ઞાનની ગ્રાહક જેટલી જેટલી સામગ્રી છે, અર્થાત્ એ પ્રમાત્વના આશ્રયભૂત પ્રમાતજ્ઞાનને વિષય કરનારા જ્ઞાનની જનક જેટલી જેટલી દોષાભાવ સહકૃત સામગ્રી છે, તે સામગ્રીવડે જે ગ્રાહ્યત્વ છે, અર્થાત્ તે સામગ્રીજન્ય જ્ઞાનનું જે વિષયત્વ છે, એજ પ્રમાત્વ વિષે જ્ઞપ્તિસ્વતસ્ત્વ છે. તાત્પર્ય કે–દોષાભાવસહકૃત સામગ્રી વડે જન્ય જે જે જ્ઞાન તે પ્રમાત્વના આશ્રયભૂત પ્રમાજ્ઞાનને વિષય કરે છે, તે સર્વજ્ઞાન પ્રમાત્વને પણ વિષય કરે છે. એજ તે પ્રમાત્વમાં સ્વતોગ્રાહ્યત્વ છે તથા જ્ઞપ્તિસ્વતસ્ત્વ છે.

**ज्ञातत्वम्**—ज्ञानभास्यत्वम् । જ્ઞાનવડે જણાવાપણું.

૨. ज्ञाननिवर्त्याज्ञानाविषयत्वम् । જ્ઞાનથી દૂર થઇ શકે એવા અજ્ઞાનનો વિષય નહિ હોવાપણું.

**ज्ञातसत्ता**—જ્ઞાન થાય તેજ વખતે જે વિષયની સત્તા છે તે જ્ઞાતસત્તા કહેવાય છે.

**ज्ञाता**—विषयचैतन्यभिव्यञ्जकान्तःकरणाज्ञनयोः परिणामात्मकवृत्त्युपहितं चैतन्यम् । વિષય ચૈતન્યની અભિવ્યંજક જે અંતઃકરણ અને અજ્ઞાનની પરિણામરૂપ વૃત્તિ, એ વૃત્તિની ઉપાધિવાળુ ચૈતન્ય તે જ્ઞાતા.

**ज्ञानम्**—विषयचैतन्याभिव्यंजकान्तःकरणाज्ञनयोः परिणामरूपावृत्तिः । વિષય ચૈતન્યની અભિવ્યંજક એવી અંતઃકરણ અને અજ્ઞાનના પરિણામ રૂપ વૃત્તિ તે જ્ઞાન.

૨. प्रत्यगात्मनि देहाद्यतिरिक्तत्वप्रकारको, देहादौ वा प्रत्यगात्मारिक्तप्रकारको निश्चयो ज्ञानम्। પ્રત્યગ્ આત્મા દેહાદિથી ભિન્ન છે, અથવા દેહાદિ પ્રત્યગાત્માથી ભિન્ન છે, એ પ્રકારનો નિશ્ચય તે જ્ઞાન.

૩. जीवब्रह्मणोरभेदनिश्चयो ज्ञानम् । જીવ અને બ્રહ્મના અભેદનો નિશ્ચય તે જ્ઞાન.

૪. अर्थप्रकाशत्वं ज्ञानत्वम् । પદાર્થને પ્રકાશકરવાપણું તે જ્ઞાનત્વ.

૫. અંતઃકરણની વૃત્તિ વડે જ્ઞાન થાય માટે વૃત્તિને પણ જ્ઞાન કહે છે.

૬. જ્ઞપ્તિ, સંવિત્, એ પણ જ્ઞાનનાં નામ છે.

૭. વૃત્તિ અવચ્છિન્ન ચૈતન્ય તે જ્ઞાન. મતલબ કે મનની વૃત્તિ ચૈતન્યના જેટલા

દેશમાં વ્યાપ્ત હોય તેટલા દેશના વૃત્તિવાળા ચૈતન્યને જ્ઞાન કહે છે. જ્ઞાનના બે પ્રકાર છેઃ (૧) પરોક્ષ જ્ઞાન અને (૨) અપરોક્ષ જ્ઞાન. વળી બીજી રીતે એના પાંચ ભેદ છેઃ (૧) સંશય, (૨) ધારાવાહિક, (૩) કાર્યજ્ઞાન, (૪) અહાર્યજ્ઞાન, અને (૫) સ્મૃતિ.

**ज्ञानगतप्रत्यक्षम्**—तत्तद्व्यवहारानुकूलचैतन्यस्य तत्तदर्थाभेदः। તે તે વ્યવહારને અનુકૂળ ચૈતન્યનો તે તે અર્થની સાથે અભેદ તે જ્ઞાનગત પ્રત્યક્ષ કહેવાય.

૨. अपरोक्षार्थगोचरव्यवहारजनकत्वयोग्यज्ञानत्वम्। અપરોક્ષ એવા અર્થ વિષે વ્યવહાર કરી શકવાને યોગ્ય જે જ્ઞાનપણું તે જ્ઞાનગત પ્રત્યક્ષ કહેવાય.

૩. अयोग्यप्रमाणाजन्यत्वे सति वर्तमानयोग्यविषयचैतन्याभिन्नत्वम् । જે પ્રત્યક્ષ, અયોગ્ય પ્રમાણથી ન ઉપજેલું હોય અને તે સાથે વળી તે વર્તમાન એવા યોગ્ય વિષય ચૈતન્યથી અભિન્ન હોય, તે જ્ઞાનગત પ્રત્યક્ષ કહેવાય.

**ज्ञानगतापरोक्षम्**—(ઉપલો શબ્દ જુઓ.)

**ज्ञानदण्डत्वम्**—अज्ञानतत्कार्यदमनहेतुत्वम्। અજ્ઞાન અને તેના કાર્યના દમનનું હેતુપણું.

**ज्ञाननिवर्त्यत्वम्**—જ્ઞાન વડે નિવૃત્ત થવાપણું; અજ્ઞાનનો નાશ.

**ज्ञानफलम्**—वर्तमानलिङ्गदेहनिवृत्तिः। વર્તમાન એવા લિંગ દેહનો નાશ અને જ્ઞાનનું ફળ છે. અથવા—

૨. भाविजन्मानारम्भः। હવે પછી થવાના જન્મનો અનારંભ.

૩. अविद्यानिवृत्तिः। અવિદ્યા અથવા અનાદિ અજ્ઞાનની નિવૃત્તિ.

**ज्ञानलक्षणसन्निकर्षः**—स्वविषयविषयकप्रत्यक्षज्ञानजनको ज्ञानविशेषः । જે વસ્તુ જે જ્ઞાનનો વિષય હોય છે, તે વસ્તુ માત્રને વિષય કરનારા પ્રત્યક્ષ જ્ઞાનનું જે જ્ઞાનજનક હોય છે, તે જ્ઞાનને જ્ઞાનલક્ષણ સન્નિકર્ષ કહે છે. જેમ—જે મનુષ્યે પૂર્વે બહુ વાર ચંદનના સૌરભ (સુગંધી) ગંધનું ઘ્રાણ ઇંદ્રિય વડે પ્રત્યક્ષ કર્યું છે. તે પુરૂષને દૂરથી ચંદનનો કકડો જોઇને 'આ ચંદનના લાકડાનો કકડો સુરભિ ગંધવાળો છે' એ પ્રકારનું ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે; તેમાં ચંદનના કકડા સાથે તો ચક્ષુ ઇંદ્રિયનો સંયોગ સંબંધ થાય છે, માટે 'ચંદનનો કકડો' એ અંશમાં તો તે પ્રત્યક્ષ લૌકિકજ હોય છે; અને તે દૂર દેશવૃત્તિ ચંદનખંડ સાથે ઘ્રાણ ઇંદ્રિયનો સંયોગ સંબંધ તો છે નહિ, કેમ કે જેમ ચક્ષુ ઇંદ્રિય પોતાના ગોલકમાંથી નીકળીને દૂરદેશ વૃત્તિ પદાર્થ સાથે સંબંધ પામે છે, તેમ ઘ્રાણાદિક ઇંદ્રિયો પોતાના ગોલકમાંથી નીકળીને દૂર દેશ વૃત્તિ પદાર્થ સાથે સંબંધ પામતા નથી. પણ ઘ્રાણાદિક પોતાના ગોલક સાથે સંબંધવાળા પદાર્થોનાજ ગંધાદિકને ગ્રહણ કરે છે, માટે ઘ્રાણ ઇંદ્રિયના સંયુક્ત સમવાય સંબંધ વડે તે ચંદનના સૌરભનું પ્રત્યક્ષ સંભવતું નથી. જો કે ચક્ષુ ઇંદ્રિયનો તે સૌરભ ગંધ સાથે સંયુક્ત સમવાય સંબંધ છે, તથાપિ ચક્ષુ ઇંદ્રિયના સન્નિકર્ષમાં ગંધ ગુણના પ્રત્યક્ષજ્ઞાનને ઉત્પન્ન કરવાની યોગ્યતાજ નથી. માટે 'સુગંધવાળો ચંદનનો કકડો' એ ઉક્ત ચાક્ષુષ પ્રત્યક્ષને સૌરભગંધ અંશમાં લૌકિક પ્રત્યક્ષ રૂપતા સંભવતી નથી, પણ અલૌકિક પ્રત્યક્ષ રૂપતાજ કહેવી પડશે. તેમાં, ચંદનખંડને જોઇને પૂર્વે અનુભવ કરેલા સૌરભ ગંધના સંસ્કાર ઉદ્‌બુદ્ધ (જાગ્રત) થાય છે. તે ઉદ્‌બુદ્ધ સંસ્કારથી તે સૌરભ ગંધનું સ્મરણ થાય છે. એ સૌરભગંધક વિષયક સ્મૃતિજ્ઞાન એજ તે ચક્ષુ ઇંદ્રિયનો સૌરભ ગંધ સાથે જ્ઞાન લક્ષણ સન્નિકર્ષ છે. એ જ્ઞાનલક્ષણ સન્નિકર્ષ વડે સૌરભ ગંધનું અલૌકિક ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે.

એજ રીતે રજ્જુમાં 'આ સર્પ છે' એ પ્રકારનું ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે. એ ભ્રાંતિ-

રૂપ આક્ષુપ પ્રત્યક્ષમાં દૂર દેશ વૃત્તિ સર્પજ દોષને લીધે તે રજ્જુ દેશમાં પ્રતીત થાય છે. અહીં, દૂર દેશ વૃત્તિ સર્પની સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંયોગ સંબંધ તો સંભવતો નથી, પણ સર્પના સાદૃશ્ય દર્શનથી પૂર્વદૃષ્ટ સર્પના સંસ્કાર ઉદ્બુદ્ધ થવાથી ઉત્પન્ન થયેલી જે સર્પની સ્મૃતિ છે, તે સ્મૃતિજ્ઞાનજ મનુષ્યના ચક્ષુ ઇંદ્રિયનો દૂર દેશ વૃત્તિ સર્પની સાથે જ્ઞાનલક્ષણસન્નિકર્ષ છે. એ જ્ઞાન લક્ષણ સન્નિકર્ષ વર્જ દોષને લીધે સર્પનું રજ્જુ દેશમાં આક્ષુપ પ્રત્યક્ષ થાય છે. જો કદાચિત્ એ જ્ઞાન લક્ષણ ન માનીએ, તો રજ્જુમાં આ સર્પ છે, શુક્તિમાં આ રજત છે, મરુભૂમિમાં આ જળ છે, એ પ્રકારે સર્પ રજતાદિક વિષયક પ્રત્યક્ષજ્ઞાન નહિ થાય તેથી ભ્રમજ્ઞાનરૂપ પ્રત્યક્ષ જ્ઞાનની સિદ્ધિ માટે જ્ઞાન લક્ષણ સન્નિકર્ષ અવશ્ય માનવો પડશે.

**ज्ञानशक्तिः**—જ્ઞાનની જનક શક્તિ. અથવા રજોગુણ અને તમોગુણથી નહિ અભિભવ પામેલો જે સત્ત્વગુણ તે જ્ઞાનશક્તિ.

૨. બ્રહ્મ છે અને પ્રકાશે છે એવા વ્યવહારનું કારણ તે જ્ઞાનશક્તિ.

**ज्ञानात्मा**—ज्ञातृत्वोपाध्यहङ्कारावच्छिन्नं चैतन्यम् । જ્ઞાતૃત્વની ઉપાધિ જે અહંકાર, તે વડે અવચ્છિન્ન જે ચૈતન્ય તે જ્ઞાનાત્મા.

**ज्ञानाध्यास**—अतस्मिंस्तद्बुद्धिर्ज्ञानाध्यासः। અમુક વસ્તુની અધિકરણતાને યોગ્ય અધિકરણમાં જે અન્ય વસ્તુની બુદ્ધિ તે જ્ઞાનધ્યાસ જેમ,–છીપમાં રૂપાની બુદ્ધિ, આત્મામાં અનાત્મ જગતની બુદ્ધિ, વગેરે.

**ज्ञानावरणीयं कर्म** (જૈનમતે)—આર્હતદર્શનજન્ય જ્ઞાનથી મુક્તિ નથી થતી, એવા નિશ્ચયનું હેતુભૂત જે કર્મ તે જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે.

**ज्ञानेन्द्रियम्**—ज्ञानकरणमिन्द्रियम् । જ્ઞાનનું કરણ (સાધન) જે ઇંદ્રિય તે જ્ઞાનેંદ્રિય.

૨. अपञ्चीकृतपञ्चमहाभूतकार्यत्वे सति शब्दाद्युपलब्धि साधनम् । અપંચીકૃત પંચ મહાભૂતોનું કાર્ય હોઇને શબ્દાદિના જ્ઞાનનું જે સાધન હોય તે જ્ઞાનેંદ્રિય.

૩. सात्विकाहङ्कारकार्यत्वे सति रूपादिविषयालोचनकरणम् । સાત્વિક અહંકારનું કાર્ય હોઇને જે રૂપાદિને જાણવાનું સાધન હોય તે જ્ઞાનેંદ્રિય.

ज्ञानेन्द्रिय पञ्चकम्—શ્રોત્ર, ત્વક્, ચક્ષુ રસન અને ઘ્રાણ એ પાંચ સાધનો હોવાથી પાંચ જ્ઞાનેન્દ્રિય કહેવાય છે.

**ज्ञानेन्द्रियाणां देवताः**—શ્રોત્ર ઇંદ્રિયનો દેવતા દિશા, ત્વક્નો વાયુ, ચક્ષુનો સૂર્ય, રસનનો વરુણ, અને ઘ્રાણના અશ્વિનીકુમારો, એ પાંચ જ્ઞાનેંદ્રિયોના દેવતા કહેવાય છે.

**ज्ञेयत्वम्**—જ્ઞાનની વિષયતા તે જ્ઞેયત્વ.

**ज्योतिषम्**—सूर्यादिगत्यादि प्रतिपादको ग्रंथः । સૂર્યાદિક ગ્રહો વગેરેની ગતિ વગેરેનું પ્રતિપાદન કરનારો ગ્રંથ તે જ્યોતિષ.

૨. वेदाङ्गत्वे सति सूर्यादिग्रहगत्यादिकालज्ञानसाधनम् । જે વેદનું એક અંગ હોઈને સૂર્યાદિ ગ્રહોની ગતિ આદિક કાલ જ્ઞાનનું સાધન હોય તે જ્યોતિષ.

## ट

**टिप्पणी**—मूलटीकान्यतरव्याख्यारूपा टिप्पणी । મૂળ ગ્રંથ કે ટીકા એ બેમાંથી ગમે તે એકની વ્યાખ્યા રૂપ જે હોય તે ટિપ્પણી કહેવાય.

**टीका**—विषमपदव्याख्यारूपा टीका । ગ્રંથમાંના કઠિન કઠિન શબ્દોની વ્યાખ્યાને ટીકા કહે છે.

## त

**तटस्थः**—वादिप्रतिवादिभावानापन्नः । વાદ ચાલતો હોય ત્યાં જે વાદી ન હોય કે પ્રતિવાદી પણ ન હોય તે તટસ્થ; નિરાકિન; ઉદાસીન.

**तटस्थत्वम्**—तद्भिन्नत्वे सति तद्बोधकत्वम् । વસ્તુથી ભિન્નપણે હોઇને જે તે વસ્તુનું બોધકપણું તે તટસ્થત્વ.

**तटस्थलक्षणम्**—कादाचित्कत्वे सति व्यावर्तकम् । જે લક્ષણ પોતાના લક્ષ્ય અર્થમાં

કોઇક વખત દેખાતું હોય, અને એવી રીતે પોતાના લક્ષ્ય અર્થને બીજા પદાર્થોથી ભિન્ન કરી બતાવતું હોય તે તટસ્થ લક્ષણ કહેવાય. જેમ—'ગંધવત્ત્વ' એ પૃથ્વીનું તટસ્થ લક્ષણ છે. કેમકે પરમાણુરૂપ પૃથ્વીમાં નૈયાયિકો ગંધવત્ત્વ માનતા નથી, પણ કાર્યરૂપ પૃથ્વીમાં માને છે, માટે એ લક્ષણ પોતાના લક્ષ્યરૂપ પૃથ્વીમાં કોઇક વખત હોઇને જળ વગેરેથી પૃથ્વીને ભિન્ન કરી બતાવે છે, માટે એ તટસ્થ લક્ષણ છે.

૨. यावल्लक्ष्यकालमनवस्थितत्वे सति व्यावर्तकत्वम्। જેટલો કાળ લક્ષ્ય પદાર્થ રહે છે તેટલો કાળ ન રહેનારૂં હોઇને જે લક્ષ્યને બીજા અલક્ષ્ય પદાર્થોથી જૂદું પાડી બતાવે છે, તે તટસ્થ લક્ષણ. જેમ–દેવદત્તનું તિલકાદિક એ દેવદત્તનું તટસ્થ લક્ષણ છે, કેમકે જ્યાંસુધી દેવદત્તનું શરીર રહે ત્યાંસુધી તિલકાદિક રહેતાં નથી, પણ દેવદત્તના લક્ષ્યકાળમાં તે બીજાઓથી દેવદત્તને ભિન્ન કરી ઓળખાવે છે.

**तत्त्वम्**—(વેદાન્તમાં) બ્રહ્મ અને આત્માનું એકત્વ એજ તત્ત્વ છે.

**तत्त्वज्ञानम्**—આત્માને દેહ અને ઇન્દ્રિયોથી ભિન્ન કરીને જાણવો તેને તત્વજ્ઞાન કહે છે.

૨. इदं सर्वं द्वैतमजातमद्वितीये चिदानन्दात्मनि मायया कल्पितत्वान्मृषैव, आत्मैवैकः, परमार्थसत्यः, सच्चिदानन्दाद्वयोऽहमस्मीति ज्ञानम्। આ સર્વ જગતરૂપ દ્વૈત થયુંજ નથી, અને અદ્વિતીય ચિદાત્મામાં માયા વડે કલ્પિત હોવાથી તે મિથ્યાજ છે; પરમાર્થ સત્ય તો એક આત્માજ છે. એ સચ્ચિદાનંદ અદ્વય આત્મા હું છું, એવું જ્ઞાન તે તત્ત્વજ્ઞાન.

૩. तत्त्वंपदयोरभेदगोचरान्तःकरणवृत्तिस्तत्त्वज्ञानम्। तत् પદાર્થ અને त्वं પદાર્થના અભેદનો સાક્ષાત્કાર કરનારી જે અંતઃકરણની વૃત્તિ તે 'તત્ત્વજ્ઞાન'.

**तत्त्वंपदार्थः**—'तत्त्वमसि' એ સામવેદનું મહાવાક્ય છે. એમાંના तत् અને त्वं પદનો અર્થ. એટલે જેને ઉદ્દેશીને એ પદો કહેલાં છે તે વસ્તુ તે તત્ત્વપદાર્થ.

**तत्त्वंपदार्थशोधनम्**—यद्यद्व्यावृत्तं तत्तदनात्मा; यदन्वयितदात्मेति निश्चयः। જે જે આત્માથી ભિન્ન હોય તે તે અનાત્મા છે; અને જે જે આત્માના સંબંધવાળું–આત્મા સાથે એકરૂપ–છે તે તે આત્મા છે, એવો નિશ્ચય.

**तनुमानसाभूमिका**—निदिध्यासनाभ्यासेन मनस एकाग्रतया सूक्ष्मवस्तुग्रहणयोग्यता। નિદિધ્યાસનના અભ્યાસથી મનની એકાગ્રતા થવાથી સૂક્ષ્મ વસ્તુને ગ્રહણ કરવાની મનની યોગ્યતા.

**तनुव्यसनम्**–शरीरपुष्ट्याद्यर्थं रसायनभक्षणादीच्छाहेतुव्यसनम्। શરીરની પુષ્ટિ વગેરેને માટે રસાયન ખાવા આદિકની ઇચ્છાના હેતુરૂપ જે વ્યસન તે.

**तन्त्रत्वम्**—सकृदुच्चरितत्वे सति अनेकार्थबोधकत्वम्। એક વાર બોલાયેલું હોઇને અનેક અર્થનું જે બોધક હોય તે.

**तन्मात्रा** (સાંખ્યમતે)—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ સૂક્ષ્મ તત્ત્વોને તન્માત્રાઓ કહે છે. એ આકાશાદિ પાંચ મહાભૂતોનાં સૂક્ષ્મ સ્વરૂપ છે. એ તન્માત્રાઓ અહંકારની વિકૃતિ (કાર્ય) છે.

**तपः**—શીત ઉષ્ણાદિક દ્વંદ્વ ધર્મોનું સહન તે તપ.

૨. કૃચ્છ્રચાંદ્રાયણાદિક વ્રત તે તપ.

૩. નિયમિત અને પવિત્ર અન્નભોજન તે તપ.

૪. शास्त्रीयमार्गेण कायेन्द्रियशोषणं तपः। શાસ્ત્રે કહેલા માર્ગવડે શરીર અને ઇંદ્રિયોનું શોષણ કરવું તે.

૬. मनसश्चेन्द्रियाणाञ्चैकाग्र्यं तपः। મન અને ઇંદ્રિયોની એકાગ્રતા તે તપ.

**तमः**—प्रकृष्टमहत्वोद्भूतानभिभूतरूपवत्तेजःसामान्याभावस्तमः। જે તેજ પ્રકૃષ્ટ મહત્વ

પરિણામવાળું છે તથા ઉદ્‌ભૂત અનભિભૂત રૂપવાળું છે, એવા તેજનો જે સામાન્ય અભાવ છે, અર્થાત્ એવા પ્રકારના સર્વ તેજોનો જે અભાવ છે, તેનું નામ તમ છે.

૨. स्पर्शरहितत्वे सति रूपवत्तेजोभावः । સ્પર્શરહિત હોઇને જે રૂપવાળા તેજનો અભાવ તે તમ.

**तमोगुण:**—गुरुत्वे सत्यावरकत्वे सति मोहकत्वम् । ગુરુત્વ હોઇને વળી જેમાં આવરણ કરવાપણું હોય, તથા તે સાથે મોહ કરવાપણું હોય તે તમો ગુણ.

૨. અજ્ઞાન, જડતા, આળસ, પ્રમાદ, મોહ, વગેરેના કારણરૂપ ગુણ તે તમોગુણ.

**तर्क:**—व्याप्यारोपेण व्यापकारोपस्तर्कः । વ્યાપ્યનો આરોપ કરવા વડે જે વ્યાપકનો આરોપ તે તર્ક. જેમ પર્વતમાં ધૂમાડાને જોતાં છતાં પણ જે માણસ પર્વતમાં અગ્નિ છે એમ માનતો નથી, તે માણસને પર્વતમાં અગ્નિ છે એમ મનાવવા માટે, તે પર્વતમાં જેણે અગ્નિ જોયો છે (જેને અગ્નિનું જ્ઞાન છે) એવો માણસ આ રીતે તર્ક કરે છેઃ– "પર્વતમાં જો અગ્નિ ન હોય તો ધૂમાડો પણ ન હોય." કેમકે ધૂમ એ અગ્નિનું કાર્ય છે, અને કારણ વિના કાર્ય હોતું નથી. આવો તર્ક સાંભળીને શ્રોતા માણસ ધૂમાડાવાળા પર્વતમાં અગ્નિનો અંગીકાર કરે છે.

એમાં એમ સમજવાનું છે કે જ્યાં જ્યાં અગ્નિનો અભાવ છે, ત્યાં ત્યાં ધૂમનો પણ અભાવ હોય છે; જેમ પાણીના ધરા વગેરેમાં ધૂમના અભાવથી અગ્નિનો પણ અભાવ હોય છે તેમ અહીં અગ્નિનો અભાવ વ્યાપ્ય છે અને ધૂમાભાવ વ્યાપક છે. હવે પર્વતમાં અગ્નિના અભાવરૂપ વ્યાપ્યનો આરોપ કરીને ધૂમાભાવરૂપ વ્યાપકનો આરોપ કરવામાં આવે છે, એ આરોપ તર્ક કહેવાય છે. પર્વતમાં અગ્નિ અને ધૂમનો અભાવ ન છતાં અભાવ માનીને તર્ક કરવામાં આવે છે, માટે એ આરોપ કહેવાય છે.

જો કે તર્કનો વિપર્યય નામે અયથાર્થ જ્ઞાનમાંજ સમાવેશ થઇ શકે છે તથાપિ વિપર્યય અનુમાન પ્રમાણનો અનુગ્રાહક (સમર્થન કરનાર) નથી થતો અને તર્ક તો અનુમાન પ્રમાણમાં વ્યભિચારની શંકાની નિવૃત્તિદ્વારા અનુગ્રાહક થઇ શકે છે, માટે તર્કનું વિપર્યયથી પૃથક્ કથન કર્યું છે.

એ તર્ક વિષયપરિશોધક અને વ્યાપ્તિ-ગ્રાહક એમ બે પ્રકારનો છે તેમાં "જો આ પર્વત અગ્નિના અભાવવાળો હોત તો તે ધૂમાડાના પણ અભાવવાળો હોત" ઇત્યાદિ તર્ક તો વિષયપરિશોધક કહેવાય છે; અને ધૂમાડો જો અગ્નિના વ્યભિચારવાળો હોત (એટલે અગ્નિને છોડીને બીજા કશામાંથી પણ ઉત્પન્ન થતો હોત) તો અગ્નિજન્ય ન હોત (ન કહેવાત.)" ઇત્યાદિ તર્ક તો વ્યાપ્તિ-ગ્રાહક તર્ક કહેવાય છે. અર્થાત્ એ તર્ક ધૂમાડામાં અગ્નિના વ્યભિચારની શંકા નિવૃત્ત કરીને અગ્નિની વ્યાપ્તિનો નિશ્ચય કરાવે છે.

કેટલાક ગ્રંથકારો એ તર્કને અગિયાર પ્રકારનો માને છે. તે અગિયાર પ્રકારનાં નામ પ્રમાણે છેઃ–(૧) વ્યાઘાત, (૨) આત્માશ્રય, (૩) ઇતરેતરાશ્રય, (૪) ચક્રિકા, (૫) અનવસ્થા, (૬) પ્રતિબંદી, (૭) કલ્પનાલાઘવ, (૮) કલ્પનાગૌરવ, (૯) ઉત્સર્ગ, (૧૦) અપવાદ, અને (૧૧) વૈયાત્ય. એ તર્કનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

એ તર્કો પ્રતિવાદીની શંકામાં દોષ બતાવીને અનુમાન પ્રમાણને ઉપકારક થાય છે, માટે એ તર્ક કહેવાય છે. કોઇ ગ્રંથકારો એજ તર્કને 'દોષ' નામથી ઓળખાવે છે.

૨. अनिष्टप्रसंगजकस्तर्कः । જે યુક્તિ પ્રતિવાદીના ન ઇચ્છેલા અર્થની સિદ્ધિ કરે તે તર્ક. જેમ પર્વતમાં ધૂમાડાને દેખતાં છતાં પણ પ્રતિવાદી તેમાં અગ્નિ ન માનતો હોય તો કહેવું પડે કે, "જો આ પર્વતમાં અગ્નિ ન હોય તો તેનું કાર્ય ધૂમ પણ ન હોવો જોઇએ."

આ તર્ક છે. આમાં અગ્નિના અભાવરૂપ વ્યાપ્યનું આરોપણ કરીને ધૂમાભાવરૂપ વ્યાપકનું આપાદાન કર્યું છે. ( ' अनिष्टापादनस्तर्कः ' એવું પણ લક્ષણ કોઇ આપે છે. અર્થ ઉપર કરી તેજ છે. )

**तर्कदूषणानि**—તર્કના દૂષણો આ પ્રમાણે છે. (૧) આપાદ્યાસિદ્ધિ, (૨) આપાદકાસિદ્ધિ, (૩) ઉભયાસિદ્ધિ, (૩) પ્રતિશિથિલમૂલતા, (૫) મિથસ્તર્કવિરોધ, (૬) ઇષ્ટાપત્તિ, અને (૭) વિપર્યયાપર્યવસાન, (આનાં લક્ષણો આકર ગ્રંથોમાંથી સમજી લેવાં.)

**तर्कपदार्थः**—(૧) આત્માશ્રય, (૨) અન્યોન્યાશ્રય, (૩) ચક્રિકા, (૪) અનવસ્થા અને (૫) પ્રમાણબાધિતાર્થ પ્રસંગ, એમ પાંચ પ્રકારનો છે. તેમાં આત્માશ્રય, અન્યોન્યાશ્રય, અને ચક્રિકા, એ ત્રણ તર્ક તો ઉત્પત્તિ સ્થિતિ અને જ્ઞપ્તિ, એવા ભેદથી ત્રણ ત્રણ પ્રકારના છે. વિશેષ વિસ્તાર 'તર્ક' શબ્દમાં જોવા. )

**तात्पर्यम्**—वक्तुरिच्छा तात्पर्यम् । 'આ પદથી શ્રોતા પુરૂષને આ અર્થનો બોધ થાઓ' એ પ્રકારની વક્તાની ઇચ્છાને ઇચ્છાને તાત્પર્ય કહે છે. એ તાત્પર્ય શાબ્દબોધનો હેતુ છે. જો તાત્પર્ય શાબ્દબોધનો હેતુ ન હોય તો 'सैन्धवमानय'–(સૈંધવ લાવો) આ એક પ્રકારના વાક્યથી કોઈ સ્થળમાં તો સૈન્ધવ પદ વડે શ્રોતા પુરૂષને 'લવણ' નો બોધ થાય છે અને કોઇ સ્થળમાં સૈન્ધવ પદ વડે 'ઘોડા' નો બોધ થાય છે તે ન થવો જોઇએ, પણ સર્વત્ર લવણતા કે સર્વત્ર ઘોડાનોજ બોધ થવો જોઇએ. તેથી, એ વિલક્ષણ બોધની સિદ્ધિ માટે તાત્પર્યજ્ઞાનને શાબ્દબોધનો હેતુ માનવો જોઇએ. એ એ તાત્પર્યજ્ઞાન શ્રોતા પુરુષને પ્રકરણથી થાય છે. જેમ ભોજન પ્રકરણમાં એ સૈંધવ પદનો અર્થ લવણ સમજવો જોઇએ, તથા ગમન પ્રકરણમાં સૈંધવ પદનો અર્થ ઘોડો સમજવો જોઇએ.

૨. योग्यत्वे सति तदितरप्रतीतीच्छयानुचरितत्वम् । બીજા અર્થની પ્રતીતિ થવાની શબ્દમાં યોગ્યતા છતાં પણ તે ઇતર અર્થની પ્રતીતિ થાઓ ' એવી ઇચ્છાથી ન બોલાયલા હોવાપણું, એના બે ભેદ છેઃ वक्तृतात्पर्यम् અને शब्दतात्पर्यम् ( લક્ષણો તે તે સ્થાને જોવાં.)

**तात्पर्यानुपपत्तिः**—मुख्यार्थप्रत्यये सति तात्पर्यस्यानुपपन्नत्वम् । જે શબ્દ કે વાક્ય મુખ્ય અર્થની પ્રતીતિ કરાવનાર છતાં જેમાંથી તાત્પર્યની સિદ્ધિનું ન થવાપણું તે.

**तादात्म्यम्**—तद्भिन्नत्वे सति तदभिन्नसत्ताकत्वम् । જે પદાર્થથી જે વસ્તુ ભિન્ન પ્રતીત થાય છે, અને જે પદાર્થની સત્તાથી જે વસ્તુની સત્તા ભિન્ન હોતી નથી, તે પદાર્થ વિષે તે વસ્તુનો સંબંધ, તેનું નામ તાદાત્મ્ય. જેમ ઘટાદિક વસ્તુઓનું પોતાના ઉપાદાન કારણરૂપ મૃત્તિકા વગેરે સાથે તાદાત્મ્ય છે.

भेदसहिष्णुरभेदत्वं तादात्म्यम् । ભેદને સહન કરનાર અભેદપણું તે તાદાત્મ્ય. અર્થાત્ ભિન્ન પ્રતીતિ થયા છતાં વસ્તુતઃ અભિન્નપણું તે તાદાત્મ્ય ત્રણ પ્રકારનું છેઃ (૧) ભ્રાંતિજ તાદાત્મ્ય, (૨) કર્મજ તાદાત્મ્ય, અને (૩) સહજ તાદાત્મ્ય.

**तादात्म्यसम्बन्धः**—અભેદ નામે સ્વરૂપ સંબંધને તાદાત્મ્ય સંબંધ કહે છે. એ અભેદરૂપ તાદાત્મ્ય સંબંધ સર્વ પદાર્થોના પોતાના સ્વરૂપમાં રહે છે; પોતાના સ્વરૂપથી ભિન્ન પદાર્થમાં કોઇપણ વસ્તુનો તાદાત્મ્યસંબંધ રહેતો નથી. જેમ ઘડાનો અભેદરૂપ તાદાત્મ્ય સંબંધ ઘટ સ્વરૂપમાંજ રહે છે; તે ઘટથી ભિન્ન એવા પટાદિકમાં રહેતો નથી. અને એજ પ્રમાણે પટનો અભેદરૂપ તાદાત્મ્ય સંબંધ પોતાના પટ સ્વરૂપમાંજ રહે છે; પટથી ભિન્ન ઘટાદિકોમાં રહેતો નથી. એ પ્રકારે જેટલા દ્રવ્ય, ગુણાદિ પદાર્થો છે, તે સર્વ પદાર્થોનો અભેદ તાદાત્મ્ય રૂપ સંબંધ પોતપોતાના સ્વરૂપમાંજ રહે છે, બીજા કોઇમાં રહેતો નથી. ૨. ભેદરહિત પદાર્થોનો સંબંધ તે તાદાત્મ્ય સંબંધ.

**तापः**—प्रतिकूलवेदनीयत्वं तापः । અમુક પદાર્થમાં જે પ્રતિકૂળતાનું જ્ઞાન તે તાપ. એ તાપ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એવા ભેદથી ત્રણ પ્રકારનો છે. (લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.)

**तामिस्रः**—दुःखसाधने विद्यमानेपि किमपि दुःखं मे माभूदिति विपर्ययविशेषः । દુઃખનું સાધન વિદ્યમાન છતાં પણ મને કાંઇ પણ દુઃખ ન થાઓ, એવો એક પ્રકારનો વિપર્યય. ૨. દ્વેષ તે પણ તામિસ્ત્ર કહે છે.

**तितिक्षा**—शीतोष्णादिद्वंद्वसहिष्णुता । શીત, ઉષ્ણ; સુખ; દુઃખ; માન; અપમાન; નિંદા; સ્તુતિ; ઇત્યાદિ દ્વંદ્વ ધર્મોનું જે સહન તે તિતિક્ષા.

**तीव्रतर वैराग्यम्**—पुनरावृत्तिसहितं ब्रह्मलोकादिपर्यन्तं माऽस्त्विति स्थिरबुद्ध्या विषयजिहासा । પુનરાવૃત્તિવાળા બ્રહ્મલોક પર્યંત જે લોક છે, તે સર્વલોક અમને પ્રાપ્ત ન થાઓ, એવા પ્રકારની સ્થિર બુદ્ધિ વડે તે સઘળા વિષયોના ત્યાગની ઇચ્છા તે તીવ્રતર વૈરાગ્ય કહેવાય.

૨. अस्मिन् जन्मनि पुत्रदारादि माऽस्त्विति स्थिरबुद्ध्या विषयजिहासा । આ જન્મમાં અમને પુત્ર, સ્ત્રી, ધનાદિક પદાર્થ પ્રાપ્ત ન થાઓ, એવી સ્થિર બુદ્ધિ વડે તે વિષયોના ત્યાગની જે ઇચ્છા તે તીવ્રતર વૈરાગ્ય.

**तुरीया (तुर्या) वस्था**—ब्रह्मध्यानावस्थस्य पुनः पदार्थान्तराऽपरिस्फूर्तिः । બ્રહ્મધ્યાનની અવસ્થામાં રહેલા પુરૂષને ફરીને બીજા કોઇ પદાર્થની સ્ફુરણા ન થાય એવી અવસ્થા તે તુરીયાવસ્થા,

**तुल्यत्वम्**—स्वभिन्नजातिसमनियतत्वं तुल्यत्वम् । જેમ ઘટ અને કલશ એ બન્ને એકાર્થવાચક શબ્દો છે. તેમાં 'આ ઘડો, આ ઘડો' એવી અનુગત પ્રતીતિ થાય છે; તથા 'આ કલશ, આ કલશ,' એવી અનુગત પ્રતીતિ પણ પણ થાય છે. આ બે પ્રકારની પ્રતીતિથી એકજ ઘડામાં ઘટત્વ અને કલશત્વ એવા બે ધર્મ જણાય છે. પણ તે બન્ને ધર્મ જાતિરૂપ નથી પણ ઘટત્વ ધર્મજ જાતિરૂપ છે. કલશત્વ ધર્મના જાતિપણામાં તુલ્યત્વ દોષ બાધક છે. કેમકે સ્વ એટલે કલશત્વથી ભિન્ન જે ઘટત્વ જાતિ છે, તે ઘટત્વ જાતિનું સમનિયતપણું કલશત્વ ધર્મમાં રહેલું છે. જેટલી ઘટ વ્યક્તિઓમાં ઘટત્વ જાતિ રહે છે, તેટલી ઘટ વ્યક્તિઓમાં કલશત્વ ધર્મ પણ રહે છે; એમજ કલશત્વ ધર્મમાં ઘટત્વનું સમનિયતપણું છે. (સમનિયતપણું એટલે નિયમે કરીને સમાન હોવાપણું) એ સમનિયતપણાને તુલ્યત્વ પણ કહે છે. એ તુલ્યત્વ દોષ કલશત્વ ધર્મના જાતિપણાનો બાધક છે.

**तुल्यबलविरोधः**—अन्यत्रान्यत्र लब्धावकाशयोरेकत्र युगपत् प्राप्तिः । જૂદી જૂદી જગાએ રહેનારા બે પદાર્થ (બે વચનો, બે વાક્યો, ઈ૦) પોતપોતાના સ્થળમાં બળવાળા છતાં તે બન્ને એક વખતે એક સ્થળમાં પ્રાપ્ત થાય ત્યારે તે તુલ્યબલવિરોધ કહેવાય છે

**तुष्टिः**—भोग्येष्वेतावताऽलमिति बुद्धिः । ભોગ્ય પદાર્થોમાં આટલાથી બસ છે, એવી પૂર્ણતાવાળી બુદ્ધિ તે તુષ્ટિ—સંતોષ.

૨. अधिगतादन्यत्र तुच्छत्वबुद्धिः । જે કાંઇ પ્રાપ્ત થયું છે, તે સિવાય બીજા પદાર્થમાં તુચ્છપણાની બુદ્ધિ.

**तूलाविद्या (कार्याविद्या)**—उपाध्यवच्छिन्नचैतन्याच्छादिकाविद्या । ઉપાધિથી અવચ્છિન્ન એવા ચૈતન્યને ઢાંકનારી અવિદ્યા તે તુલાવિદ્યા અથવા કાર્યાવિદ્યા કહેવાય છે. એ ચાર પ્રકારની છેઃ (૧) અનિત્ય બ્રહ્મલોકાદિ નિત્યત્વબુદ્ધિ; (૨) અશુચિ એવાં પુત્ર સ્ત્રી વગેરેનાં શરીરમાં શુચિત્વ બુદ્ધિ; (૩) માળાઓ, ચંદન, સ્ત્રી આદિક દુઃખરૂપ છે, અને દુઃખનાં સાધનરૂપ છે, તેમાં સુખરૂપ તથા સુખના સાધનરૂપ બુદ્ધિ; અને (૪) અન્નમયાદિ અનાત્મા એ મિથ્યાત્મા છે, અને પુત્ર સ્ત્રી આદિક ગૌણાત્મા છે, તેમાં મુખ્યાત્માની ભ્રાન્તિ.

**तृष्णाः**—प्राप्यमाणेष्वप्यर्थेष्वतृप्तिः । પદાર્થો ( અથવા ધનાદિ ) પ્રાપ્ત થવા છતાં પણ તેમાં અતૃપ્તિ.

२. यावदीप्सितद्रव्यप्राप्तौ सत्यामपि पुनस्ततोऽधिकद्रव्याकाङ्क्षा । ઇચ્છા પ્રમાણે દ્રવ્ય મળ્યા છતાં પણ તેનાથી અધિક દ્રવ્યની આકાંક્ષા.

**तेजः**—उष्णस्पर्शवत्तेजः । જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને ઉષ્ણસ્પર્શવાળું હોય છે તે દ્રવ્ય તેજ કહેવાય છે.

२. उष्णस्पर्शसमानाधिकरणाद्रव्यत्वव्याप्यजातिमत्तेजः । ઉષ્ણસ્પર્શની સમાનાધિકરણ એવી અને દ્રવ્યત્વ જાતિની વ્યાપ્ય જે તેજસ્ત્વ જાતિ છે, તે તેજસ્ત્વ જાતિવાળું દ્રવ્ય તે તેજ કહેવાય છે.

३. चन्द्रचामीकरसमवेतत्वे सति ज्वलनसमवेतं सामान्यम् । જે સામાન્ય ચંદ્ર અને સોનામાં સમવેત હોઇને અગ્નિમાં પણ સમવેત છે તે તેજસ્ત્વ કહેવાય.

४. तेजस्त्वजातिमत्तेजः । જે દ્રવ્ય સમવાય સંબંધે કરીને તેજસ્ત્વ જાતિવાળું હોય તે તેજ કહેવાય છે.

५. स्त्रीवालकादिभिर्मूढैरनभिभाव्यत्वं तेजस्त्वम् । મૂઢ એવાં સ્ત્રી અને બાળકો વગેરેથી અવગણના ન કરી શકાવાપણું તે તેજસ્ત્વ.

**तेजोगतगुणाः**—રૂપ, સ્પર્શ સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, દ્રવત્વ, વેગ, એવા અગિયાર ગુણો તેજમાં રહે છે.

**तेजोद्रव्यम्**—તેજ દ્રવ્ય બે પ્રકારનું છેઃ (૧) નિત્યતેજ અને (૨) અનિત્ય તેજ. તેમાં પરમાણુરૂપ તેજ નિત્ય છે અને દ્વ્યણુકાદિ કાર્યરૂપ તેજ અનિત્ય છે.

અનિત્ય તેજ (૧) તૈજસ શરીર, (૨) તૈજસ ઇંદ્રિય, અને (૩) તૈજસ વિષય, એમ ત્રણ પ્રકારનું છે. તેમાં તૈજસ શરીર અયોનિજ છે અને તે સૂર્ય લોકમાં પ્રસિદ્ધ છે; રૂપનું ગ્રહણ કરનાર ચક્ષુ ઇંદ્રિય એ તૈજસ ઇંદ્રિય કહેવાય છે; અને તૈજસ વિષય (૧) ભૌમ, (૨) દિવ્ય, (૩) ઔદર્ય, અને (૪) આકરજ, એમ ચાર પ્રકારનો છે. તેમાં પ્રસિદ્ધ અગ્નિનું નામ ભૌમ તેજ છે; વિદ્યુત્ વગેરે દિવ્ય તેજ છે, જઠરાગ્નિ એ ઔદર્ય ( પેટમાંનું ) તેજ છે; અને સુવર્ણાદિ એ આકરજ ( ખાણમાંથી ઉપજેલું ) તેજ છે.

અથવા, તેજમાં રૂપ અને સ્પર્શ ગુણો રહેલા છે તે ઉપરથી નીચે પ્રમાણે ચાર પ્રકાર થઇ શકે છે—

(૧) ઉદ્‌ભૂતરૂપ ઉદ્‌ભૂત સ્પર્શવાન્—જેમ સૂર્ય, અગ્નિ, વગેરે. ( ઉદ્‌ભૂત એટલે પ્રકટ, અને અનુદ્‌ભૂત એટલે અપ્રકટ, ગુપ્ત. )

(૨) અનુદ્‌ભૂત અનુદ્‌ભૂતસ્પર્શવાન્—જેમ ચક્ષુ.

(૩) ઉદ્‌ભૂત રૂપ અનુદ્‌ભૂત સ્પર્શવાન્—જેમ સુવર્ણ.

(૪) ઉદ્‌ભૂત સ્પર્શ અનુદ્‌ભૂત રૂપવાન્—જેમ ઉષ્ણોદક.

**तैजसम्**—વ્યષ્ટિ લિંગ શરીરની ઉપાધિવાળું ચૈતન્ય. તેજના વિકારરૂપ અંતઃકરણની ઉપાધિવાળું હોવાથી તે તૈજસ કહેવાય છે.

**तैजसजीवः**—व्यष्टिसूक्ष्मकारणशरीरद्वयोपहितं चैतन्यम् । વ્યષ્ટિ એવાં સૂક્ષ્મ અને કારણ બન્ને શરીરની ઉપાધીવાળું ચૈતન્ય.

**तैजसविषयः**— उष्णस्पर्शवद्विषयस्तैजसविषयः । જે વિષય સમવાય સંબંધ કરીને ઉષ્ણ સ્પર્શવાળો હોય તે તૈજસ વિષય કહેવાય.

२. उष्णस्पर्शसमानाधिकरणद्रव्यत्वव्याप्यजातिमद्विषयस्तैजसविषयः । ઉષ્ણ સ્પર્શનું સમાનાધિકરણ હોઇને, દ્રવ્યત્વની વ્યાપ્ય જે તેજસ્ત્વ જાતિ, તે જાતિવાળો જે વિષય તે તૈજસ વિષય કહેવાય.

એ તૈજસ વિષય ચાર પ્રકારનો છેઃ— (૧) ભૌમતેજ, (૨) દિવ્ય તેજ, (૩) ઔદર્ય તેજ અને (૪) આકરજ તેજ.

**तैजसशरीरम्**— उष्णस्पर्शवच्छरीरं तैजसशरीरम् । જે શરીર સમવાય સંબંધે કરીને ઉષ્ણ સ્પર્શવાળું હોય છે, તે તૈજસ શરીર કહેવાય છે. ( એવું ઉષ્ણ શરીર સૂર્યલોકમાં પ્રસિદ્ધ છે. )

૨. उष्णस्पर्शसमानाधिकरणद्रव्यत्वव्याप्यजातिमच्छरीरं तैजसशरीरम् । ઉષ્ણ સ્પર્શનું સમાનાધિકરણ અને દ્રવ્યત્વની વ્યાપ્ય એવી તેજસ્ત્વ જાતિવાળું શરીર તે તૈજસ શરીર કહેવાય.

**तैजसेन्द्रियम्**—उष्णस्पर्शवदिन्द्रियं तैजसेन्द्रियम । જે ઇંદ્રિય સમવાય સંબંધે કરીને ઉષ્ણ સ્પર્શવાળું હોય છે તે તૈજસ ઈંદ્રિય કહેવાય છે.

૨. उष्णस्पर्शसमानाधिकरणद्रव्यत्वव्याप्य जातिमदिन्द्रियं तैजसेन्द्रियम् । ઉષ્ણ સ્પર્શનું સમાનાધિકરણ અને દ્રવ્યત્વની વ્યાપ્ય તેજસ્ત્વ જાતિવાળી ઇંદ્રિય તે તૈજસ ઇંદ્રિય.

**त्यागः**—स्वत्वध्वंसानुकूलव्यापारः । પદાર્થમાં પોતાના સ્વામિત્વના ધ્વંસને અનુકૂળ જે વ્યાપાર તે–પદાર્થની માલિકી છોડી દેવી તે.

**त्रसरेणुः**—( त्र्यणुकम् )—परमाणुषट्कात्मत्वे सति द्व्यणुकत्रयात्मकरजः। છ પરમાણુરૂપ હોઈને ત્રણ દ્વયણુકાત્મક જે રજકણ તે. ત્રસરેણુ અથવા ત્ર્યણુક કહેવાય છે.

**त्रिगुणात्मकमज्ञानम्**—સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણરૂપ અજ્ઞાન. (અજ્ઞાન એટલે ભાવરૂપ અવિદ્યા. )

**त्रिपुटी**—त्रयाणां पुटानां ज्ञानप्रकाराणां समाहारः। ત્રણ પુટનો એટલે જ્ઞાનના પ્રકારોનો સમુદાય તે ત્રિપુટી.

**त्रिवृत्करणम्**—त्रीणि भूतानि द्विधा विदार्य प्रतिभूतमेकैकमर्धं द्विधा प्रस्फोट्येतरभूतद्वयेन योजनम्। વેદમાં તેજ, જળ અને પૃથ્વી એ ત્રણ ભૂતોનું મિશ્રણ કહ્યું છે તેને ત્રિવૃત્કરણ કહે છે. એમાં એક ભૂતનો $\frac{2}{4}$+બાકીના બે ભૂતોમાંથી દરેકનો $\frac{1}{4}$ (એટલે $\frac{2}{4}+\frac{1}{4}+\frac{1}{4}=1$) મળીને એક મિશ્રભૂત થાય છે. ( એવી રીતે ત્રણેનું સમજવું. ) એને ત્રિવૃત્કરણ કહે છે.

**त्रुटिः**—अवयवादिहीनता । એકાદ અવયવ અવયવ વગેરેનું ઓછાપણું–ખામી તે ત્રુટિ.

**त्वक्**-स्पर्शोपलब्धिसाधनमिन्द्रियम् । સ્પર્શના જ્ઞાનનું સાધન જે ઇંદ્રિય છે ત્વક્ કહેવાય છે.

## द

**दमः**—बाह्येन्द्रियनिग्रहो दमः । શ્રોત્ર વગેરે બાહ્ય ઇંદ્રિયોને શબ્દાદિક વિષયોથી રોકવી તે દમ.

૨. नित्यनैमित्तिककर्मातिरिक्तानां व्यापाराणां बाह्येन्द्रियनिग्रहः । નિત્ય અને નૈમિત્તિક કર્મ સિવાયના બીજા વ્યાપારોમાં બાહ્યેન્દ્રિયોનો નિગ્રહ તે દમ.

૩. ब्रह्मज्ञानोपयोगिव्यापारातिरिक्तबाह्येन्द्रियव्यापारमात्रनिरोधः । બ્રહ્મજ્ઞાનને ઉપયોગી વ્યાપાર સિવાયના બીજા બધા બાહ્યેંદ્રિયોના વ્યાપારોનો નિરોધ તે દમ.

**दम्भः**—वेषभाषाक्रियाचातुर्यादिभिः स्वमहत्त्वप्रकाशनं दम्भः । વેષ, ભાષા, ક્રિયા, ચતુરાઈ વગેરેથી પોતાના મહત્ત્વને પ્રકટ કરવું તે દંભ.

૨. परेषामग्रे स्वधर्मजपध्यानादीनां पूजाख्यातिलाभार्थं प्रकटीकरणम् । બીજાઓના આગળ પોતાનાં ધર્મ, જપ, ધ્યાન, આદિકનું, પોતાની પૂજા તથા ખ્યાતિ થવાના હેતુથી પ્રકટ કરવું તે દંભ.

૩. अधार्मिकत्वे सति धार्मिकत्वख्यापनेच्छा । પોતે અધાર્મિક છતાં ધાર્મિકપણું પ્રકટ કરવાની ઇચ્છા તે દંભ.

**दया**—दुःखितं प्रत्यनुजिघृक्षा । દુઃખીના તરફ અનુગ્રહ કરવાની ઇચ્છા.

૨. दुःखितेषु भूतेषु कृपा । દુઃખીત પ્રાણીઓ ઉપર તે કૃપા તે દયા.

**दर्पः**—भर्त्सनादिषु दृढबुद्धिः । તિરસ્કાર વગેરે કરવાની દઢ બુદ્ધિ તે દર્પ. અથવા

૨. धनस्वजनविद्यादिनिमित्तश्चित्तस्योत्सेको वा। ધન, સ્વજન, અને વિદ્યા વગેરેના નિમિત્તથી મનમાં જે ગર્વ થવો તે દર્પ.

**दर्शनम्**–विचारप्रयोजकं ज्ञानम्। વિચારના હેતુરૂપ જ્ઞાન તે દર્શન.

૨. यथार्थतया ज्ञायते पदार्थोऽनेनेतिदर्शनम्। જેનાથી પદાર્થનું યથાર્થપણે જ્ઞાન થાય તે (શાસ્ત્ર) દર્શન કહેવાય છે.

**दर्शनावरणीयकर्म** (જૈનમતે)—આર્હત દર્શન (શાસ્ત્ર) અપ્રમાણ છે એવા નિશ્ચયના હેતુભૂત કર્મ તે દર્શનાવરણીય કર્મ કહેવાય છે.

**दानम्**—स्वस्वत्वत्यागानुकूलव्यापारः। પોતાના સ્વામિત્વના ત્યાગને અનુકુળ વ્યાપાર તે દાન.

૨. गोहिरण्यादीनां स्वकीयानां मूल्यग्रहणं विना शास्त्रोक्तवर्त्मना स्वस्वत्वपरित्यागपरस्वत्वापादनत्यागत्वं दानम्। ગાય કે સુવર્ણ વગેરે જે પોતાની માલકીનાં હોય, તેના ઉપરથી મૂલ્ય લીધા સિવાય શાસ્ત્રોક્ત વિધિથી પોતાની માલકી ઉઠાવી લઈને બીજાની માલકી કરી આપવા માટે તે ગાય સોના વગેરેનો ત્યાગ કરવો તે દાન.

**दार्ष्टान्तिकम्**—दृष्टान्तयुक्तम्। દૃષ્ટાંત સહિત. ૨ અથવા જેને ઉદ્દેશીને દૃષ્ટાન્ત આપ્યું હોય તેને પણ દાર્ષ્ટાન્ત કે દાર્ષ્ટાન્તિક કહે છે.

**दिक्**—अकालत्वे सति अविशेषगुणा महती दिक्। જે દ્રવ્ય કાળથી ભિન્ન હોય છે, તથા વિશેષ ગુણોથી રહિત હોય છે, તથા પરમ મહત્વ પરિમાણવાળું હોય છે તે દિક્ કહેવાય છે.

૨. प्राच्यादि व्यवहारासाधारणहेतुर्दिक्। આ પ્રાચી (પૂર્વ દિશા) છે, આ અવાચી (દક્ષિણ દિશા) છે, આ પ્રતીચી (પશ્ચિમ દિશા) છે, આ ઉદીચી (ઉત્તર દિશા) છે, આ આગ્નેયી છે, આ નૈર્ઋતી છે, ઇત્યાદિ પ્રકારના શબ્દરૂપ તથા જ્ઞાનરૂપ વ્યવહારનો જે અસાધારણ હેતુ તે દિક્ (દિશા.)

૩. दूरत्वान्तिकत्वधीहेतुर्दिक्। દૈશિક પરત્વ નામે જે દૂરત્વ છે, તથા દૈશિક અપરત્વ નામે જે અન્તિકત્વ (સમીપતા) છે, તે દૂરત્વ અને અંતિકત્વને વિષય કરનારી જે બુદ્ધિ, તે બુદ્ધિ. તે બુદ્ધિનું, જે દ્રવ્ય અસાધારણ કારણ હોય તે દ્રવ્ય દિક્ (દિશા) કહેવાય છે.

'**दिक्गुणाः**—દિશામાં (૧) સંખ્યા, (૨) પરિમાણ, (૩) પૃથક્ત્વ, (૪) સંયોગ, (૫) વિભાગ, એવા પાંચ ગુણો રહે છે. દિશા એક છે, વિભુ છે, તથા નિત્ય છે.

**दिनम्**—सूर्यकिरणावच्छिन्नकालः। સૂર્યનાં કિરણો વડે અવચ્છિન્ન જે કાળ તે દિન (દિવસ.)

**दीक्षा**–गुरुमुखात्स्वेष्टदेवमन्त्रग्रहणम्। ગુરૂના મુખથી પોતાના ઇષ્ટદેવનો મંત્ર ગ્રહણ કરવો તે દીક્ષા.

**दुःखम्**—सर्वेषां प्रतिकूलतया वेदनीयं दुःखम्। સર્વ પ્રાણીઓને પ્રતિકૂલતારૂપે કરીને એટલે અનિષ્ટતા રૂપે કરીને જે જ્ઞાનનો વિષય થાય છે તે દુઃખ કહેવાય છે.

૨. द्विष्टसाधनताविषयकजन्यज्ञानाजन्यद्वेषविषयकगुणः दुःखम्। દ્વિષ્ટ સાધનતાને વિષય કરનારૂં જે જન્યજ્ઞાન છે, તે જ્ઞાનવડે અજન્ય જે દ્વેષ છે, તે દ્વેષનો જે વિષય હોય તથા ગુણ પણ હોય, તે દુઃખ કહેવાય છે. અર્થાત્—દ્વેષનો જે વિષય તે દ્વિષ્ટ કહેવાય છે. દુઃખ વિષે બધા પ્રાણીઓને દ્વેષ હોય છે. માટે દુઃખ એ દ્વિષ્ટ કહેવાય છે. એવા દ્વિષ્ટ દુઃખની સાધનતા સિંહ સર્પાદિકોમાં રહે છે તથા જ્વરશૂલાદિકમાં રહે છે. માટે સિંહ સર્પાદિક વિષે જે લોકોને દ્વેષ થાય છે, તે દ્વિષ્ટ સાધનતા જ્ઞાનવડે થાય છે. માટે સિંહ સર્પાદિક વિષે દ્વેષ તે દ્વિષ્ટસાધનતાજ્ઞાનવડે જન્ય કહેવાય છે. અને તે દુઃખ બીજા કોઇ દ્વિષ્ટનું સાધન નથી માટે તે દુઃખ વિષે લોકોને જે દ્વેષ હોય છે, તે દ્વિષ્ટ

સાધનતા જ્ઞાન વડે જન્ય નથી, પણ દુઃખના જ્ઞાન માત્રથીજ તે દુઃખમાં દ્વેષ થાય છે. માટે તે દુઃખ વિષયક દ્વેષ તે દ્વિષ્ટ સાધનતા જ્ઞાન વડે અજન્ય કહેવાય છે. એવા દ્વિષ્ટ સાધનતા વિષયક જન્ય જ્ઞાનવડે અજન્ય દ્વેષના વિષયભૂત તથા ગુણરૂપ દુઃખ છે, માટે દુઃખનું ઉક્ત લક્ષણ સંભવે છે.

૩. अहं दुःखीत्यनुभवविषयगुणः दुःखम् । હું દુઃખી છું, એવા અનુભવનો જે વિષય હોય તથા ગુણ હોય તે દુઃખ કહેવાય છે.

૪. इतरद्वेषानधीनद्वेषविषयो दुःखम् । બીજાના દ્વેષને અનધીન એવો દ્વેષનો જે વિષય તે દુઃખ અર્થાત્ સર્પાદિક જેમ બીજાના દ્વેષને અધીન છે, તેમ પોતાનું દુઃખ બીજાના દ્વેષને અધીન નથી પણ પોતાનાજ દ્વેષનો વિષય છે, માટે એ લક્ષણ ઘટે છે.

दुःखप्रकाराः—( ગૌતમને મતે ) દુઃખ એકવીશ પ્રકારનાં છેઃ ૧ શરીર દુઃખ, ૬ શ્રોત્રાદિક છ ઇંદ્રિઓના વિષયનાં દુઃખ, ૬ શ્રોતાદિક ઇંદ્રિયોથી જન્ય છ જ્ઞાનરૂપ બુદ્ધિઓનાં દુઃખ; ૬ શ્રોત્ર વગેરે ઇંદ્રિયોનાં દુઃખ; ૧ સુખ; ૧ દુઃખ. એમ બધાં મળીને એકવીશ પ્રકારનાં દુઃખ થાય છે. તેમાં—' હું દુઃખી છું ' એવી પ્રતીતિનો વિષય તથા આત્માનો વિશેષ ગુણ, એવું જે દુઃખત્વ જાતિવાળું પ્રસિદ્ધ દુઃખ છે તે અહીં ગણાવેલા ' દુઃખ ' શબ્દથી સમજવાનું છે. તેમજ ' સ્વર્ગાદિ સુખ ' તેજ અહીં ' સુખ ' શબ્દથી સમજવાનું છે; કેમકે સ્વર્ગાદિ સુખ સાતિશય વગેરેથી વ્યાપ્ત હોવાને લીધે દુઃખરૂપ ગણ્યું છે.

दुःखगुणः—દુઃખ કેવળ જીવાત્મામાં રહે છે. અને તે (૧) વૈષયિક, (૨) આભિમાનિક, (૩) માનોરથિક, અને (૪) આભ્યાસિક, એમ ચાર પ્રકારનું છે. તથા તે બધાં દુઃખ અનિત્ય છે.

दुर्बलरूपस्पर्शौ—જે રૂપ અને સ્પર્શનું પ્રત્યક્ષ જ્ઞાન ન થાય તે રૂપ અને સ્પર્શ દુર્બલરૂપ અને દુર્બલસ્પર્શ કહેવાય છે.

दूषणम्—दोषजनकम् । દોષને ઉત્પન્ન કરનારૂં.

दूषितम्—दूषणयुक्तम् । દૂષણવાળું.

दृश्यत्वम्—भानभास्यत्वम् । કોઇ પદાર્થનું ભાન થવાવડે તેનું ભાસવાપણું તે દશ્યત્વ.

૨. चिद्विषयत्वम्—જે ચૈતન્યનો વિષય હોય તે દશ્ય; દશ્યપણું તે દશ્યત્વ.

૩. फलविषयत्वम्—જે વૃત્તિજ્ઞાનના ફળરૂપે ( પરિણામ રૂપે ) હોય તે દૃશ્ય; દૃશ્યપણું તે દશ્યત્વ.

૪. वृत्तिप्रतिफलितचिद्विषयत्वम् । વૃત્તિમાં પ્રતિબિમ્બિત થએલા ચૈતન્યનો જે વિષય હોય તે દશ્ય.

૫. सत्तादात्म्यप्रकारकप्रमाविषयत्वम् । સત્ વસ્તુ સાથે તાદાત્મ્ય સંબંધવાળા પ્રમાજ્ઞાનનો જે વિષય હોય તે દશ્ય.

૬. स्वसमसत्ताकज्ञानविषयत्वम् । પોતાની ( દશ્યની ) સમાન સત્તાવાળા જ્ઞાનનો જે વિષય હોય તે દશ્ય.

दृष्टकूटत्वम्—अन्यार्थस्य न्यार्थबोधकत्वम् । વાસ્તવિક અર્થ અન્ય છતાં અન્ય અર્થનું બોધકપણું; સમસ્યા; પ્રહેલિકા. જેમ " पर्वताग्रे रथो याति भूमौतिष्ठति सारथिः । भ्रमंश्च वायुवेगेन पदमेकं न गच्छति । "—कुलालचक्रम् । " " પર્વતના શિખર ઉપર રથ ચાલે છે, અને સારથિ પૃથ્વી પર રહેલો છે; રથ વાયુવેગથી ફરતો છતાં એક ડગલું પણ આગળ ચાલતો નથી. કુંભારનો ચાકડો " એ દષ્ટકૂટ કહેવાય.

दृष्टान्तः—वादिप्रतिवादिनोः साध्यसाधनोभयप्रकारकत्वदभावद्वयप्रकारकान्यतरनिश्चयविषयो दृष्टान्तः । વાદી અને પ્રતિવાદી બન્નેનો

જે સાધ્ય અને સાધન ઉભયપ્રકારક નિશ્ચય છે, અથવા સાધ્યાભાવ અને સાધનાભાવ ઉભય પ્રકારક નિશ્ચય છે, તે નિશ્ચયનો વિષય જે પદાર્થ છે, તે પદાર્થ દૃષ્ટાન્ત કહેવાય છે. જેમ વાદી પ્રતિવાદી બન્નેને મહાનસ (રસોડા) વિષે 'મહાનસ અગ્નિવાળું છે અને ધૂમવાળું છે' એ રીતે અગ્નિરૂપ સાધ્ય પ્રકારક તથા ધૂમરૂપ સાધન પ્રકારક નિશ્ચય હોય છે; તથા પાણીના ધરા વિષે 'ધરો અગ્નિના તથા ધૂમના અભાવવાળો છે' એ રીતે અગ્નિરૂપ સાધ્યાભાવ પ્રકારક તથા ધૂમરૂપ સાધનાભાવ પ્રકારક નિશ્ચય હોય છે. તેમાં પ્રથમ નિશ્ચયનો વિષય તો મહાનસ છે તથા બીજા નિશ્ચયનો વિષય ધરો છે. માટે તે પ્રસિદ્ધ અનુમાનમાં મહાનસ અને ધરો દૃષ્ટાન્ત કહેવાય છે. એ દૃષ્ટાન્ત સાધર્મ્ય દૃષ્ટાન્ત અને વૈધર્મ્ય દૃષ્ટાન્ત એમ બે પ્રકારનું છે. (તે તે શબ્દ જુઓ.)

૨. वादिप्रतिवादिभ्यां सम्मतोऽर्थः यथा महानसम् । વાદી અને પ્રતિવાદી બન્નેએ માન્ય રાખેલો અર્થ જેમ રસોડું, એ દૃષ્ટાન્ત છે.

૩. लौकिकपरीक्षकाणां यत्रार्थे बुद्धिसाम्यं स दृष्टान्तः લૌકિક પરીક્ષા કરનારાઓની જે અર્થમાં સમાન બુદ્ધિ હોય તે અર્થદૃષ્ટાંત.

૪. निश्चितसाध्यकत्वं दृष्टान्तः । જેમાં સાધ્ય તથા (તથા લિંગ બન્ને) નિશ્ચય થયેલો હોય છે તે દૃષ્ટાન્ત.

**दृष्टार्थापत्तिः**—अनुपपद्यमानदृष्टार्थज्ञानात्तदुपपादकी भूतार्थान्तरकल्पनम् । જે અર્થ જોવામાં આવે છે તે દૃષ્ટાર્થ કહેવાય છે. એવા દૃષ્ટ અર્થની અનુપપત્તિથી તેના ઉપપાદક રૂપ અર્થાન્તરની જે કલ્પના તે દૃષ્ટાર્થાપત્તિ. જેમ, દિવસે ભોજન નહિ કરનારા દેવદત્તમાં રાત્રિભોજન સિવાય ઉત્પન્ન નહિ થનારૂં પુષ્ટત્વ જોઇને ઉપપાદન કરનાર જે રાત્રિ ભોજનરૂપ અર્થાન્તરની કલ્પના તે દૃષ્ટાર્થાપત્તિ (પ્રમાણ) છે.

**दृष्टिः**— चक्षुर्द्वाराद्रूपोपलब्धिहेतुर्मनोवृत्तिः । ચક્ષુદ્વારા, રૂપનું જ્ઞાન થવાના હેતુરૂપ જે મનોવૃત્તિ તે દૃષ્ટિ.

**दृष्टिसृष्टिः**—दृष्टिसमसमया विश्वसृष्टिः । દૃષ્ટિ એટલે સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપદર્શન. (આ અને હવે પછીનાં બે લક્ષણોમાં દૃષ્ટિનો આવો જ અર્થ સમજવો.) દૃષ્ટિના સમાન કાળમાજ વિશ્વની સૃષ્ટિ તે. અર્થાત્ આત્મામાં સ્ફુરણ થતાંની સાથે એકે વખતે સૃષ્ટિ દેખાઇ પડે તે, સ્વપ્નની સૃષ્ટિની પેઠે.

૨. दृष्टिसमानकालीनसृष्टिः । (અર્થ ઉપરના જેવોજ છે.)

૩. दृष्टिरेव विश्वसृष्टिः । દૃષ્ટિ એજ વિશ્વ સૃષ્ટિ છે.

૪. त्रिविधसत्ताबहिर्भूतत्वे सत्यसद्विलक्षणत्वं दृष्टिसृष्टित्वं । વ્યવહારિક, પ્રાતિભાસિક અને પારમાર્થિક એવી ત્રણે સત્તાથી બહાર જે અસત્‌થી વિલક્ષણ હોય તે દૃષ્ટિસૃષ્ટિ. (અદ્વૈતસિદ્ધિ.)

**देवताधिकरणम्**—यज्ञादावधिकारित्वतदभावयोरन्यतरसाधकोन्यायः । યજ્ઞાદિમાં કોણ અધિકારી થઈ શકે અને કોણ ન થઇ શકે એ એનો નિર્ણય કરી આપનારો ન્યાય તે દેવતાધિકરણ.

**देवदत्तवायुः**—બગાસુ આણનાર વાયુ.

**देवयानमार्गः**– अर्चिराद्यभिमानिदेवाधिष्ठितो मार्गः । અર્ચિ વગેરેના અભિમાની દેવો જેના અધિષ્ઠાતા છે, તે માર્ગ.

૨. नागवीथ्युत्तरे यच्च सप्तर्षिभ्यश्च दक्षिणम् । उत्तरः सवितुः पन्था देवयानस्तु स स्मृतः ॥१॥ નાગવીથીની ઉત્તરે અને સપ્તર્ષિઓની દક્ષિણે સૂર્યનો ઉત્તરાયનનો જે માર્ગ છે, તેને 'દેવયાન' કહે છે.

૩. देवः परेशो याय्यतेऽनेन मार्गेणेति देवयानः । પરમેશ્વર દેવને જે માર્ગે પમાય તે માર્ગ દેવયાન કહેવાય છે.

**देशपरिच्छेदः**—अत्यन्ताभावप्रतियोगित्वं देशपरिच्छेदः। અત્યંતાભાવનું પ્રતિયોગિપણું દેશ પરિચ્છેદ કહેવાય છે. જેમ, ઘટત્વાદિક ધર્મોનો પટત્વાદિકમાં અત્યંતા ભાવ હોય છે; એ અત્યંતાભાવોનું પ્રતિયોગિપણું ઘટત્વાદિ ધર્મોમાં રહે છે. એજ તે ઘટત્વાદિક ધર્મોનો દેશપરિચ્છેદ છે.

૨. यत्किञ्चिद्देशावृत्तित्वम्। કોઇક દેશમાં ન રહેવાપણું તે દેશ પરિચ્છેદ.

૩. अधिकरणकदेशवर्त्तित्वे सर्वाव्यापित्वम्। यथा संयोगादि। અધિકરણના એક દેશમાં રહેવા છતાં આખા અધિકરણમાં અવ્યાપિપણું જેમ સંયોગ વગેરે. એક પદાર્થનો બીજા સાથે સંયોગ થાય ત્યારે તેમનો બન્નેના એક દેશમાં સ્પર્શ થાય છે, આખા અધિકરણમાં થતો નથી.

**देशान्तरम्**—महानद्यन्तरं यत्र गिरिर्वा व्यवधायकः। वाचो यत्र विभिद्यन्ते तद्देशान्तरमुच्यते ॥१॥ જે દેશ કોઇ મોટી નદી વચમાં આવવાથી અથવા કોઇ પર્વત વચમાં આવવાથી છૂટો પડયો હોય, અથવા જ્યાં બોલી પણ જૂદી બોલાતી હોય, તેને દેશાન્તર કહે છે.

**देहः**—प्रतिक्षणमुपचीयमानावयवः। પ્રત્યેક ક્ષણે જેમાં અવયવો (રક્તાદિ ધાતુઓ વગેરેના) એકત્ર થયા કરતા હોય તે દેહ કહેવાય.

૨. इन्द्रियाश्रयो देहः। ઇંદ્રિયોના આશ્રય રૂપ જે હોય તે દેહ.

**देहवासना**—देहानुभवजनितत्वे सति देहस्यैव पुनः पुनः (पुष्ट्याद्यर्थं) स्मरणहेतुः। દેહના અનુભવથી ઉત્પન્ન થયેલી હોઈને વારંવાર દેહનાજ (પુષ્ટિ વગેરે માટે) સ્મરણનો હેતુ તે દેહવાસના. એના ત્રણ પ્રકાર છે; (૧) आत्मत्वभ्रान्तिः। (એ દેહ એજ આત્મા છે એવી ભ્રાંતિ); (૨) गुणाधानभ्रान्तिः। (એ દેહમાં પુષ્ટિ આદિક ગુણો આણી શકાશે એવી ભ્રાંતિ); (૩) दोषापनयनभ्रान्तिः। એ દેહમાંથી રોગ, અશક્તિ, આદિ દોષ દૂર કરી શકાશે એવી ભ્રાન્તિ. એમાંથી ‘ગુણધાન’ અને ‘દોષાપનય’ એ દરેકના બે પ્રકાર છે; (૧) શાસ્ત્રીય અને (૨) લૌકિક. તમામ પ્રકારની દેહવાસના મલિન છે, એના ચાર હેતુ છે, (૧) દેહવાસના પ્રમાણ સિદ્ધ નથી; (૨) અશક્ય છે; (૩) પુરૂષાર્થને માટે ઉપયોગી નથી; અને (૪) પુનર્જન્મનો હેતુ છે. એટલા માટે દેહવાસના ત્યાજ્ય છે.

**देहाध्यासः**—देहस्य तद्धर्मस्य वाऽऽत्मतया तद्धर्मतया वाऽध्यासः। દેહ અને દેહના ધર્મનો આત્મા અને આત્માના ધર્મરૂપે અધ્યાસ, તે દેહાધ્યાસ.

**दैनिकप्रलयः** અથવા **दैनंदिनप्रलयः**—ब्रह्मणः सुषुप्तिः। બ્રહ્મદેવની સુષુપ્તિ.

૨. समष्टिलिङ्गशरीरलयादिः। સમષ્ટિ લિંગ શરીરનો લય વગેરે.

**दैशिकपरत्वम्**—दिक्संयोगासमवायिकारणकं परत्वं दैशिकपरत्वम्। જે મૂર્ત દ્રવ્ય વિષે પરત્વ ઉત્પન્ન થાય છે, તે મૂર્ત દ્રવ્યની સાથે જે દિશાઓનો સંયોગ સંબંધ છે, તે દિક્સંયોગ જેનું અસમવાયિ કારણ છે એવું જે પરત્વ તે દૈશિક પરત્વ કહેવાય છે. અર્થાત્ એક મૂર્ત દ્રવ્યથી કોઇ પણ દિશામાં બીજા મૂર્ત દ્રવ્યનું જે દૂરપણું તે દૈશિક પરત્વ જાણવું

**दैशिकापरत्वम्**—दिक्संयोगासमवायिकारणकमपरत्वं दैशिकापरत्वम्। એક મૂર્ત દ્રવ્યથી બીજું મૂર્ત દ્રવ્ય તે દિશાના સંયોગવાળું કહેવાય, એ દિક્સંયોગ જેનું અસમવાયિ કારણ છે, એવું જે અપરત્વ (નજીકપણું) તે દૈશિક અપરત્વ કહેવાય.

**दोषत्वम्**—कार्यविरोधित्वम्। કાર્યનું જે વિરોધીપણું તે દોષત્વ.

**दोषप्रमेयः**—(ગૌતમમતે) દોષ નામે પ્રમેય ત્રણ પ્રકારનો છે. (૧) રાગ, (૨) દ્વેષ, અને (૩) મોહ.

રાગ દોષ સાત પ્રકારનો છે; (૧) કામ, (૨) મત્સર, (૩) સ્પૃહા, (૪) તૃષ્ણા, (૫) લોભ, (૬) માયા અને (૭) દંભ. એ સાતનાં લક્ષણો નીચે પ્રમાણે છે—

(૧) **કામ**—મૈથુનની ઇચ્છા.

(૨) **મત્સર**— પોતાના પ્રયોજનના વિચાર વિનાજ બીજા પુરૂષનાં વાંછિત અર્થનું નિવારણ કરવાની ઇચ્છા.

(૩) **સ્પૃહા**—ધર્મથી અવિરુદ્ધ વસ્તુ પ્રાપ્તિની જે ઇચ્છા તે સ્પૃહા.

(૪) **તૃષ્ણા**—આ અમારી વસ્તુ કોઈ વખત પણ નાશ ન પામો એવી ઇચ્છા.

(૫) **લોભ**—ધર્મનો વિરોધ કરીને દ્રવ્યની જે ઇચ્છા તે.

(૬) **માયા**—બીજા માણસને ઠગવાની ઇચ્છા.

(૭) **દંભ**—મનમાં ધાર્મિકપણાથી રહિત છતાં પણ બહારથી ધાર્મિકપણા વડે પોતાને ઉત્કૃષ્ટ જણાવવાની ઇચ્છા.

બીજો દ્વેષ દોષ છ પ્રકારનો છે: (૧) ક્રોધ (૨) ઇર્ષ્યા, (૩) અસૂયા, (૪) દ્રોહ, (૫) અમર્ષ (૬) અભિમાન. એ છનાં લક્ષણો—

(૧) **ક્રોધ**—આંખો રાતી થવી વગેરે ચેષ્ટાઓનો હેતુભૂત જે દ્વેષ વિશેષ તે.

(૨) **ઇર્ષ્યા**—કોઇ સાધારણ વસ્તુમાં બીજો કોઇ માલકી કરે ત્યારે તે વસ્તુને ગ્રહણ કરનારનો તે બીજા ઉપર દ્વેષ તેનું નામ ઇર્ષા.

(૩) **અસૂયા**—બીજા પુરૂષના વિદ્યાદિ ગુણ વિષે જે દ્વેષ તે.

(૪) **દ્રોહ**—અન્ય પુરૂષનો નાશ કરવા વિષે જે દ્વેષ તે.

(૫) **અમર્ષ**—અપરાધ કરનારા પુરૂષ વિષે અસમર્થ પુરૂષનો દ્વેષ તે.

(૬) **અભિમાન**—અપકારી પુરૂષનું કાંઈ પણ અનિષ્ટ કરવાને અસમર્થ પુરૂષનો પોતાની જાત ઉપર જે દ્વેષ તે.

ત્રીજો મોહદોષ સાત પ્રકારનો છે:—(૧) વિપર્યય, (૨) સંશય, (૩) તર્ક, (૪) માન, (૫) પ્રમાદ, (૬) ભય, અને (૭) શોક. એ સાતના લક્ષણો:—

૧, ૨, ૩, ( વિપર્યય, સંશય, તર્ક, શબ્દો જુઓ. )

૪. **માન**—પોતાની જાતમાં અવિદ્યમાન ગુણોનું આરોપ કરીને જે ઉત્કૃષ્ટતા બુદ્ધિ છે, તેનું નામ માન. વળી ગુણવાન પુરૂષમાં ગુણ રહિત બુદ્ધિનું નામ **'સ્મય'** છે, તેનો પણ માનમાંજ અંતર્ભાવ થાય છે.

૫. **પ્રમાદ**—પ્રથમ કર્તવ્યતારૂપે નિશ્ચય કરેલા અર્થ વિષે પણ જે અકર્ત્તવ્યતા બુદ્ધિ છે, તેનું નામ પ્રમાદ.

૬. **ભય**—અનિષ્ટ કરનારૂં કારણ પ્રાપ્ત થયે તેનો પરિત્યાગ કરવાની અયોગ્યતાનું જે જ્ઞાન તે ભય,

૭. **શોક**—ઇષ્ટ વસ્તુનો વિયોગ થયે તેને ફરી મેળવવાની અયોગ્યતાનું જે જ્ઞાન તે શોક કહેવાય છે.

**द्रवत्वम्**—आद्यस्यन्दनासमवायि कारणत्वं द्रवत्वम्। પર્વતાદિક ઉંચા દેશમાં રહેલા જલાદિકનો ભૂમિ આદિક નીચેના દેશ સાથે જે સંયોગ થયો છે, તે સંયોગની જનક જે જલાદિકની ક્રિયા વિશેષ છે, એ ક્રિયા વિશેષને સ્યંદન ( ઝરવું–ટપકવું ) કહે છે. એવા આદ્ય સ્યંદનનું જે અસમવાયિ કારણ હોય તે દ્રવત્વ કહેવાય છે. અથવા.

૨. आद्यस्यन्दनासमवायिकारणवृत्तिगुणत्व व्याप्यजातिमत् द्रवत्वम्। આદ્ય સ્યદનમાં અસમવાયિ કારણમાં રહેનારી તથા ગુણત્વ નામે જાતિની વ્યાપ્ય એવી જે જાતિ છે, તે જાતિવાળો (દ્રવત્વ જાતિવાળો) ગુણ તે દ્રવત્વ કહેવાય છે.

૩. पृथिव्यादित्रयवृत्तिवृत्तिवायुवृत्त्यवृत्तिरूपावृत्तिजातिमत् द्रवत्वम्। પૃથ્વી, જળ, તેજ, એ ત્રણ

દ્રવ્યોમાં વર્તનારા પદાર્થમાં રહેનારી તથા વાયુમાં ન રહેનારી તથા રૂપમાં ન રહેનારી એવી જે દ્રવત્વ જાતિ છે, તે જાતિવાળો ગુણ તે દ્રવત્વ.

**द्रवत्वगुणाः**—દ્રવત્વ ગુણ બે પ્રકારનો છે: (૧) સાંસિદ્ધિક દ્રવત્વ, અને (૨) નૈમિત્તિક દ્રવત્વ. દ્રવત્વ ગુણ પૃથ્વી, જળ, અને તેજ, એ ત્રણ દ્રવ્યોમાં રહે છે. તેમાં પણ જળમાં તો સાંસિદ્ધિક દ્રવત્વ રહે છે અને ઘી, લાખ, આદિક પૃથ્વીમાં તથા સુવર્ણાદિક તેજમાં નૈમિત્તિક દ્રવત્વ રહે છે. જળના પરમાણુઓનાં દ્રવત્વ નિત્ય હોય છે તથા અન્યત્ર અનિત્ય હોય છે.

**द्रव्यम्**—( લક્ષણ ) गुणाश्रयो द्रव्यम् । જે પદાર્થ સમવાય સંબંધે કરીને રૂપાદિક ગુણોનો આશ્રય હોય તે દ્રવ્ય કહેવાય છે.

પણ ઉત્પત્તિ ક્ષણમાં દરેક દ્રવ્ય નિર્ગુણ ઉત્પન્ન થાય છે. માટે ઉત્પત્તિક્ષણાવચ્છિન્ન દ્રવ્યમાં એ લક્ષણની અવ્યાપ્તિ થશે. એમ માનીને બીજું લક્ષણ કહેવામાં આવે છે,

૨. गुणसमानाधिकरणसत्ताभिन्नजातिमत् द्रव्यम् । જે અધિકરણમાં જે રૂપાદિ ગુણ સમવાય સંબંધે કરીને રહે છે, તે અધિકરણમાં જે જાતિ સમવાય સંબંધે કરીને રહેતી હોય, તે જાતિ ગુણસમાનાધિકરણ સત્તા જાતિ છે. એ સત્તા જાતિથી ભિન્ન જે જાતિ છે, તે દ્રવ્યત્વ જાતિ છે. એ દ્રવ્યત્વ જાતિવાળો પદાર્થ તે દ્રવ્ય.

૩. द्रव्यत्वजातिमत् द्रव्यम् । જે પદાર્થ સમવાય સંબંધે કરીને દ્રવ્યત્વ જાતિવાળો હોય તે દ્રવ્ય કહેવાય.

૪. गुणकर्मभिन्नत्वे सति सामान्यवत् द्रव्यम् । જે પદાર્થ ગુણ અને કર્મ બન્ને પદાર્થથી ભિન્ન હોઇને જાતિરૂપ સામાન્યવાળો હોય તે દ્રવ્ય. ( જાતિરૂપ સામાન્ય માત્ર દ્રવ્ય, ગુણ અને કર્મમાંજ રહે છે, એ ધ્યાનમાં રાખવું.)

૫. लिङ्गसंख्याकारकान्वितत्वं द्रव्यम् । જે પદાર્થ લિંગ, સંખ્યા, અને કારકના સંબંધવાળું હોય તે દ્રવ્ય.

૬. समवायिकारणं द्रव्यम् । કાર્યનું જે સમવાયિ કારણ હોય તે દ્રવ્ય કહેવાય. (કાર્ય અને કારણનો સંબંધ તે સમવાય સંબંધ કહેવાય છે. દ્રવ્યમાંથી દ્રવ્યરૂપ કાર્ય, ગુણરૂપ કાર્ય, અને કર્મરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે, માટે દ્રવ્ય એ ગુણકાર્ય અને કર્મકાર્યનું સમવાયિ કારણ છે. ગુણ અને કર્મ કોઇ કાર્યનું સમવાયિ કારણ થતાં નથી. ) તેથી—

गुणक्रियाश्रयत्वं द्रव्यत्वम् । જે ગુણ અને ક્રિયાનો આશ્રય હોય તે દ્રવ્ય.

૮. साक्षात् सम्बन्धेनेन्द्रियग्राह्यत्वं द्रव्यत्वम् । સાક્ષાત્ સંબંધ થવાથી ઇંદ્રિય વડે જે ગ્રાહ્ય હોય તે દ્રવ્ય.

૯ कार्याश्रयो द्रव्यम् । કાર્યનો આશ્રય હોય તે દ્રવ્ય.

**द्रव्यप्रकाराः**—દ્રવ્ય નવ પ્રકારનું છે. (૧) પૃથ્વી, (૨) જલ, (૩) તેજ, (૪) વાયુ, (૫) આકાશ, (૬) કાળ, (૭) દિશા, (૮) આત્મા, અને (૯) મન. વળી એ બધાં દ્રવ્યના બે પ્રકાર છે: (૧) મૂર્તદ્રવ્ય અને (૨) અમૂર્ત દ્રવ્ય, જેમ—

(૧) **મૂર્તદ્રવ્ય**—પૃથ્વી, જળ, તેજ, વાયુ અને મન, એ પાંચ મૂર્તદ્રવ્યો છે.

(૨) **અમૂર્તદ્રવ્ય**—આકાશ, કાળ, દિશા અને આત્મા, એ ચાર અમૂર્તદ્રવ્યો છે. અમૂર્તદ્રવ્યને 'વિભુ' કહે છે.

વળી (૧) નિત્યદ્રવ્ય અને (૨) અનિત્યદ્રવ્ય, એવા પણ દ્રવ્યના બે પ્રકાર છે.

(૧) **નિત્યદ્રવ્ય**—પૃથ્વી, જળ, તેજ અને વાયુ, એ ચારના પરમાણુઓ, તથા આકાશ, કાળ, દિશા, આત્મા અને મન એ પાંચ દ્રવ્યો, એ બધાં નિત્ય દ્રવ્યો કહેવાય છે.

**नान्तरीयकत्वम्**—व्याप्ति એટલે तदभावे तदभावरूपाव्याप्तिः એકના અભાવમાં બીજાનો અભાવ એવી વ્યાપ્તિ.

२. तत्सत्तानियतसत्ताकत्वम् । એકની સત્તા હોય તો નિયમે કરીને બીજાની સત્તા હોવી તે. જેમ—'नान्तरीयकफलजनकत्वम्' એટલે 'પ્રતિબંધનો અભાવ હોય તો અવશ્ય અર્થની ઉત્પત્તિ થવાપણું.'

૩. મધ્યે અવશ્ય હોવાપણું તે પણ 'નાન્તરીયકત્વ' કહેવાય છે.

૪. अन्यनिष्पादकयत्ननिष्पाद्यत्वम् । અન્ય વસ્તુને નિષ્પન્ન કરનાર યત્ન વડે જેનું નિષ્પાદન થઇ્ય તે. જેમ કેરીને માટે આંબા તળે જતાં છાયા અને સુગંધ પ્રાપ્ત થાય તે નાન્તરીયક ફલ પ્રાપ્તિ કહેવાય.

**नाम**—शब्देनोच्चारितेनेह येन द्रव्यं प्रतीयते । तदक्षरविधौ युक्तं नामेत्याहुर्मनीषिणः ॥१॥ જે શબ્દનો ઉચ્ચાર કરવાથી આ સ્થાનમાંનું દ્રવ્ય પ્રતીત થાય છે તે શબ્દને અક્ષરોમાં ગોઠવ્યો હોય ત્યારે તેને બુદ્ધિમાન પુરૂષો નામ કહે છે. જેમ, બે અક્ષરનું નામ, ત્રણ અક્ષરનું નામ, ઇ૦.

**नाममात्रम्**—स्ववीर्यहीनत्वे सति संज्ञाधारित्वमात्रम् । જે પદાર્થમાં જે શક્તિ જોઇએ તે ન હોઇને સંજ્ઞા માત્ર ધારણ કરવાપણું હોય તે નામ માત્ર કહેવાય.

**नामिककर्म**—(જૈનમતે) જાણવાયોગ્ય તત્વ આ નામવાળું છે, એવા જ્ઞાનનું હેતુભૂત કર્મ તે નામિકકર્મ.

૨. સ્ત્રીના ઉદરમાં ગયેલા શુક્રશોણિતની તત્ત્વજ્ઞાનાનુકૂલ દેહાકાર પરિણામ શક્તિવડે જે દ્રવીભાવરૂપ કલિલાવસ્થા તથા બુદ્બુદાવસ્થાની આરંભક ક્રિયા વિશેષ છે તે નામિક કર્મ.

**निगमः**—अध्वनिपर्याय कथनेन वेदार्थबोधकः । ધ્વનિરહિત પર્યાય શબ્દો કહેવાવડે વેદાર્થનો બોધક ગ્રંથ.

**निगमनवाक्यम्**—पक्षे साध्यस्याबाधितत्वप्रतिपादकं वचनं निगमनम् । પક્ષ વિષે સાધ્યના અબાધિતપણાને પ્રતિપાદન કરનારૂં જે વચન, તે વચન નિગમન વાક્ય કહેવાય છે. જેમ 'तस्मात्तथा' ( વહ્નિવ્યાપ્ય ધૂમવાળો હોવાથી આ પર્વત રસોડાની પેઠે અગ્નિવાળોજ છે. ) આ વચન પર્વતરૂપ પક્ષમાં વહ્નિરૂપ સાધ્યના અબાધિતપણાનું પ્રતિપાદન કરે છે, માટે એ વાક્ય નિગમન વાક્ય કહેવામાં આવે છે.

૨. हेत्वपदेशात्प्रतिज्ञाया पुनर्वचनं निगमनम् । હેતુ વાચક શબ્દ કહીને પ્રતિજ્ઞા ફરી કહી બતાવવી તે નિગમન. અર્થાત્ પાંચ અવયવવાળા અનુમાનમાં છેવટે ઉપસંહાર તરિકે જે વાક્ય બોલાય છે તે. જેમ, ધૂમાડા ઉપરથી અગ્નિનું અનુમાન કરતાં છેવટે 'तस्मात् तथा' એટલે 'ધૂમાડાવાળો હોવાથી આ પર્વત રસોડાની પેઠે અગ્નિવાળો છે' એ વાક્ય કહેવાય છે.

**निग्रहः**—अनुग्रहाभावः । અનુગ્રહનો (કૃપા વડે સંકટમુક્ત કરવાનો) અભાવ તે નિગ્રહ.

૨. इन्द्रियाणां विषयेभ्यो निग्रहणम् । ઇંદ્રિયોને વિષયો તે તરફ જતી અટકાવવી તે ઇંદ્રિયોનો 'નિગ્રહ' કહેવાય છે.

**निग्रहस्थानम्**—वादिनोऽपजयहेतुर्निग्रहस्थानम् । વાદીના અપજયનો જે હેતુ હોય તે નિગ્રહસ્થાન કહેવાય. એ નિગ્રહસ્થાન બાવીશ પ્રકારનાં છેઃ જેમ—(૧) પ્રતિજ્ઞાહાનિ, (૨) પ્રતિજ્ઞાન્તર, (૩) પ્રતિજ્ઞા વિરોધ, (૪) પ્રતિજ્ઞાસંન્યાસ, (૫) હેત્વંતર, (૬) અર્થાન્તર, (૭) નિરર્થક, (૮) અપાર્થક, (૯) અવિજ્ઞાતાર્થ, (૧૦) અપ્રાપ્તકાલ, (૧૧) ન્યૂન, (૧૨) અધિક, (૧૩) પુનરૂક્ત. (૧૪) અનનુભાષણ, (૧૫) અજ્ઞાન, (૧૬) અપ્રતિભા, (૧૭) વિક્ષેપ, (૧૮) મતાનુજ્ઞા, (૧૯) પર્યનુયોજ્યોપેક્ષણ, (૨૦) નિરનુયોજ્યાનુયોગ, (૨૧) અપસિદ્ધાંત, (૨૨) હેત્વાભાસ. એનાં લક્ષણો તે તે શબ્દોમાં જોવાં.

૨. पराजयहेतुर्निग्रहस्थानम् । વાદમાં પરાજય થવાનો હેતુ તે નિગ્રહસ્થાન.

૩. उद्देश्यानुगुणसम्यग्ज्ञानाभावलिङ्गत्वं निग्रहस्थानत्वम् । ઉદ્દેશ્ય અર્થના ગુણ મળતા આવે એવી રીતના સારા જ્ઞાનના અભાવનું હેતુપણું તે નિગ્રહસ્થાનત્વ કહેવાય છે.

૪. वादिप्रतिवादिनोऽसामर्थ्यबोधकत्वम् । વાદી કે પ્રતિવાદીનું અસામર્થ્ય જણાવવાપણું તે નિગ્રહસ્થાન.

**निघण्टुः**—पर्यायनाम्नामेकत्रार्थकथनाय संग्रहः । પર્યાય નામોનો એકજ સ્થળે અર્થ કહેવા માટે જે સંગ્રહ ગ્રંથ નિઘંટુ.

૨. वैदिकद्रव्यदेवतात्मकपदार्थपर्यायशब्दात्मकः । વેદમાં કહેલા દ્રવ્ય અને દેવતારૂપ પદાર્થોના પર્યાય શબ્દરૂપ કોશ ગ્રંથ તે નિઘંટુ.

**नित्यः**—प्रागभावाप्रतियोगित्वे सति ध्वंसाप्रतियोगी नित्यः । જે પદાર્થ પ્રાગભાવનો અપ્રતિયોગી હોઇને ધ્વંસાભાવનો પણ અપ્રતિયોગી હોય તે નિત્ય કહેવાય. અર્થાત્ જે પદાર્થનો પ્રાગભાવ કે પ્રધ્વંસાભાવ ન હોય એટલે ઉત્પત્તિ કે નાશ ન હોય તે નિત્ય.

૨. ध्वंसप्रागभावान्यतराप्रतियोगित्वम् । ધ્વંસાભાવ કે પ્રાગભાવ એ બેમાંથી ગમે તે એકનો પ્રતિયોગી ન હોય તે નિત્ય.

૩. सर्वकालवृत्तिर्नित्यः । જે પદાર્થ બધા કાળમાં રહેનારો હોય તે નિત્ય.

૪. ध्वंसाप्रतियोगिवृत्तित्वविशिष्टसत्तायोगित्वं नित्यत्वम् । ધ્વંસના અપ્રતિયોગીરૂપે વૃત્તિત્વ (રહેવાપણા)થી વિશિષ્ટ જે સત્તા એ સત્તાનું યોગિત્વ, મતલબ કે જે પદાર્થ ધ્વંસનો પ્રતિયોગી હોઇને સત્તાવાળો હોય તે નિત્ય.

૫. भावत्वे ध्वंसभिन्नत्वं वा सति ध्वंसाप्रतियोगित्वम् । જે પદાર્થ ભાવરૂપ તથા ધ્વંસથી ભિન્ન હોઇને ધ્વંસનો અપ્રતિયોગી હોય તે નિત્ય.

**नित्यपदार्थाः**—પરમાણુ, આકાશ, કાલ, દિશા, આત્મા, મન, સામાન્ય, વિશેષ, સમવાય અન્યોન્યાભાવ, અત્યંતાભાવ, નિત્યગુણ, ઇત્યાદિ પદાર્થો નિત્ય હોય છે માટે તે નિત્ય પદાર્થ કહેવાય છે.

**नित्यकर्म**—अवश्यापेक्षितफलसाधनम् । અવશ્ય અપેક્ષિત ફળનું જે સાધન તે નિત્યકર્મ.

૨. अकरणे प्रत्यवायानुबन्धिनित्यकर्म । જે ન કરવાથી જરૂર પ્રત્યવાય લાગે તે કર્મ નિત્યકર્મ કહેવાય છે.

૩. प्रत्यवायजनकीभूताभावप्रतियोगित्वम् । પ્રત્યવાયના જનકરૂપ જે અભાવ, તેનું જે પ્રતિયોગી હોય તે નિત્યકર્મ. જેમ 'એકાદશીમાં ઉપોષણ કરવું' એમ ધર્મ જાણનારા કહે છે. તે ઉપોષણનો અભાવ, તે પ્રત્યવાયને ઉત્પન્ન કરવા રૂપ અભાવ છે, તેનો પ્રતિયોગી ઉપોષણ છે. માટે એકાદશીનું ઉપોષણ નિત્યકર્મ છે.

૪. अहरहर्जायमानं नित्यकर्म । જે નિત્ય ચાલ્યા કરતું હોય તે નિત્યકર્મ. જેમ બાળકો નિત્ય રમે છે માટે બાળકોનું તે નિત્યકર્મ છે.

**नित्यप्रलयः**—प्राणिनां सुषुप्तिः । પ્રાણીઓની સુષુપ્તિ અવસ્થા એ તેમનો નિત્યપ્રલય છે.

**निदिध्यासनम्**—श्रुतार्थस्य नैरन्तर्येण दीर्घकालमनुसन्धानं निदिध्यासनम् । શ્રવણ કરેલા અર્થનું નિરંતર અને લાંબા વખત સુધી જે અનુસંધાન ( સ્મરણ ) તેનું નામ નિદિધ્યાસન.

૨. अपरोक्षनिश्चयत्वसम्पादकस्तर्कः । અપરોક્ષ નિશ્ચયપણાને સંપાદન કરનારો તર્ક, તે નિદિધ્યાસન.

૩. विजातीयप्रत्ययतिरस्कारेण सजातीयप्रत्ययप्रवाहीकरणं निदिध्यासनम् । વિજાતીય પ્રત્યયોનો તિરસ્કાર કરીને સજાતીય પ્રત્યયનો પ્રવાહ ચલાવવો, તેનું નામ નિદિધ્યાસન છે. ( પ્રત્યય એટલે જ્ઞાન. )

**निद्रा**—अभावप्रत्ययालम्बना वृत्तिः । અભાવ જ્ઞાનનું અવલંબન કરનારી (અભાવરૂપ વૃત્તિ) વૃત્તિ તે નિદ્રા.

૨. प्रबुद्धप्रत्ययमर्शहेतुत्वं निद्रात्वम्। જાગેલા મનુષ્યને હું જાગ્યો છું, એવું અનુસંધાન થવાનું હેતુપણું તે નિદ્રાપણું.

**निन्दा**—विरोधिभिः पुरुषैः स्वस्मिन्नापादिता दोषोक्तिः। વિરોધી પુરુષોએ પોતાનામાં (નિંદ્ય પુરુષમાં) જે દોષવાળું વચન લાગુ કર્યું હોય તે નિંદા.

૨. आस्येन परस्य विद्यमानाविद्यमानदोषसंकीर्तनं निन्दा। મુખ વડે કરીને બીજાના છતા કે અણછતા (ખરા કે ખોટા) દોષનું કથન કરવું તે નિન્દા.

**निन्दार्थवादः**—अनिष्टबोधनद्वारा विध्यर्थप्रवर्तकं वचनं निन्दार्थवादः। અનિષ્ટનું બોધન કરીને તે દ્વારા વિધ્યર્થને પ્રવૃત્ત કરનારૂં વચન.

૨. પ્રતિપાદ્ય અર્થની મહત્તા જણાવવાને અપ્રતિપાદ્ય અર્થનું તુચ્છત્વ જણાવવું તેને પણ નિન્દાર્થવાદ કહે છે. જેમ દેવીનું માહાત્મ્ય વર્ણવતી વખતે બ્રહ્મા, વિષ્ણુ આદિક દેવોને તેના આજ્ઞાંકિત વર્ણવવા તે નિન્દાર્થવાદ છે.

**निन्दितम्**—शास्त्रलोकयोर्गर्हितम्। જે કાંઈ શાસ્ત્રમાં તથા લોકોમાં નિંદિત હોય તે.

**निमन्त्रणम्**—आवश्यकश्राद्धभोजनादौ प्रवर्तनम्। આવશ્યક એવા શ્રાદ્ધ ભોજન વગેરેમાં તે પ્રવૃત્તિ કરાવવી.

**निमित्तकारणम्**—समवाय्यसमवाय्युभयभिन्नकारणम्। સમવાયિ કારણ તથા અસમવાયિ કારણથી ભિન્ન જે કારણ તે નિમિત્ત કારણ કહેવાય છે. જેમ, કાંઠલો, સાળ સાળવી આદિક પટનાં નિમિત્ત કારણો છે. એટલે—કાંઠલો, સાળ વગેરે પટનાં સમવાયિ કારણરૂપ તંતુઓથી તથા અસમવાયિ કારણરૂપ તંતુ સંયોગથી ભિન્ન છે, અને પટરૂપ કાર્યના કારણ પણ છે, માટે તે કાંઠલો વગેરે પટનાં નિમિત્ત કારણ કહેવાય છે. તેમજ દંડ ચક્રાદિક પણ ઘટનાં સમવાયિ કારણ રૂપ કપાલોથી તથા અસમવાયિ કારણરૂપ કપાલ સંયોગથી ભિન્ન છે તથા તે ઘટરૂપ કાર્યનાં કારણ પણ છે, માટે તે દંડચક્રાદિક ઘટના નિમિત્ત કારણ કહેવાય છે. એજ પ્રમાણે દેશ, કાળ, અદૃષ્ટ, ઈશ્વર, પ્રાગભાવ, આદિક નિમિત્ત કારણો વિષે પણ એ ઉક્ત લક્ષણ સમજવું. (સમવાયિ, અસમવાયિ અને નિમિત્તરૂપ ત્રણ કારણો દ્રવ્ય, ગુણ અને કર્મરૂપ ભાવકાર્યનાં હોય છે.) પ્રધ્વંસાભાવ રૂપ અભાવ કાર્યનું તો એક નિમિત્ત કારણજ હોય છે.

कार्यानुकूलव्यापारवत्कारणम्। કાર્યની ઉત્પત્તિને અનુકૂલ જે વ્યાપાર, તે વ્યાપારવાળા કારણને નિમિત્ત કારણ કહે છે.

૩. જે કારણ કાર્યમાં મળેલું ન હોવા છતાં જેના વિના કાર્ય નિષ્પન્ન થઈ શકે નહિ તે નિમિત્ત કારણ જેમ, કુંભાર, ચાક, દાંડો, વગેરે ઘડાનાં નિમિત્ત કારણો છે, કેમકે તેમના વિના ઘડો નિષ્પન્ન થઈ શકતો નથી.

૪. स्वातिरिक्तकार्यजनकत्वम्। પોતાનાથી ભિન્ન એવા કાર્યનું જે જનક હોય તે નિમિત્ત કારણ. જેમ કુંભાર આદિકથી ભિન્ન એવા ઘટાદિક કાર્યનું કુંભાર આદિ જનક છે, માટે કુંભાર આદિ નિમિત્ત કારણ.

૫. कार्योत्पत्तिमात्रकारणं निमित्तकारणम्। કાર્યની ઉત્પત્તિ માત્રનુંજ જે કારણ હોય (તેના ઉપાદાન વગેરેનું જે કારણ ન હોય) તે નિમિત્ત કારણ.

**नियमः**—(પતંજલિને મતે) શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાંચ વ્રતોને નિયમ કહે છે.

૨. शौचादिसम्पादनं नियमः। શૌચ વગેરેને આચરવાં તે નિયમ.

૩. शौचाद्यन्यतमत्वं नियमः। શૌચ વગેરે પાંચમાંથી ગમે તે એકને પણ નિયમ કહે છે.

૪. कायवाक्साध्यत्वे सति योगाङ्गविशेषत्वं नियमः। શરીર તથા વાણીથી સાધ્ય હોઈને જે યોગનું અંગવિશેષ હોય તે નિયમ.

૫. जन्महेतुकाम्यधर्मान्निवृत्य मोक्षहेतौ निष्कामधर्मे नियमतीति नियमः । જન્મના હેતુભૂત કામ્ય ધર્મથી પાછા વાળીને મોક્ષના હેતુરૂપ નિષ્કામ ધર્મમાં મનુષ્યનું જે નિયમન કરે છે તે નિયમ કહેવાય છે.

**नियमफलानि**—નિયમનાં ફળ યોગશાસ્ત્રમાં કહ્યાં છેઃ જેમ–પોતાના અંગની જુગુપ્સા અને બીજાઓ સાથે સંસર્ગમાં ન આવવું તે શૌચનું ફળ છે; સંતોષથી સર્વોત્તમ સુખલાભ થાય છે; સ્વાધ્યાયથી ઇષ્ટદેવતાનો સંપ્રયોગ થાય છે; ઇત્યાદિ.

**नियमविधिः**—पक्षेऽप्राप्तस्य प्रापको विधिर्नियमविधिः। પક્ષ વિષે અપ્રાપ્ત જે અર્થ છે, તે અર્થનો પ્રાપક જે વિધિ તે નિયમ વિધિ કહેવાય છે. જેમ—"व्रीहीनवहन्ति" છાલાં દૂર કરવા માટે ડાંગરને સાંબેલાવતી ખાંડે." આ નિયમ વિધિ છે. ડાંગરનાં છાલાં દૂર કરવાના–નખે ફોલીને, ભરડીને, ખાંડીને,–એવા અનેક ઉપાયો છે. તેમાં યજ્ઞકર્તા પુરૂષ જ્યારે સાંબેલાથી ખાંડવાનું પડતું મૂકીને ભરડવા વગેરે બીજા ઉપાયથી છાલા દૂર કરવાનો આરંભ કરે છે ત્યારે તે પક્ષમાં સાંબેલાથી ખાંડવાનું અપ્રાપ્ત કહેવાય છે. એ રીતે એક પક્ષમાં અપ્રાપ્ત થયેલા મુસલાવહનન (સાંબેલાથી ખાંડવું તે)નું ઉક્ત વિધિએ વિધાન કર્યું છે; અર્થાત્ અપ્રાપ્ત અંશને પૂરણ કર્યો છે માટે એ નિયમવિધિ કહેવાય છે.

૨. नानासाधनसाध्यक्रियायामेकसाधनप्राप्तावप्राप्तापरसाधनस्य प्रापकोविधिर्नियमविधिः । જૂદાં જૂદાં સાધનથી સાધ્ય થાય એવી ક્રિયામાં ગમે તે એક સાધનથી પ્રાપ્તિ થતાં નહિ પ્રાપ્ત એવા બીજા સાધનને પ્રાપ્ત કરી આપવાનો વિધિ તે નિયમ વિધિ.

૩. पक्षेऽप्राप्तस्यं प्रापकत्वम् । એક પક્ષમાં જે પ્રાપ્ત ન હોય તેને પ્રાપ્ત કરી આપનાર. મતલબ કે એક કાર્યને માટે અનેક પ્રકાર હોય તેમાંથી એક પ્રકારનો નિયમ કરી આપનાર વિધિ તે નિયમવિધિ.

**निरनुयोज्यानुयोगः**—निग्रहस्थानरहिते निग्रहस्थानोद्भावनं निरनुयोज्यानुयोगः । નિગ્રહસ્થાનથી રહિત પ્રતિવાદી વિષે જે નિગ્રહસ્થાનનું કથન છે તેનું નામ નિરનુયોજ્યાનુયોગ છે.

**निरर्थकम्**–अवाचकः शब्दप्रयोगो निरर्थकम्। જે શબ્દ કોઈ પણ અર્થનો વાચક ન હોય તે શબ્દને અવાચક કહે છે. એવા અવાચક શબ્દનો જે પ્રયોગ તેને નિરર્થક કહે છે. જેમ– "शब्दनित्यः जवगडदशत्वात्" એમાં 'जवगडदश्' એ શબ્દ કોઇ પણ અર્થનો વાચક નથી, માટે એ અવાચક શબ્દપ્રયોગને નિરર્થક કહે છે. [એ એક નિગ્રહસ્થાન છે.]

**निराकाङ्क्षा**–शाब्दबोधोपयोग्यपेक्षाशून्यता। શબ્દનો બોધ થવાને ઉપયોગી અપેક્ષાથી રહિતપણું તે.

**निरुक्तम्**— पदानामवयवार्थनिर्वचनप्रतिपादकम् । પદોના અવયવાર્થના વ્યાખ્યાનનું પ્રતિપાદક શાસ્ત્ર તે નિરુક્ત.

૨. वैदिकपदानां पर्यायव्युत्पत्यादिप्रतिपादकं शास्त्रम्। વૈદિક પદોના પર્યાય અને વ્યુત્પત્તિ આદિને પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર તે નિરૂક્ત.

૩. शब्दस्य सर्वावयवानुगमेन प्रसिद्धार्थादर्थान्तरे वृत्तिः। શબ્દના બધા અવયવોના અર્થને અનુસરીને તેના (શબ્દના) પ્રસિદ્ધ અર્થથી ભિન્ન અર્થમાં જે વૃત્તિ તે નિરુક્તિ. જેમ 'सोम' શબ્દનો અર્થ 'ઉમા સહિત મહાદેવ' એમ કરવો તે નિરુકતાર્થ કહેવાય.

**निरुपाधिकभ्रमः**—જે ભ્રમ અધિષ્ઠાનના જ્ઞાનથી દૂર થાય છે તે નિરુપાધિક ભ્રમ કહેવાય છે. સોપાધિક ભ્રમની પેઠે એ પણ બાહ્ય અને આંતર એવો બે પ્રકારનો છે–

**(૧) બાહ્યનિરુપાધિક ભ્રમ**—જેમ છીપમાં રૂપું દેખાવું; આકાશમાં નીલતા દેખાવી; ઇ૦.

**(૨) આંતરનિરુપાધિક ભ્રમ**—હું ગૃહી છું; હું બ્રાહ્મણ છું; ઇ૦.

**निरूढलक्षणा**—अनादितात्पर्यविषयीभूतार्थनिष्ठालक्षणा निरूढलक्षणा। અનાદિ તાત્પર્યના વિષયીભૂત અર્થ વિષે રહેલી જે લક્ષણા, તે નિરૂઢ લક્ષણા કહેવાય છે. જેમ—"नीलो घटः" આ વાક્યમાં नील પદની નીલગુણવિશિષ્ટ દ્રવ્ય વિષે નિરૂઢ લક્ષણા કહેવાય છે. એ નિરૂઢ લક્ષણા પ્રાયઃ 'શક્તિ'ના જેવીજ છે.

**निरूपणम्**—लक्षणप्रमाणस्वरूपाभिधानम्। પદાર્થનું લક્ષણ, પ્રમાણ અને સ્વરૂપનું કથન ને નિરૂપણ.

૨. तत्त्वज्ञानुकूलशब्दप्रयोगो निरूपणम्। તત્ત્વજ્ઞાનને અનુકૂળ એવો શબ્દનો પ્રયોગ તે નિરૂપણ કહેવાય છે.

**निरूपणीयनिष्ठसंगतिः**—अनन्तराभिधानप्रयोजकजिज्ञासाजनकज्ञानविषयस्मरणानुकूलसम्बन्धः। હવે પછી (અવ્યવહિત કાળમાં) જે વસ્તુ કહેવાની છે, તેની પ્રયોજક જે જિજ્ઞાસા, તે જિજ્ઞાસાનો જનક જે જ્ઞાનનો વિષય તે વિષયના સ્મરણને અનુકૂળ એવો જે સંબંધ તે નિરૂપણીયનિષ્ઠ સંગતિ કહેવાય.

**निरोधः**—इन्द्रियाणां विषयेभ्यो निग्रहणम्। ઇંદ્રિયોને વિષયોથી અટકાવવી તે નિરોધ કહેવાય છે.

**निर्जरः** (જૈન મતે)—પુણ્ય અને અપુણ્ય નામનાં સર્વ કર્મોનું નાશ કરનારૂં જે તપ્તશિલારોહણાદિક તપ છે તેને 'નિર્જર' પદાર્થ કહે છે.

**निर्णयपदार्थः**—પ્રમાણના ફળરૂપ જે નિશ્ચયાત્મક જ્ઞાન તે નિર્ણય.

૨. अनुभूतार्थकथनं निर्णयः। અનુભવ કરેલા અર્થનું કથન તે નિર્ણય.

૩. यथार्थानुभवपर्याया प्रमितिः। યથાર્થ અનુભવના પર્યાયરૂપ જે પ્રમાણજન્ય જ્ઞાન તે નિર્ણય.

૪. निश्चयग्राहिणितदभावाग्राहिणि ज्ञानं निर्णयः। નિશ્ચય રૂપ પદાર્થમાં તેમ તેના અભાવરૂપ પદાર્થમાં—બન્નેમાં—રહેલું જે જ્ઞાન તે નિર્ણય કહેવાય.

**निर्देशः**—निर्दिश्यतेऽभिधीयतेऽनेनेति निर्देशः। શબ્દવડે અમુક પદાર્થનું નામ કથન કરવું તે નિર્દેશ.

**निर्वाहैक्यसंगतिः**—एकप्रयोजकप्रयोज्यत्वं निर्वाहैक्यसंगतिः। એક પ્રયોજકવડે જે પ્રયોજ્યપણું છે, તેનું નામ નિર્વાહૈક્યસંગતિ છે. અર્થાત્ જ્યાં એકજ કારણવડે બે ત્રણ ઉત્પન્ન થાય છે, ત્યાં આ નિર્વાહૈક્યસંગતિ કહેવાય છે. જેમ પ્રત્યક્ષ પ્રમાણના નિરૂપણ પછી પરામર્શ અને અનુમિતિ બન્નેના નિરૂપણમાં નિર્વાહૈક્યસંગતિ છે.

**निर्विकल्पकम्**—संसर्गानवगाहिज्ञानम्। સંસર્ગરૂપ સંબંધને વિષય નહિ કરનારૂં જ્ઞાન તે નિર્વિકલ્પક જ્ઞાન. જેમ—'તે આ દેવદત્ત છે' એમાં દેવદત્ત અને તે એ બેનો સંસર્ગરૂપ સંબંધ નથી (અર્થાત્ તે બે એકજ પદાર્થ છે.) માટે એવું એકજ વસ્તુરૂપ જ્ઞાન તે નિર્વિકલ્પક કહેવાય.

૨. निर्गतो विकल्पो विशेष्यविशेषणतासम्बन्धो यस्मात्तत्। વિકલ્પ એટલે વિશેષ્ય વિશેષણતા સંબંધ. તે સંબંધ જેમાં ન હોય તે નિર્વિકલ્પક.

**निर्विकल्पं** (**ज्ञानम्**)—प्रकारताऽनिरूपकं ज्ञानं निर्विकल्पम्। જે જ્ઞાન વિષયનિષ્ઠ પ્રકારતાનું નિરૂપક નથી હોતું તે જ્ઞાન નિર્વિકલ્પક કહેવાય છે. અને જે જ્ઞાન વિષયનિષ્ઠ પ્રકારતાનું નિરૂપક હોય છે તે સવિકલ્પ કહેવાય છે. તાત્પર્ય આ પ્રમાણે છેઃ—'આ ઘટ છે' ઇત્યાદિ જે સવિકલ્પ જ્ઞાન છે, તે સવિકલ્પ જ્ઞાનની વિષયતા ઘટ વિષે, ઘટત્વ જાતિ વિષે, તથા ઘટઘટત્વના સમવાય વિષે, એમ ત્રણ વિષે રહે છે. તેમાં ઘટમાં વિશેષ્યતા નામે વિષયતા રહે છે; ઘટત્વ જાતિવિષે પ્રકારતા નામની વિષયતા રહે છે; તથા ઘટ અને ઘટત્વના સમવાયમાં સંસર્ગતા નામની વિષયતા રહે છે. વળી જે જે જ્ઞાનની જે જે વિષયતા હોય છે, તે તે વિષયતા તે તે જ્ઞાન વડે નિરૂપિતજ હોય છે.

અર્થાત્ તે તે વિષયતાનું તે તે જ્ઞાન નિરૂપક હોય છે; માટે 'આ ઘટ' ઇત્યાદિ સવિકલ્પ જ્ઞાનમાં પ્રકારતાનું નિરૂપકપણું, તથા વિશેષ્યતાનું નિરૂપકપણું, તથા સંસર્ગતાનું નિરૂપકપણું સંભવે છે. માટે એ સવિકલ્પક પ્રત્યક્ષ જ્ઞાનનાં પ્રકારતાનિરૂપકજ્ઞાનત્વ, વિશેષ્યતાનિરૂપકજ્ઞાનત્વ, તથા સંસર્ગતાનિરૂપકજ્ઞાનત્વ, એ ત્રણ લક્ષણો સંભવે છે.

અને 'ઘટ' તથા 'ઘટત્વ' એવા નિર્વિકલ્પક પ્રત્યક્ષ વિષે તો ઉપર કહેલી ત્રણ પ્રકારની વિષયતામાંથી એક પણ વિષયતા હોતી હોતી નથી; પણ નિર્વિકલ્પ જ્ઞાનની ઘટાદિકો વિષે એક ચોથી વિષયતા અંગીકાર કરવામાં આવી છે. માટે એ નિર્વિકલ્પક જ્ઞાન ઉપર કહેલી પ્રકારતાખ્ય વિષયતાનું તથા વિશેષ્યતાખ્ય વિષયતાનું, તથા સંસર્ગાખ્ય વિષયતાનું નિરૂપક હોતું નથી, અને તેથી એ નિર્વિકલ્પ પ્રત્યક્ષનાં પ્રકારતાખ્યઅનિરૂપકજ્ઞાનત્વ, તથા વિશેષ્યતાઅનિરૂપકજ્ઞાનત્વ, તથા સંસર્ગતાઅનિરૂપકજ્ઞાનત્વ, એવાં ત્રણ લક્ષણ સંભવે છે.

જો કે એ નિર્વિકલ્પક જ્ઞાન પણ ઘટ, ઘટત્વ, અને સમવાય, એ ત્રણેને વિષય કરે છે, તથાપિ એ નિર્વિકલ્પ જ્ઞાન ઘડાને વિશેષ્યતા રૂપે વિષય કરતું નથી; ઘટત્વને પ્રકારતારૂપે વિષય કરતું નથી; અને સમવાય સંસર્ગતારૂપે વિષય કરતું નથી. પણ એ નિર્વિકલ્પક જ્ઞાન કેવળ ઘટ, ઘટત્વ અને સમવાયના સ્વરૂપ માત્રનેજ વિષય કરે છે. આ કારણથીજ ઘટાદિકોમાં નિર્વિકલ્પક પ્રત્યક્ષની પૂર્વોક્ત ત્રણ વિષયતાથી ભિન્ન એક ચોથી વિષયતા અંગીકાર કરવામાં આવી છે.

**निर्विकल्पसमाधिः**—असंप्रज्ञातसमाधिः—ज्ञातृज्ञानज्ञेयविकल्पानवभासपुरःसरमात्मनि चित्तसमाधानम्। જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, એવો ત્રિપુટીરૂપ વિકલ્પ ન ભાસતાં આત્મામાંજ જે ચિત્તનું સ્થાપન થઇ રહેવું તે નિર્વિકલ્પ સમાધિ. એનેજ અસંપ્રજ્ઞાત સમાધિ કહે છે; તેમ निर्बीजसमाधि પણ કહે છે.

**निर्बीजसमाधिः**—निर्गतं क्लेशकर्मादिबीजं यत्रेति निर्बीजसमाधिः। જે સમાધિમાં ક્લેશકર્માદિ બીજ નાશ પામ્યું છે તે સમાધિ નિર્બીજ સમાધિ કહેવાય છે. ( निर्विकल्पसमाधिः શબ્દ જુઓ. )

**निवृत्तिः**—द्वेषजन्यो द्वेषाविषयकगुणो निवृत्तिः। દ્વેષ વડે જન્ય અને દ્વેષને વિષય નહિ કરનારો એવો જે ગુણ તે નિવૃત્તિ.

૨. प्रवृत्त्युपाधिविनाशको यत्नः। પ્રવૃત્તિરૂપ ઉપાધિને નાશ કરનારો યત્ન તે નિવૃત્તિ.

૩. દૂર થવાપણું; નાશ પામવાપણું; જતું રહેવાપણું.

**निश्चयः**—संशयविरोधिज्ञानं निश्चयः। સંશયથી વિરોધી જે જ્ઞાન તે નિશ્ચય કહેવાય છે.

૨. तदभावाप्रकारकत्वे सति तत्प्रकारकं ज्ञानम्। કોઇ પદાર્થના અભાવના પ્રકારનું જ્ઞાન ન હોઇને તે પદાર્થનું જે જ્ઞાન તે નિશ્ચય.

**निःश्रेयसम्**—આત્યંતિક દુઃખ નિવૃત્તિરૂપ મુખ્ય પ્રયોજન; કલ્યાણ; મોક્ષ; મોક્ષશાસ્ત્રનું પરમપ્રયોજન, અપવર્ગ મુક્તિ, બંધનિવૃત્તિ.

**निषिद्धकर्म**—શ્રુતિ, સ્મૃતિ અને શાસ્ત્ર જે કર્મ કરવાનો નિષેધ કર્યો છે તે કર્મ: જેમ–બ્રહ્મહત્યા, સુરાપાન, વગેરે.

૨. प्रत्यवायजनकं कर्म। પાપ ઉત્પન્ન કરે એવું કર્મ તે નિષિદ્ધ કર્મ.

**निषेधः**—पुरुषनिवर्तकं वाक्यम्। પુરૂષને નિવૃત્તિ કરનારૂં વચન.

૨. अनिष्टसाधनताबोधकवेदादिवाक्यम्। અમુક કર્મ અનિષ્ટનું સાધન છે, એમ બોધ કરનારૂં વેદશાસ્ત્ર વગેરેનું વચન, તે નિષેધ.

**निषेधमुखप्रतीतिः**—અભાવવાચક નકાર વડે યુક્ત પ્રતીતિને નિષેધમુખપ્રતીતિ કહે છે. જેમ–'આ ઘડો નથી, આ ઘડો નથી,' 'એમ' નિષેધ કરવાથી 'આ ઘડાથી ભિન્ન પદાર્થ છે,' એવી જે પ્રતીતિ થાય છે તે.

**निष्कर्षः**—સારાંશ; તાત્પર્ય; ખેંચી કાઢેલું કે તારવી કાઢેલું તત્ત્વ.

**निष्कामकर्मत्वम्**—कर्तृत्वाभिमानफलेच्छाभावत्वे सत्यन्तर्यामीश्वरचरणैकसमर्पितत्वम्। કર્તાપણાનું અભિમાન અને ફળની ઇચ્છા ન હોઇને અંતર્યામી ઇશ્વરના ચરણમાં કર્મનું અર્પણ કરવાપણું.

૨. निर्गतः कामोऽभिलाषो यस्य यत्र वा। જે કર્મનો અથવા જે કર્મમાંથી અભિલાષ જતો રહ્યો છે તે નિષ્કામકર્મ કહેવાય.

**निष्परिग्रहः**—कन्थापादुकाद्यतिरिक्तद्रव्यानङ्गीकारः। કન્થા અને પાવડીઓ સિવાય બીજા દ્રવ્યનો અંગીકાર ન કરવો તે નિષ્પરિગ્રહ કહેવાય.

**निःस्वरूपत्वम्**—अप्रतिपन्नोपाधिकत्वे सति स्वरुपेण निषेधप्रतियोगित्वम्। કોઇપણ ઉપાધિ પ્રાપ્ત ન થયેલી હોઇને સ્વરૂપથી નિષેધના પ્રતિયોગી હોવાપણું. અર્થાત્ અસ્તિત્વરૂપે હોઇને જે નિરુપાધિક હોય તે બ્રહ્મચૈતન્ય.

**नैमित्तिककर्म**—कुतश्चिन्निमित्तात्कृतं कर्म। કોઇ એક નિમિત્ત પ્રાપ્ત થવાથી જે કર્મ કરવામાં આવે તે. જેમ-પુત્રની ઇચ્છાના નિમિત્તથી પુત્રેષ્ટિયાગ, એ નૈમિત્તિક કર્મ છે.

**नैमित्तिकप्रलयः—मन्वन्तरप्रलयः**—सर्वकार्यद्रव्यध्वंसः। સઘળાં કાર્યદ્રવ્યનો નાશ થવો તે.

૨. एकस्मिन्मन्वादावपगतेऽपराधिपत्यान्तरालकालः। એક મનુ આદિક ગયા પછી બીજા મનુનો અમલ થાય, તે વચમાં જે કાળ રહે છે તે નૈમિત્તિક પ્રલય. એનેજ મન્વંતર પ્રલય પણ કહે છે,

૩. कार्यब्रह्मणो दिवसावसाननिमित्तकस्त्रैलोक्यमात्रप्रलयः। કાર્ય બ્રહ્મા (બ્રહ્મદેવ) નો દિવસ પૂરો થાય અને રાત પડે તેથી કરીને જે ત્રણ લોકનોજ માત્ર લય થાય છે તે નૈમિત્તિક પ્રલય કહેવાય છે.

**नैष्ठिकब्रह्मचारी**—यावज्जीवं गृहीतब्रह्मचर्यव्रतः। જીવતા સુધી જેણે બ્રહ્મચારી રહેવાનું વ્રત લીધું હોય તે.

**नोदनाख्यसंयोगः**—स्पर्शवद्द्रव्यसंयोगो नोदनाख्यसंयोगः। સ્પર્શવાળા દ્રવ્યનો બીજા મૂર્ત દ્રવ્ય સાથે સંયોગ તે નોદનાખ્યસંયોગ એ નોદનાખ્યસંયોગ શબ્દનો જનક હોતો નથી પણ મૂર્ત દ્રવ્યમાં ક્રિયા માત્રનોજ જનક થાય છે, જેમ-પાણી ભરાઈ રહેવાથી કાદવવાળી થયેલી જમીન ઉપર પગ મૂકવાથી શબ્દ થતો નથી, પણ સ્પર્શવાળા પગનો તે ભૂમિપ્રદેશ સાથે સંયોગ થાય છે તે નોદનાખ્યસંયોગ છે.

**न्यायः**—प्रतिज्ञादिवाक्यपञ्चकसमुदायो न्यायः। (૧) પ્રતિજ્ઞા, (૨) હેતુ, (૩) ઉદાહરણ, (૪) ઉપનય, અને (૫) નિગમન, એ પાંચ વાક્યોના સમુદાયને ન્યાય કહે છે.

૨. लोकशास्त्रप्रसिद्धदृष्टान्तो न्यायः। લોકોમાં અને શાસ્ત્રમાં જે પ્રસિદ્ધ દૃષ્ટાન્ત હોય છે તેને ન્યાય કહે છે.

૩. प्रमाणानुग्राहकस्तर्को न्यायः। પ્રમાણને ઉપકારક તર્ક તે ન્યાય.

૪. प्रमाणैरर्थपरीक्षणं न्यायः। પ્રમાણોવડે અર્થની પરીક્ષા કરવી તે ન્યાય.

**न्यूनम्**—यत्किंचिदवयवशून्यावयवाभिधानं न्यूनम्। પ્રતિજ્ઞાદિ પાંચ અવયવો યત્કિંચિત્ પ્રતિજ્ઞાદિરૂપ અવયવથી શૂન્ય (રહિત) અવયવોનું જે કથન છે, તેનું નામ ન્યૂન છે. (આ એક નિગ્રહસ્થાન છે.)